

# પ્રસ્તાવના



શ્રાવકો મુખ્યત્વે કરીને બાવીશ અભક્ષ્યના ત્યાગી હોય છે, તેમના ઉપયોગની જાગ્રતીને અર્થે તથા ધન્ય ભવ્ય પ્રાણિઓના હિતને માટે બાવીશ અભક્ષ્ય, અનાચરણીય વસ્તુઓ વગેરે સંબંધી કિંચિત્ અધિકાર દર્શાવ્યો છે. તે વાંચી, વિચારી તદનુસાર વર્તન રાખવા તેઓ યથાશક્તિ ઉજમાલ થશે, તો સ્વપરને અતિ હિતકારી થશે કેટલાક બંધુઓ બાવીશ અભક્ષ્ય ત્યાગ, અગર બીજા નિયમો લે છે, પરંતુ તેનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વગર પાછળથી વ્રતમાં સ્ખલના પડે છે, જેથી [પ્રથમ-થીજ] તેનું વાસ્તવિક સ્વરૂપ સમજાવવાને માટે આ પ્રયાસ કર્યો છે. જેમાંની ઘણીખરી બાબતોનો ખુલાસો વિદ્વાન્ મુનિમહારાજાઓ તથા ઉપયોગવંત શ્રાવકો વગેરેને પૂછી લખ્યો છે. કેટલીક બાબતોમાં મતભેદ હોવાથી મધ્યસ્થપણું રાખવું ઉચિત જાણી યથાયોગ્ય લખ્યું છે; છતાં પણ શંકા જેવી બાબતોમાં વિશેષ જ્ઞાની પાસેથી નિર્ણય કરી લેવો. આ ગ્રંથમાં મતિમંદતાથી જે કાંઇ શ્રીવીતરાગની આજ્ઞા વિરુદ્ધ લખાયું હોય, તે સંબંધી શ્રીસંઘ સમક્ષ મિથ્યાદુષ્કૃત દઉં છું. તથા દૃષ્ટિદોષથી જે કાંઇ કાનો માત્રા અનુસ્વાર તથા હ્રસ્વ દીર્ઘની ભુલ રહી ગઇ હોય, તેને માટે સુજ્ઞ વાચકજનને તે સુધારી વાંચવા સવિનય પ્રાર્થના કરું છું.

આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચવા જરૂર ખપ કરવો, તથા જે રસોઇનું કામ કરતા હોય તેને ઉપયોગ પૂર્વક સમજાવી તે મુજબ વર્તવા શીખામણ આપવી. તથા આ પુસ્તક વાંચી સમજી યથાશક્તિ નિયમ લેવા અવશ્ય ઉદ્યમ કરવો. અને

જેઓ વિરતિવંત છે, તેઓએ અવશ્ય બીજા અન્ય મુગ્ધ–સંસાર જાળમાં ફસાએલા પ્રાણિઓને વિરતિરૂપી સુખડી ચખાડવી. આ પુસ્તક તેમજ બીજા જ્ઞાનના દરેક પુસ્તકની આશાતના કરવી નહિં. "**આગમની આશાતના નવિ કરીએ**" એ પૂજાનું રહસ્ય વારંવાર મનન કરી જ્ઞાનની આશાતનાથી ભય પામી જેમ બને તેમ જ્ઞાનનું અતિ આદર–વિનય પૂર્વક બહુમાન કરવું. જ્ઞાન–પુસ્તક પાસે રાખી આહાર–નિહાર કરવો નહિં. અશુદ્ધ હાથે કે લઘુનીતિ કર્યા પછી હસ્ત સ્વચ્છ કર્યા વગર જ્ઞાનને અડવું નહિં. જ્ઞાન પાસે છતાં સુવું નહિં. થુંકવાળી આંગળી લગાડવી નહિં. પગ ઉપર પગ ચડાવી બેસવું નહિં. જ્ઞાન તરફ પીઠ કે પગ રાખવો નહિં. જ્ઞાન જમીન ઉપર નીચે ન મૂકવું. અશુદ્ધ જગ્યાએ કે અકાળે ભણવું નહિં. પગ ઉપર કે ચરવલા ઉપર રાખીને ભણવું નહિં. કારણ કે નાભિ નીચેનો ભાગ અશુદ્ધ છે, અને ચરવલો તો પુંજવાનું સાધાન છે. તેથી સાપડા ઉપર મૂકી મુખ આગળ મુહપત્તિ કે વસ્ત્ર રાખીને વાંચવું. "મુહપત્તિનો પ્રચાર ઘણો મંદ થતો જાય છે, જેથી જ્ઞાનને શ્વાસ, થુંક વગેરે લાગવાથી બહુ આશાતના થાય છે તેથી અવશ્ય મુહપત્તિનો ઉપયોગ ચૂકવો નહિં." વળી **શ્રીગૌતમ સ્વામીએ વીરપ્રભુને** પૂછયું જે "ઇંદ્ર સાવદ્ય ભાષા બોલે? કે નિરવદ્ય?" ત્યારે ભગવંતે ઉત્તર આપ્યો કે "મુખ આગળ વસ્ત્ર પ્રમુખ રાખી બોલતાં નિરવદ્ય ભાષા બોલે, અન્યથા તે સાવદ્ય જાણવી."જેથી **અષ્ટપ્રવચન માતાના** રક્ષક મુનિમહારાજાઓને પણ અમે પ્રાર્થના કરીએ છીએ કે પ્રમાદ ત્યજી મુહપત્તિ કે જે નામની થઇ ગઇ છે, તેનો સદુપયોગ કરવા કાળજી રાખવામાં આવે, તો પાસે રહેનારા શ્રાવક શ્રાવિકા વર્ગ પણ તેનો

સદુપયોગ કરતા શીખે અન્તે ચાલતાં પણ જ્ઞાન નાભિ ઉપર અને મસ્તક નીચે (છાતી સરસુ) ગણવું જેમ-ગજા, શેઠ પ્રમુખ આવતા ઉભા થઈ તેમનું બહુમાન કરીએ છીએ, તેમ જ્ઞાનનું બહુમાન, વદન, પૂજન કરવું જો જ્ઞાનાવરણીય કર્મ-શીઘ્ર ક્ષય કરવા હોય, તો જ્ઞાનની આશાતના કોઈ પણ પ્રકારે ન થાય, તેવો શુદ્ધ ઉપયોગ રાખો જેથી લોકાલોકપ્રકાશક ઉત્તમ કેવળજ્ઞાન પ્રાપ્ત થાય સુજ્ઞેષુ કિંબહુના?

લી૦ ગ્રંથકર્ત્તા.

---

## ૬ ટ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના.

આ આવૃત્તિમા ક્યાક ક્યાક ભાષા સુધારવામાં આવી છે. કોઈ કોઈ ઠેકાણેથી ખાસ બિન જરૂરી ભાગ કાઢી નાંખેલ છે, તેમજ કોઈ કોઈ ઠેકાણે સ્થળો બદલી વિષયો વ્યવસ્થિત ગોઠવવામા આવ્યા છે અમોએ હાલમાં જે કાંઇ ઉમેરો કર્યો છે, તે ઘણે ભાગે [ ] આવા કૌસમાં બતાવેલ છે

મૂળ લેખકે વાચકોને ઠામ ઠામ ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જાગ્રત્ રાખવા હાર્દિક ઉપદેશ આપી ખૂબ ઉત્સાહિત કરવા પ્રયાસ કર્યો છે સ્વયત્યાગી પુરુષોના ઉપદેશની અસર સારી થાય છે, એમ ધારી અમોએ તે ભાગો જેમના તેમ કાયમ રાખ્યા છે આહારમીમાંસાનો નવો નિબધ ઉમેર્યો છે તે કદાચ આજના વખતમા રસપ્રદ થઇ પડશે છેલ્લે શ્રીમદ્ શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ યશોવિજયજી મહારાજની રચેલી ચાર આહાર અને અણાહારીની સજઝાય ઉપયોગી ધારીને ખાસ વધારવામાં આવી છે

આ પુસ્તકની હિન્દી આવૃત્તિ પણ અમારા તરફથી છપાય છે.

પાંચમી આવૃત્તિની કિંમત ૦-૩-૦ હતી પરંતુ તેમાં **શેઠ ફીકાભાઇ પ્રેમચંદ તરફથી રૂા. ૨૦૦)**ની મદદ મળેલી હતી. અને આ આવૃત્તિમાં તેવી મદદ મળી નથી. તેમજ કાગળો વિગેરેના ભાવોમાં ઘણો જ વધારો હોવાથી કિંમત ૦-૫-૦ રાખવી પડી છે. જીવનમાં ખાસ ઉપયોગી મહત્ત્વના વિષયોથી ભરપૂર આ પુસ્તકનો લાભ દરેક સાધર્મિક બંધુઓ ઉઠાવશેજ. **પ્રવચનસારોદ્ધાર-શ્રાદ્ધવિધિ-શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ તથા પૂર્વાચાર્ય** ભગવંતો વિરચિત અન્ય ગ્રન્થોના પ્રમાણો તથા વિશેષ વિચારની આ ગ્રંથમાં જરૂર છતાં વિસ્તારભયથી આપી શક્યા નથી. પૂજ્ય મુનિ મહારાજાઓ આમાં રહેલી ત્રુટિઓ તરફ લક્ષ દોરવવા કૃપા કરશે, તો નવી આવૃત્તિમાં સારી અનુકૂળતા થશે. એવી આશા સાથે વિરમીએ છીએ

**મ્હેસાણા : ૨૩-૧-૪૧** **લી૦ પ્રસિદ્ધકર્ત્તા**



# આહાર મીમાંસા

ધમ્મો મંગલમુક્કિટ્ઠં
અહિંસા સંજમો તવો ।
દેવા વિ તં નમંસંતિ
જસ્સ ધમ્મે સયા મણો ॥ ૧ ॥
શ્રી દશવૈકાલિક સૂત્ર ૧-૧

"ધર્મ: મોટામા મોટુ મગળ છે. અહિંસા સયમઃ અને તપઃ ધર્મ છે. જેનુ મન હમ્મેશાં ધર્મમાં હોય છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે. ૧-૧"

"જૈન મુનિ મહાત્માઓ—

(૧) પોતાના જીવનની ખાસમાં ખાસ જરૂરીઆતની કોઇપણ ચીજ માટે પોતાને હાથે સાક્ષાત્ કોઇપણ પ્રકારની હિંસા કરતા જ નથી.

(૨) પ્રાણી તરીકેના જીવનની ગમનાગમનાદિ અનિવાર્ય જરૂરીઆતોને પ્રસંગે અને જીવનના ઉત્કૃષ્ટ વિકાસ માટેના ધાર્મિક આચારાદિ પ્રયત્નોના કાર્યક્રમ પ્રસંગે પણ લેશ માત્ર જીવહિંસા ન થવા પામે, તેને માટે સંપૂર્ણ કાળજી ધરાવે છે.

(૩) તેવે પ્રસંગે ભૂલ ન થઇ બેસે, માટે અહિંસાના સૂક્ષ્મ તત્ત્વોનું, સૂક્ષ્મ નિયમોનું, અને યોગ્ય તાલિમનું જ્ઞાન મેળવવા પૂરતી કોશીષ પ્રથમથી જ કરે છે.

(૪) પ્રાણી તરીકેના પોતાના જીવનનિર્વાહ માટે અને પોતાનો આત્મવિકાસ કરવા માટે કદાચ પરંપરાએ પણ હિંસા થવાના પ્રસંગો બનવાનો સંભવ લાગે, ત્યારે પણ જેમ બને તેમ ઓછામાં ઓછી હિંસા થાય, અને વધુમાં વધુ અહિંસા જળવાય, તેમાટે સંપૂર્ણ કાળજી,

તેનું સૂક્ષ્મ વિવેકજ્ઞાન, તથા બારીક અને કડક નિયમોનું પાલન ધરાવે છે.

(૫) એટલે, જેમ બને તેમ જીવનને વધુને વધુ અહિંસામય બનાવવા, રાખવા, જેમ બને તેમ વધુને વધુ સંયમી એટલે ઓછામાં ઓછી જરૂઆતવાળું બનાવવા અને રાખવા, અને વધુમાં વધુ તપોમય એટલે ઈરાદાપૂર્વક સાચી સમજ પૂર્વક-કષ્ટ ઉઠાવી લેવાની વૃત્તિવાળું બનાવવા અને રાખવા પ્રયાસો કરે છે. એટલે કે-પોતાની અહિંસક વૃત્તિને સંયમ અને તપની મદદથી વધુમાં વધુ અમલી બનાવે છે.

જગત્માં, આ અહિંસાનો ઉંચામાં ઉંચો આદર્શ છે. અને જૈન મુનિઓ પોતાના જીવનમાં તે જીવી બતાવી તેનો પ્રત્યક્ષ દાખલો જગતને પૂરો પાડે છે. "ધન્ય મુનિરાજ!

" શ્રાવકોના આહાર વિગેરેની વ્યવસ્થા પણ-જૈન મુનિ જીવનના આદર્શને સામે રાખીને જ ઉપદેશવામાં આવી હોય, એ સ્વાભાવિક છે. એટલે કે-શ્રાવકોના આહારના ભક્ષ્યાભક્ષ્ય વિવેકમાં પણ અહિંસા-સંયમ અને તપ એ ત્રણ તત્ત્વો મુખ્ય હોય, એ સ્વાભાવિક છે.

આહારઃ એ જીવન નિર્વાહનું મુખ્ય અંગ છે. તેમાં "અહિંસા, સંયમ અને તપનો આશ્રય લેવાથી નિર્વાહને અને જીવનના હરેક તરેહના વિકાસને બાધ આવે." એમ માનવાને કારણ નથી. પરંતુ બહુ સૂક્ષ્મ વિચાર કરવાથી-"નિર્વાહ અને જીવન વિકાસને સારો વેગ મળે છે." એમ માનવાને કારણ મળે છે.

" અહિંસા, સંયમ અને તપ વગરના પ્રાણીઓનો નિર્વાહ અને વિકાસ સારો થાય છે. " એમ કહી શકાય તેમ છે જ નહીં.

'અહિં વિકાસની વ્યાખ્યાનું લક્ષ્ય-માનસિક કે આંતરિક વિકાસ છે. શરીરે ગમે તેવો મજબૂત માણસ બીકણ હોય, તો તે વિકાસ ગણાય જ નહીં. નિર્ભય માણસ ખુની, હરામખોર, બદમાશ હોય, તો તે પણ વિકાસ ગણાયજ નહીં. જીવનની દરેક શાખાઓ ઉપર પોતાનો આન્તરિક વિકાસ જેટલો કાબુ ધરાવી શકે છે, તેટલી જ જીવન નૌકા વ્યવસ્થિત ચાલે છે. તે આંતરિક વિકાસને-અહિંસા, સંયમ અને તપ સાધી આપી શકે છે."

## જીવનમાં અહિંસાનું સ્થાન:

ક્રૂરમાં ક્રૂર પ્રાણીઓ પણ-પોતાના કુટુંબ કે પોતાની જાત તરફ ક્રૂરતા દાખવતા નથી. પરંતુ કુટુંબ પ્રત્યે વાત્સલ્ય અને સજાતીય પ્રાણીઓ તરફ બંધુભાવ ધરાવે છે. આ ગુણને લીધે દરેક પ્રાણી પોતાના સંતાનોનું પાલન કરે છે, અને પોતાની જાતના બીજા પ્રાણીઓ સાથે ટોળામાં રહી શકે છે. એટલાજ માટે કુટુમ્બવ્યવસ્થા-જ્ઞાતિ-સમાજ-રાજ્ય-ધર્મ વિગેરે પ્રકારની વ્યવસ્થાઓથી ગુંથાયેલી પવિત્ર આર્યસંસ્કૃતિ આનવજાતે ઉત્પન્ન કરી છે, અને તેની મદદથી વધુમાં વધુ અંહિસક રહેવા માનવજાતે પ્રયાસ કર્યો છે.

આગળ વધીને બીજાના ભલા માટે પણ પ્રયાસ કરતા અથવા તે ખાતર જાતે કષ્ટ વેઠી લેતા પ્રાણીઓના દાખલા પણ મળી આવે છે. એટલે, પ્રાણીમાત્રમાં સ્વાભાવિક રીતે જ ઓછી-વત્તી અહિંસાની માત્રા હોય જ છે.

માનવજાત માત્રમાં અહિંસકવૃત્તિના તત્વો કંઈક વધુ હોય છે, જંગલીમાં જંગલી મનુષ્યાહારી માનવમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે ઓચ્છ-વત્તે અંશે વાત્સલ્ય વૃત્તિ અને બંધુભાવ હોય છે, કે જે તેને થોડો પણ અહિંસક રાખે છે.

તેથી આગળ વધીને-મનુષ્ય શિવાયના પ્રાણીના માંસનો આહાર કરનારા, તેથી આગળ વધીને માંસાહાર સાથે અન્ન, વનસ્પતિઓ, અને ઘી-દૂધ વિગેરેને સ્થાન આપી અલ્પમાંસાહાર કરનારા, તેથી આગળ વધીને-માંસાહાર વિના જ માત્ર અન્ન, વનસ્પતિઓ અને ઘી-દૂધ-દહીં-વિગેરેનો આહાર કરનારા, તેથી પણ આગળ વધીને વનસ્પતિ સુદ્ધાં-કોઈ પણ સજીવ પદાર્થને તથા પોતાને હાથે નિર્જીવ કરેલા કોઈ પણ અચિત્ત પદાર્થનેય પોતાના આહારમાંથી બાદ કરનારા, અને તેથીયે આગળ વધીને-પોતાને માટે બીજા કોઇએ પણ નિર્જીવ કરેલા ખોરાકને પોતાના ખોરાકમાંથી બાદ કરીને જીવનનો નિર્વાહ ચલાવનારા માનવો આ જગત્ ઉપર વિદ્યમાન છે.

તેથી, જૈનમુનિઓનું જીવન અકુદરતી કે કૃત્રિમ નથી. પરંતુ પ્રાણીમાત્રમાં રહેલી અહિંસા-સંયમ અને તપોમય વૃત્તિના વધારેમાં વધારે વિકાસના જીવંતદૃષ્ટાન્ત રૂપે જગતમાં મુખ્ય અને પ્રથમ સ્થાને છે.

અને તે દૃષ્ટાન્તમાં શ્રાવકોનું બીજું સ્થાન છે. પરંતુ જૈન મુનિજીવન જીવતાં માનવો શિવાયના ગૃહસ્થજીવન જીવતા માનવોમાં તો શ્રાવકોનું પહેલું અને મુખ્ય સ્થાન છે.

ઉત્તમ નૈતિક જીવનની જરૂરીઆત દુન્યવી લાયક જીવન પૂરતીજ મર્યાદિત છે. માટે તેનો સ્વાર્થમાંજ સમાવેશ થાય છે. નિઃસ્વાર્થ પરોપકારી જીવન આધ્યાત્મિક જીવનનો પાયો હોવાથી નિઃસ્વાર્થી જીવનનું અસ્તિત્વ અને જરૂરીઆત સાબિત થાય છે. અને તેવું જીવન જીવનારા માનવો જગતમાં અસ્તિત્વ ધરાવેજ છે. એ મોટામાં મોટું આશ્વાસન છે. ત્યારે દુન્યવી જીવનની અને નીતિની વધુ પડતી જાહેરાત કરી આધ્યાત્મિક જીવનથી જગતને વઞ્ચિત રાખવામાં જગતના પ્રાણીઓ-માનવાદિક પ્રાણીઓ-નો દ્રોહ કરવા બરાબર છે.

જૈન મુનિઓ જેમ બને તેમ હિંસા વિના જ જીવન નિર્વાહ કરે છે, પરંતુ દરેક વખતે હિંસા વિના જીવનનો નિર્વાહ બનવો કઠીન પડે છે, તેથી તેઓ જરૂરીઆત જ ઓછી ધરાવીને ઓચ્છામાં ઓચ્છા સાધનોથી વગર હિંસાએ જેટલુ પ્રાપ્ત થાય તેટલાથી નિર્વાહ કરે છે. તે ઉપરાંત, કોઈ વખતે હિંસા વિના લેશમાત્ર પણ જરૂરીઆતની ચીજ પ્રાપ્ત થાય તેમ ન હોય, તો તે વિના ચલાવી લેવાની ટેવ કેળવવા સદા તપોમય જીવન કેળવે છે. જરૂરીઆતના સ્વેચ્છાપૂર્વકના ત્યાગથી જેટલી મુશ્કેલીઓ આવી પડે, જેટલું સહન કરવું પડે, તે હસતે ચહેરે, અને આનંદ સાથે સહન કરે છે, તે તપ છે.

એ ટેવ કેળવવા માટે વિવિધ પ્રકારના તપો-અનુષ્ઠાનો કરીને જુદે જુદે વખતે મન વચન અને શરીરને તાલીમ આપ્યે જ રાખે છે. જેનુ પરિણામ હમ્મેશાં જોવામાં નથી આવતું, પરંતુ જ્યારે કોઈ વખતે કટોકટીનો પ્રસંગ આવી લાગે, લેશમાત્ર પણ જરૂરીઆતની ચીજ પ્રાપ્ત થઈ શકે તેમ ન હોય, ત્યારે પણ તે મહાનુભાવો લેશમાત્ર મનમાં દુઃખ ધર્યા વગર પોતાનું જીવન અને કાર્ય આગળ ધપાવી શકે છે.

એ સ્થિતિમાં બીજો માણસ હેરાન હેરાન થઈ જાય, ગભરાઈ જાય, કંઈક કઈક જાતના વલખાં મારવા માંડે, કંઈક જાતની ઉથલ પાથલ કરવા માંડે છે, પરંતુ ખરી મુશ્કેલીને પ્રસંગેય એવો ગભરાટ ન છુટે, માટે વખતો વખત અને વિવિધ પ્રકારના તપો-અનુષ્ઠાનો કરીને તપસ્વિના- ઇચ્છાપૂર્વક કષ્ટ સહન કરવાની ટેવ-કેળવવી જોઇએ. વિવિધ વ્રતો, અભિગ્રહો, ત્યાગો, પ્રતિજ્ઞાઓ, એ વિગેરેથી સંયમ કેળવવો જોઇએ. તો જ જીવનમાં જેમ બને તેમ વધુ ને વધુ અહિંસક રહેવાનું બની શકે.

અલબત્ત ,કેટલાક પ્રબળ આત્માઓ તાલીમ લીધા વિના પણ સંપૂર્ણ અહિંસકપણે રહેવાને શક્તિ ધરાવે છે. પરંતુ દરેક આત્માઓ તેવા નથી હોતા. એટલે તાલીમ લેવી, એ સર્વ સામાન્ય ઉપાય તરીકે.અગતિ

વાચ્છુકોને માટે આવશ્યક છે તેથી જ, કેટલાક બુદ્ધિમાનો કે વીરપુરુષોને નિશાળના શિક્ષણની કે લશ્કરી કવાયતની આવ શ્યકતા નથી હોતી પરંતુ એવી વિરલ વ્યક્તિ કોઈક ઠેકાણે અને ક્વચિત્ જ પાકે છે માટે તેની વ્યક્તિઓ શિવાયની વ્યક્તિઓની પ્રગતિ માટે તાલીમના વર્ગો, રોજની કવાયત વિગેરે જરૂરના ગણાય છે તે જ પ્રમાણે ઉત્કૃષ્ટ અહિંસક રહેવાની ઇચ્છાવાળાએ સયમ કેળવવા વ્રત, નિયમ, પચ્ચક્ખાણ, પ્રતિજ્ઞા, અભિગ્રહ વિગેરે આગ્રહ-પૂર્વક, વખતો વખત, પૂરતી કાળજી, દઢતા અને પૂરતી સૂક્ષ્મતાથી સેવના જોઇએ તેમજ તપ શક્તિ કેળવવા બચ્ચપણથી જ હજારો પ્રમાણના વિવિધ તપોઅનુષ્ઠાનોમાથી શક્તિ પ્રમાણે પસાર થવા કોઇને કોઇ તપોઅનુષ્ઠાનોનુ વખતો વખત આચરણ કરી હસતે ચહેરે કષ્ટ સહન કરવાની તાલિમ મેળવી જોઇએ

માટે જૈન મુનિજીવન એ ત્રણ તત્ત્વથી વણાયેલુ છે, અને જગતમા એ ખાસ તેની વિશિષ્ટતા છે બીજા ય નવો ન છુટકે, સકડા-મણમા આવે, ત્યારે કષ્ટ વેઠે છે પરંતુ રોતા, ગણગણતા વેઠે છે ત્યારે જૈનમુનિ સમજપૂર્વક વેઠે છે

### જૈનમુનિ કોઈપણ–જીવની હિંસાથી દૂર રહે છે—

૧ તે વિહાર કરે છે સૂર્યના તાપથી કે અતિ વપરાશથી અચિત્ત–નિર્જીવ થયેલી ભૂમિ ઉપર

૨ તે સુવે, બેસે, અને ઉભા રહે છે, તે પણ અચિત્ત–ભૂમિ ઉપર

૩ અચિત્ત ભૂમિ ઉપર પણ જો કોઈ હરતા ફરતા જીવજતુ આવી જાય, તો પોતાની પાસેના [ ઝીણામા ઝીણા જીવને પણ જરાયે પીડા ન કરે તેના કોમળ ] ઉનના–[ રેશમમા જીવ અગ્વાઈ જાય સુતરાઉમા ચોટી રહે ઉનમા ચોટી શકે નહીં, તેમજ જતુને હરકત ન થાય અને દૂર થઈ જાય, તેવા ] રજોહરણથી દૂર કરીને જ તે ભૂમિનો ઉપયોગ કરે છે

૪. કોઈપણ કામમા જરૂર પડે, તો માટી, રાખ, વિગેરે અચિત્તજ વસ્તુનો, અને તે પણ બીજા પાસેથી માગીને ઉપયોગ કરી શકે છે

૪ પાણી ગાળ્યા વિનાનું વાપરતા જ નથી એટલે પાણીમા કોઈ પણ પોરા વિગેરે આવી જવાનો સભવ નહીંજ તેમા પણ જૈન શાસ્ત્ર દૃષ્ટિથી ગળેલુ એક પણ પોરા વિનાનુ પાણી પણ સચેતન પ્રાણી છે તેનો પણ ઉપયોગ જૈન મુનિ કરતા જ નથી તે જો કોઈએ અચેતન કરેલુ હોય, તોજ તેમાથી પોતાના ઉપયોગ પૂરતુ લઈને ઉપયોગ કરે છે અચેતન પાણી ન મળે ત્યા સુધી ચલાવી લે છે પોતાની સામે જીવોથી ભરેલા નદી, તળાવ, સમુદ્ર, કૂવા, નળ વિગેરેમાથી એક બિંદુ પણ પાણી લેશે નહિ એટલુજ નહીં પણ તેને અડશે પણ નહીં તથા તેમા કે તેથી ન્હાશે નહી અ-ચેતન પાણીથી પણ શરીર ઉપરના મમત્વનો પણ અભાવ બતાવવા માટે ન્હાશે નહીં, માત્ર અશુચિ તત્ત્વની આવશ્યક શુદ્ધિ જરૂરપૂરતા અચેતન જળથી જ કરી લેશે

જૈન મુનિ, કોઈપણ જીવજતુને અડી જવાય, તો તે વિષે પણ બહુ સભાળ રાખે છે પચેન્દ્રિય પ્રાણીમાની સ્ત્રી જાતિને ન અડવામા બ્રહ્મચર્યની રક્ષા તો ગણેજ છે તે શિવાયના પ્રાણીઓને, 'તેને દુ ખ ન થાય,' તેથી તેનો જેમ બને તેમ સ્પર્શ કરે નહીં એકેન્દ્રિય જીવો તો બારીક હોવાથી તેને સહજમા પીડા થવાનો સભવ હોવાથી તેને અડકતાજ નથી તેનો સઘર્ષ થાય તો પણ પ્રાયશ્ચિત્ત કરી લે છે તો પછી પોતાની જરુરીઆત માટે તેના ઉપર કોઈપણ હિંસક સસ્કાર કરવાની તો વાત જ શી ?

સચેતન પાણીને અડે નહીં, અડીને તે લે નહીં, તેને વાપરે નહી અચેતન કરવા જાતે પ્રયાસ કરે નહીં, કોઇને એ પ્રયાસ કરવાનુ કહે નહીં કોઇ કરતો હોય, તો તેને તેમ કરતો જોઈ ઠીક માને નહીં તેમજ બીજો કોઇ અચેતન કરતો હોય, તે પણ

જો જૈન મુનિને "પોતાને માટે કરે છે" એમ લાગે, તો તેનો–તે અચેતન પદાર્થનો–પણ ઉપયોગ કરી શકે નહીં માત્ર કોઈ માણસે પોતાના ઉપયોગ માટે અચેતન કરેલુ હોય, તેમાથી પોતાના જરૂર પૂરતુ–સામા માણસને અડચણ ન પડે તેટલુ જ લઈને નિર્વાહ કરી લે આટલી પગકાઠાએ જૈન મુનિની અહિંસા પહોચેલી હોય છે એજ પ્રમાણે પાણીની જેમ માટી વિગેરે પાર્થિવ એકેન્દ્રિયાદિક પદાર્થો માટે પણ સમજવુ

દરેક અચેતન પદાર્થો કે જેની જીવનમા અનિવાર્ય જરૂર હોય, તે પણ કોઈ ઉપદેશ પ્રસગે "અચેતન કેમ થાય છે?" તે એક જગતની હકીકત રૂપે વસ્તુસ્થિતિ સમજાવે છે પરતુ તે ચીજની જરૂરી બાત વખતે કોઈપણ વસ્તુને અચેતન કરવાની રીત બતાવે નહી

વાયુ જૈન મુનિ પવનનો ઉપયોગ ન કરે ફૂક મારે નહીં પખો નાખે નહીં હાથ કે કપડુ હલાવીને પખો નાખે નહીં, કોઈ પાસે નખાવે નહીં નાખનારને ઠીક માને નહીં સ્વાભાવિક પવન વાતો હોય, તેની અસર થતી હોય, તે થાય, પરતુ તેને જરાપણ ઈચ્છે નહીં બોલે, તે પણ વાયુજીવોની હિંસા ન થાય તેની જાળવણીથી તેનો સ્પર્શ નિવારવાનુ અશક્ય છે કેમકે–પવન સર્વત્ર ભર્યો હોય છે એટને તેનાથી બહાર જવુયે અશકય છે તેથી તેમા રહેવુ તો પડે છે પરતુ જવુ આવવુ, કામ કાજ કરવુ, બોલવુ, ખાવુ, પીવુ વિગેરે એટલી યતના–જાગવણી–થી કરે છે કે વાયુકાયના જતુઓને લેશ માત્ર હરકત ન થાય જાણે કે–'પવન છે જ નહીં" "પોતાને પવનનો સ્પર્શ થતોજ નથી ' એની રીતે તેની સાથે વર્તે છે મનથી "તેની લેશ માત્ર હિંસા ન થાય–તે જીવોની યે રક્ષા થાય,' તેવુ ઈચ્છે છે કપડાની ઝાપટ ન મારે, દોડાદોડી ન કરે, વિગેરે અનેક રીતે એ જીવોની રક્ષા માટે સાવચેત રહે છે

અગ્નિકાય અગ્નિનો સ્પર્શ કરતાજ નથી સળગાવતા નથી સ-

બળાવડાવતા નથી. સળગાવતાને સારો માનતા નથી. ટાઢમાં તાપતા નથી. દીવો કરતા નથી. દીવાનો પ્રકાશ પોતાને અડે, તે પણ ઈચ્છતા નથીજ. પ્રકાશ સાથે ફેલાતા અગ્નિના જંતુઓની પણ હિંસાથી બચવા "પોતાના શરીર ઉપર પ્રકાશ ન પડે," તેની પૂરેપૂરી સાવચેતી રાખે છે. તો પછી પોતે-જાતે, અગ્નિ કે દીવો સળગાવવો કે તે ઉપર રસોઈ પકાવવી વિગેરેની તો વાત જ શી ?

એજ પ્રમાણે–ખાધા વિના નથી ચાલતુ, ત્યારેજ ખાવાની ઈચ્છા અને પ્રયત્ન કરે છે. પરંતુ તે પણ તદ્દન અચેતન, બીજા માટે થયેલ હોય, તેમાંથી પોતા પૂરતો થોડો થોડો ભાગ લઈને નિર્વાહ કરી લે છે. ગમે તેવી ભયંકર ભૂખ લાગી હોય, તો પણ કોઈપણ સચેતન ચીજને તે અડકતાએ નથી. કોઇને અડકવાનું કહેતા નથી. અડકતાને ઠીક માનતા નથી. પોતાને માટે લેતા નથી. કોઈ પાસે મંગાવતા નથી. ભૂખથી બેહાલ બનેલા જૈનમુનિ કેરી વિગેરે ફળોથી લચી પડતા બગીચા પાસેથી પસાર થતા હોય ત્યારે પણ માલીકની રજા છતાં પોતાને હાથે તેમાંની એક પણ ચીજ લેશે નહીં. લેવાની ઈચ્છા કરશે નહીં. આપશે તો પણ સચેતન સ્થિતિમાં લેશે નહીં.

માત્ર કોઈ બીજા માણસે પોતાના ખોરાક માટેજ જે કલ્પ્ય વસ્તુને અચેતન બનાવી હશે, તેમાંથી તેને હરકત ન આવે તેવી રીતે પોતાના ઉપયોગ પૂરતી થોડી થોડી લઇને પોતાનો નિર્વાહ ચલાવી લેશે. અનાજ રંધાઈને અચેતન થયા વિનાના, કાચા અનાજ લઇને તે ખાઇ શકતા નથી. આ કારણે જ કોઈપણ લીલી વનસ્પતિને કે તેના કોઇપણ ભાગને અડકી શકતા નથી. તેનું એકજ કારણ છે, કે તે જીવોને સ્પર્શથી પણ કિલામણા થવાનો સંભવ માનીને તેના સ્પર્શથી પણ દૂર રહે છે, તો પછી તેનું છેદન–ભેદન કરવાની, સમારવા–સુધારવાની તો વાત જ શી? રાંધવાની, શેકવાની,

આફવાની, પલાળવાની, સુકવવાની, તળવાની તો વાતજ શી ! તેમાંનું કાંઈપણ તે કરતાજ નથી.

ઉપયોગમાં આવી શકે તેવી ઘણી અચેતન વસ્તુઓનો પણ ઇરાદાપૂર્વક અભિગ્રહ કરી ત્યાગ કરે છે. આહાર અને બીજી અનિવાર્ય ઉપયોગની–જરૂરીઆતોની વસ્તુઓ શિવાયની મોજ–શોખ કે સુખ–સગવડની ચીજોનો તો તેમને ત્યાગ જ હોય છે.

આટલી હદ સુધી જીવનમાં અહિંસાની ગુંથણી જૈન મુનિ શિવાય બીજામાં શકય કે સંભવિત જ નથી. આવી અહિંસામાં પલોટાતા જૈન મુનિ જ અહિંસાના સૂક્ષ્મ રહસ્યો સમજી શકે, વિચારી શકે, અને અનુભવી શકે. તે સમજવાની, વિચારવાની, કે અનુભવવાની બીજાની તાકાત પણ શી ? બાળક જૈન મુનિ પણ જેટલા અનુભવી હોય, તેટલા બીજા મોટા મહાત્મા ગણાતા માણસ પણ અનુભવી ન હોઈ શકે, **નાનો તોયે રાયનો દાણો.** બીજાથી **"મુંઠને ગાંઠીયે ગાંધી બનવાની"** ઇચ્છા માત્રથી **ગાંધી** બની શકાય નહીં.

અહીં પ્રશ્ન એ થાય છે કે–શું બધા જૈન મુનિઓ આ પ્રમાણે પાળતા હશે ? પાળી શકતા હશે ?

હા, દરેક આત્માર્થી જૈન મુનિ, જૈન મુનિ જીવનની તાલિમ લેતા જૈન મુનિ, એ પ્રમાણે ઘણું ખરું પાળતા હોય છે, અને એ પ્રમાણે પાળવા વધુ પ્રયાસ કરતા જ હોય છે. તેમાં પોત પોતાની વ્યક્તિગત નિર્બળતા, તથા પૂર્વાપરના સંજોગો પ્રમાણે સ્ખલના જરૂર પામતા હોય છે, પરંતુ આચાર, ક્રિયાઓ અને અનુષ્ઠાનોની એવી ફૂલ ગુંથણી ગોઠવવામાં આવી હોય છે, કે સાવચેત રહેવાનુ બન્યા કરે છે. છતાં ભૂલ થાય તો ફરીથીયે સાવચેત થવાનું બન્યા કરે છે. પશ્ચાત્તાપ કરવાનું બને છે, ફરીથી તેમ ન થાય, તે માટે જાગ્રત્ રહેવાનું થયા કરે છે. તેમ છતાં કોઈ પ્રમાદ–બહુલજીવને દોષો લાગે.

ળગાવડાવતા નથી સળગાવતાને સારો
નથી દીવો ફરતા નથી દીવાનો પ્રકાશ
નથીજ પ્રકાશ સાથે ફેલાતા અગ્નિના જંતુ
"પોતાના શરીર ઉપર પ્રકાશ ન પડે," તે
છે તો પછી પોતે-જાતે, અગ્નિ કે દીવો સ
રસોઈ પકાવવી વિગેરેની તો વાત જ શી ?

એજ પ્રમાણે-ખાધા વિના નથી ચાલતુ, ત્યારે
અને પ્રયત્ન કરે છે પરંતુ તે પણ તદ્દન અચેતન, બ
હોય, તેમાથી પોતા પૂરતો થોડો થોડો ભાગ લઈને ।
છે ગમે તેવી ભયંકર ભૂખ લાગી હોય, તો પણ કોઈપ
ચીજને તે અડકતાએ નથી કોઈને અડકવાનુ કહેતા નથી
ઠીક માનતા નથી પોતાને માટે લેતા નથી કોઈ પાસે
નથી ભૂખથી બેહાલ બનેલા જૈનમુનિ કેરી વિગેરે ફળોથી લચી
બગીચા પાસેથી પસાર થતા હોય ત્યારે પણ માલીકની રજા
પોતાને હાથે તેમાની એક પણ ચીજ લેશે નહીં લેવાની ઈચ્છા કર
નહીં આપશે તો પણ સચેતન સ્થિતિમા લેશે નહીં

માત્ર કોઈ બીજા માણસે પોતાના ખોરાક માટેજ જે દ્રવ્ય વસ્તુને
અચેતન બનાવી હશે, તેમાથી તેને હરકત ન આવે તેવી રીતે
પોતાના ઉપયોગ પૂરતી થોડી થોડી લઈને પોતાનો નિર્વાહ ચલાવી
લેશે અનાજ રધાઈને અચેતન થયા વિનાના, કાચા અનાજ
લઈને તે ખાઈ શકતા નથી આ કારણે જ કોઈપણ લીલી
વનસ્પતિને કે તેના કોઈપણ ભાગને અડકી શકતા નથી તેનુ એકજ
કારણ છે, કે તે જીવોને સ્પર્શથી પણ કિલામણા થવાનો સભવ
માનીને તેના સ્પર્શથી પણ દૂર રહે છે, તો પછી તેનુ છેદન-ભેદન
કરવાની, સમારવા-સુધારવાની તો વાત જ શી ? રાધવાની, શેકવાની,

જરૂર છે? ડાળાઓમાં ક્યાં જાંબુ છે? નાની નાની ડાળીઓમાં છે, તે કાપીએ એટલે બસ.

૪. ચોથે કહ્યું, "અરે ગાંડાભાઇ! લુમખા લુમખા વેડીને નીચે પાડીશું, તોયે આપણું કામ થશે."

૫. પાંચમો કહે—"અરે! ભલા માણુસ! તારી પણ અક્કલ બ્હેર મારી ગઇ લાગે છે. ઉપર બેસીને એક એક જાંબુ તોડીને ખાવા હોય તેટલા જ ખાઇ લઇએ, આપણી ભૂખ ભાંગશે. નકામા જાંબુ તોડી ઢગલો શા માટે કરવો?"

૬. છઠ્ઠે કહ્યું—"વ્હાલા બધુઓ! આ નીચે પડ્યા છે ને! તેમાંથી ગમે તેટલા ખાશો તોયે ખૂટે તેમ નથી. તો શા માટે હાથે કરીને જાંબુ તોડવા ઝાડ ઉપર ચડવું?"

આ દૃષ્ટાંત જગત્‌ના પ્રાણીઓની મનોદશાનો ટૂંકામાં ચિતાર આપવા માટે ઘણું જ આબેહુબ છે. આવા દૃષ્ટાન્તોના ચિત્રો આપણે ઘણીવાર જોતા હોઈએ છીએ, પરંતુ ગુરુ ગમ વિના તેના પરમ રહસ્ય, સચોટ ઉપદેશકત્વ અને વૈજ્ઞાનિક પૃથક્કરણ તરફ આપણું લક્ષ્ય જતું જ નથી.

(આ દૃષ્ટાન્ત ઉપરથી, સમજાશે કે **શુક્લલેશ્યા**ની મનોભાવનાવાળા જીવો મુનિ જીવનની ચર્યા પાળી શકે છે, તેને તે જીવન પ્રિય લાગે છે, તેનાથી તે જીવન સહજ રીતે જ જીવી શકાય છે. એ કુદરતનો કાયદો છે. ક્રૂર, ભયંકર, જંગલી જીવોની મનોદશા **કૃષ્ણલેશ્યા**ની મનોભાવનાવાળી હોય છે.

બાકીના વચલા વર્ગના જીવો અનેક પ્રકારની વચલી મનોદશા-વાળા હોય છે.

જગત્‌ના તમામ જીવોની મનોદશાના ઉપર પ્રમાણે ૭ પ્રકાર પાડવામાં આવ્યા છે. તે પણ સ્થૂળ પ્રકારો છે. એક એક પ્રકારમાં પણ અસંખ્ય પ્રકાર પડી જાય છે.)

જગત્‌ની આ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી **શુક્લલેશ્યાવંત** જીવો જગત્‌માં ઘણા થોડા હોય છે. છતાં પણ તેવા જીવો હોય છે ખરા. અને તેને માટે જૈન મુનિ જીવન છે. તેથી તેને માટે શું અશક્ય છે? શું અવ્યવહારુ? શું ન પળે તેવું હોય? કોઈ સમજાવશો?

**કૃષ્ણલેશ્યાવંત**માં પણ ઘણી તરતમતાઓ હોય છે. તેમાંના પણ જેટલા શુક્લ તરફના પ્રકારમાં હોય, તેટલાઓ તેટલા ઓછા ઓછા કૃષ્ણ ગણાય.

આ હિસાબે—લાખો ક્રૂર સિંહો કે ઉત્તર ધ્રુવમાંના માંસાહારી મનુષ્યો કે—જેને બીજો ખોરાક મળતો નથી. તેમાં પણ ઘણી તરતમતાઓ રહેવાની જ. તે લોકોમાં પણ કેટલાક અતિ ક્રૂર હશે. તો કેટલાક તેના કરતાં ઘણા અલ્પ ક્રૂર હશે. બન્નેય પ્રકારના માંસાહારી છતાં મનની ક્રૂરતામાં જેટલી તરતમતાએ ઓછા હશે, તેટલા તેને અહિંસક માનવાને હરકત નથી.

આથી જૈન અહિંસાની સર્વને લાગુ પડે તેવી વ્યાપક અને સ્પષ્ટ વ્યાખ્યાની ભૂમિકા સુધી આપણે આવી પહોંચીએ છીએ:—

**("પોતાના જીવન વ્યવહારમાં પ્રાણી જેટલો જેટલો કૃષ્ણ લેશ્યા તરફ ઢળતો હોય, તેટલો તેટલો તેને હિંસક ગણવો, અને જેટલો જેટલો શુક્લ લેશ્યા તરફ ઢળતો હોય, તેટલો તેટલો તેને અહિંસક ગણવો.")**

કહો, અહિંસાની આ વ્યાખ્યામાં શી ભૂલ છે? ભૂલ બતાવો. જગત્‌માં, પોતાની મેળે કોઇ પણ જાતની હિંસા ન કરીને, ન કરાવીને, કરનારને સારો માન્યા વિના સર્વથા અહિંસક રહી શકનારો આદર્શ વર્ગ વિદ્યમાન છે. એ જ જગત્‌નો પરમ આદર્શ માનવ વર્ગ છે.

આખુંયે જગત્ તદ્દન એવું હોવું સંભવિત નથી. એટલે બીજા પાંચ પ્રકારની લેશ્યવાળા જીવોના વ્યવહારો બંધ થઈ જવાની બીતિ નકામી છે. એ પાંચ પ્રકારના જીવોનું અસ્તિત્વ છે, અસ્તિત્વ રહેવાનું જ છે. માટે એ પાંચ પ્રકારને લગતા વ્યવહારો છે, અને રહેવાના છે. માટે

ઉત્તમવર્ગનો નિર્વાહ એ પાંચ પ્રકારના જીવો કરી જ શકે. એ જીવો જ ન હોય, તો એ વ્યવહારો પણ ન હોય, એટલે "લોકવ્યવહાર ચાલે, ન ચાલે"ની ચિંતાજ નકામી છે.

હવે કદાચ, કુદરતમાં એવીજ ઘટના બની જાય, કે–દરેક જીવો ઉચ્ચ પ્રકારની શુક્લ લેશ્યાવાળાજ આખા જગતમાં હોય, બીજા કોઇ હોયજ નહીં. તોપણ તે દરેકમાં અણશણ કરી નિર્વાણ પામવાની તાકાત પણ કુદરતી જ હોય, એટલે તેઓને કશી અડચણ ન આવે. અથવા તેઓની શુક્લ લેશ્યા જળવાય તેવા અચેતન સાધનો તેમને કોઇને કોઈ રીતે કુદરતી જ પૂરા પડી જાય. કેમકે–જ્યારે કુદરતની ઇચ્છા જ શુક્લ લેશ્યાવાળાઓનેજ જગત્માં રાખવાની હોય છે, તો તેને લાયક સામગ્રી પૂરી પાડીનેજ કુદરત પોતાનો એ ઉદ્દેશ સિદ્ધ કરી શકે. નહીંતર કુદરતનો ઉદ્દેશ સિદ્ધ થાય નહીં. એટલે પણ બધા શુક્લ લેશ્યાવાળાજ હોય, એમ બને નહીં. માટે આવા પ્રશ્નો નકામા છે. સાચા અહિંસાભાવ તરફ અનાદર બુદ્ધિ–બાળબુદ્ધિ–માંથી જન્મેલા હોય છે.

## આદર્શ આહારવ્યવસ્થા.

અહિંસા સંજમ–અને તપ, એ ત્રણ દૃષ્ટિથી ઉત્કૃષ્ટ શુક્લ લેશ્યાવાળા જીવોની અહિંસા–સંયમ અને તપના આદર્શ સામે રાખીને બધી જૈન આહાર વ્યવસ્થા બાંધવામાં આવી છે. અને–

જુદા જુદા દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ ભાવઃના સંજોગો, બાળઃ યુવઃ વૃદ્ધઃ પાત્રો, ૭ લેશ્યાના વિભાગથી વ્હેંચાયેલા પાત્રો, ચડતો (ઉત્સર્પિણી): પડતો (અવસર્પિણી): કાળ, ઉત્સર્ગઃ અપવાદઃ વિગેરે વિભાગોને ઉદ્દેશીને જૈનશાસ્ત્રોમાં વિસ્તારપૂર્વક.અદ્ભુત આહાર મીમાંસા ચર્ચવામાં આવી છે.

કેમકે–આહાર એ શરીરની સર્વ જીવન પ્રવૃત્તિઓનું–જીવન ક્રિયાઓનું–કેન્દ્ર છે. એટલાજ માટે આહાર ઉપર તેના પ્રત્યાખ્યાનો વિગેરેથી ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. અને દરેક અનુષ્ઠાનમાં ચાર પ્રકારના આહારના પ્રત્યાખ્યાનો અવશ્ય કરવાના હોય છે.

આજે એના તપસ્વી જૈન મુનિ મહાત્માઓ વિદ્યમાન છે, કે-જેઓ વર્ષનો મોટો ભાગ ઉપવાસમા જ ગાળે છે એટલે કે-વર્ષમા જેમનો ક્રુ ભાગ તો તપમા જ જતો હેય છે એટલે કે-છઠ્ઠ (બે ઉપવાસ) કે, અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) વખતોવખત કરતા હોય છે અને એ છઠ્ઠ કે, અઠ્ઠમને પારણે આયબીલ [દુધ, દહીં, ઘી, તેલ, છાશ, મશાલા, ગોળ, ખાંડ, સાકર, શાક, ફળ વિગેરેમાની કોઇપણ ચીજ વિના માત્ર અન્ન, મીઠુ, મરી, સુઠ અને પાણી એટલી ચીજોજ જેમા વપરાય છે] કરનારા હોય છે અથવા એકાસણુ કે બે આસણુ કરનારા પણ હોય છે પરતુ એકાસણા યા બેઆસણામા દુધ, દહીં, ઘી, તેલ, ગોળ, સાકર અને મીઠાઈ વિગેરેમાથી એકથી માડીને પાચ છ સુધીનો ત્યાગ રાખનારા આજે પણ છે આની ત્યાગવૃત્તિ ઉપરાત ઉત્તમ પ્રકારની ઉપશાતિ, ધીરજ, સ્વાધ્યાય તત્પરતા, ધર્માચારના અનુષ્ઠાનોમા ઉજમાળતા વિગેરેમા પણ એવાજ તત્પર જોવામા આવે છે

આ જગતમા-જૈન મુનિઓના સતત અહિંસાના ઉપદેશથી જેમ બને તેમ વૈરભાવ ઓછા રહ્યા છે અને બીજા દેશોની અપેક્ષાએ સતોષવૃત્તિનુ સામ્રાજ્ય ભારતની પ્રજામા જે જોવામા આવે છે, તેનુ કારણ પણ તેજ છે—સયમનો ઉપદેશ અને તેનુ પ્રત્યક્ષ આચરણ સ્વાશ્રયવૃત્તિ પ્રજામા જોવામા આવે છે, તે પણ તપના ઉપદેશનુ અને આચરણોનુ પરિણામ છે

આજે જગતમા વૈરાનુબધ ઉપર અકુશ, અસતોષના જ્વાળામુખીના મૂળ ઉપર મુદ્રા, અને પારકી મહેનત મજુરી ઉપર નભવાની વૃત્તિનો જે કઇ અભાવ જેટલા ટકા જોવામા આવે છે, તેનુ કારણ આ જાતના આદર્શ મહાત્માઓની વાણી અને વર્તનને આભારી છે

આજનુ યુરોપ એ આદર્શની ઉપેક્ષા કરીને જગત્ ઉપર હિંસા, અસયમ અને અસ્વાશ્રયનુ સામ્રાજ્ય વધારી પોતાનો દુન્યવી સ્વાર્થ

સાધી રહેલ છે અને પોતાની મદદે આધુનિક વિજ્ઞાનની મદદ લઇ રહેલ છે. પરંતુ એ કેટલાક સંશોધકો પૂરતો ક્ષણિક અને વિશ્વને હાનિકારક પ્રસગ છે જગત્ આજે તેની પાછળ ઘેલુ બનેલુ છે. જૈન મુનિઓ જગતની આ ઘેલછા કરુણાભાવે નિહાળી રહેલ છે જૈન મુનિઓનો આદર્શ સમજ્યા છતા, તેમા જગતનુ એકદર હિત હોવાનુ જાણવા છતા, સ્વાર્થાન્ધતાથી જ ઈરાદાપૂર્વક યુરોપના અગ્રણીઓ એ રસ્તે જઈ રહ્યા છે, અને જગતને ખેચી રહ્યા છે એટલે જાણ્યે કરીને હાથમા દીવો લઇ કુવામા પડનાર દોરવાઈ ગયેલા યુવકો માટે ઉપદેશ અસરકારક થાય તેમ ન હોવાથી જૈનમુનિ મહાત્માઓની કાર્યક ઉપેક્ષા ભાવના પણ છે. કેટલીક વખત ઠોકર લાગ્યા વિના સાચા અને હિતસ્વી ઉપદેશની અસર થતી નથી એટલુ જ નહીં, પરંતુ તે ઉપદેશ કરનારની વાતો વિપરીતપણે પણ પરિણમે છે એવા સમયમા ખામોશી, એજ ડાહ્યા હિતસ્વીઓ માટે માર્ગ હોય છે

આજના વિજ્ઞાનના ગમે તેવા ચમત્કારોથી જગત્ અજાતુ હોય, પરતુ સાચા જૈનમુનિના માનસ ઉપર તેની લેશમાત્ર અસર થતી નથી તેના બે ત્રણ કારણો છે–૧ આધુનિક વિજ્ઞાનની જગતને જરૂર ન છતા માત્ર સ્વાર્થ ખાતર જ યુરોપના અગ્રેસરો પરાણે દુનિયા ઉપર ઠોકી બેસારી રહ્યા છે ૨ જૈનશાસ્ત્રો અને ભારતીય બીજા સાહિત્યમા જગતમાના સાચા વિજ્ઞાન વિષે તેઓને ઘણુ જાણવાનુ મળે છે એટલુ જ નહીં પરતુ વિજ્ઞાનનો તત્ત્વજ્ઞાન સાથેનો સબધ અને તત્ત્વજ્ઞાનમા ભાસતા વિશ્વના પદાર્થોનો જીવનમા હેયોપાદેય તરીકેનો ઉપયોગ કેટનો કેમ અને ક્યા સુધી શક્ય, આદરણીય, કે ઉપયોગી છે ? તે વિષે પણ લગભગ જાણી ચૂક્યા હોય છે ૩ ત્યારે આધુનિક વિજ્ઞાનો હજુ અપૂર્ણ છે–અખતરારૂપ છે–પાશેરામા પહેલી પૂણી સ્વરૂપ છે એટલે તેઓનુ તત્ત્વજ્ઞાન તો હજુ તદ્દન ઉગતી અવસ્થામા જ છે. અને જીવનમા તેના ઉપયોગ વિષેનો પ્રશ્ન તો હજુ હાથ જ

ધરાયો નથી આવી અસ્તવ્યસ્ત વસ્તુ તરફ દુર્લક્ષ્ય રાખવુ, એજ માર્ગ રહે છે જ્યારે વિજ્ઞાનની શોધો સ પૂર્ણ થાય, તત્ત્વજ્ઞાન વ્યવસ્થિત થાય, અને તદનુસારી જીવન સાથેના કર્તવ્યાકર્તવ્યના નિર્ણયો નક્કી થાય, ત્યારપછી જ તુલના માટે પણ તે હાથ ધરી શકાય, ત્યા સુધી માત્ર બાળચેષ્ટા માની તેની ઉપેક્ષા કરવા સિવાય વિજ્ઞોને બીજો માર્ગ રહેતો નથી જ્યારે તે કાઇક યોગ્ય પૂર્ણતાની કોટિ ઉપર આવશે, તો જ જૈનમુનિઓ તેની સામુ પણ જોશે અને તે પણ, જગતનુ તેથી નિ સ્વાર્થ હિત જણાશે, તો જ તેના તરફ નિગાહે ય કરશે નહીંતર તેની ઉપેક્ષા જ કરશે અથવા કે આખર તેને એક પક્ષમા મત તરીકે સમાઈ રહેવુ પડશે પર તુ જગતના કલ્યાણના રાજમાર્ગમા તેને સ્થાન મળી શકશે નહી રાજમાર્ગતો શ્રી વીતરાગ દેવ પ્રણીત રત્નત્રયાત્મક માર્ગ જ જગતમા અખ ડ, અવિચળ અને સદા દીપ્તિવ ત રહ્યા જ કરશે

સાગશ કે—આજની વૈજ્ઞાનિક શોધોથી જરા પણ ન અજાતા સાચા જૈનમુનિઓ તેનાથી અલિપ્ત જ રહે, એટલુ જ નહીં, પર તુ તેના તરફ ઉપેક્ષા ભાવનાથી જુવે, તે પણ એટલુ જ સ ગત, યોગ્ય અને હિતાવહ કે કેમકે—જ્યાસુધી દરેક શોધો સ પૂર્ણ ન થાય, જનસમાજને એકાત હિતાવહ છે, એમ સાબિત ન થાય, ત્યાસુધી તેના તરફ ખ્યાલ આપવો, તેમા લલચાવુ, કે તેમા મનોવૃત્તિની વ્યામૂઢતા થવા દેવી, એ કઈ રીતે વ્યાજબી છે ? એટલે કે—અહિસા સયમ અને તપની પ્રધાનતા ખ્યાલમા રાખીને ગોઠવેલી માનવઆહાર વ્યવસ્થા જગતમા ત્રિકાળમા યે આદર્શ આહાર વ્યવસ્થા છે

## આહારનું જીવનમાં સ્થાન

આહાર ઉપર કાબુ, આહારમા વ્યવસ્થા, આહારમા સૌન્દર્ય, આહારમા સતોષવૃત્તિ, આહારમા અહિંસકતા, સયમ, તપ, આહારથી સત્કાર બુદ્ધિ વિગેરે જેટલા પ્રમાણુ હોય, તેટના પ્રમાણમા—મનુષ્યના મન ઉપર કાબુ, જીવનમા વ્યવસ્થા, જીવનમા સૌન્દર્ય, સંતોષવૃત્તિ, અહિંસકતા, સંયમ, તપ, સત્કાર—સન્માનબુદ્ધિ, હોવા સભવિત છે

માટે આહાર એ જીવનનું કેન્દ્ર છે. આહાર ઉપરથી પ્રાણીના જીવનની ખાસીયતો ગુણ, સ્વભાવ વિગેરેની પણ પરીક્ષા કરી શકાય છે.

| | |
|---|---|
| ૧ આહારનો ઉદ્દેશ | ૮ ભોજન વિધિ |
| ૨ અહિંસક આહાર | ૯ આરોગ્ય |
| ૩ અલ્પહિંસક આહાર | ૧૦ બ્રહ્મચર્ય |
| ૪ અહિંસક પાક | ૧૧ ધાર્મિક આચાર |
| ૫ અલ્પહિંસક પાક | ૧૨ દીર્ઘાયુષિતા. |
| ૬ પૂર્વ ક્રિયા | ૧૩ ભક્ષ્યાભક્ષ્ય વિવેકના સિદ્ધાંતો |
| ૭ ઉત્તર ક્રિયા | ૧૪ રોગના કામ ક્રોધાદિક કારણો |
| તથા વીટામીન્સ | અયોગ્ય ખોરાક |
| હોટેલો, | અયોગ્ય પાક |
| ખર્ચાળ પદ્ધતિ | બચપણથી આરોગ્ય ઉપર આઘાત |

વિગેરે વિષે કેટલિક વ્યવહારુ વિચારણા સમગ્રપણે કે જુદી જુદી કરીશું

## આહારનો ઉદ્દેશ.

(આધ્યાત્મિક ભાષામા બોલીએ, તો-મનુષ્ય જીવન આત્મવિકાસનું કેન્દ્ર છે. અથવા આત્મવિકાસની એક જાતની અગત્યની ભૂમિકારૂપ છે. એટલે મનુષ્ય જીવનનો અન્તિમ ઉદ્દેશ આત્મવિકાસની પ્રગતિમાં વૃદ્ધિ કરવાનો હોય છે માટે જન્મથી માંડીને મરણ પર્યન્ત મનુષ્યે તેવી રીતે વર્તવું જોઈએ કે-તે પોતાને મળેલુ કુદરતી આયુષ્ય સંપૂર્ણ ભોગવી શકે આયુષ્યમા વૃદ્ધિ તો થતી નથી, પરંતુ લેશમાત્ર પણ હ્રાસ ન થાય, તેને માટે સપૂર્ણ સાવચેત રહેવું જોઈએ કેમકે-માનવજીવનના આયુષ્યની ક્ષણેક્ષણ આત્મવિકાસનો સગીન સચય કરવા માટેની ઉપયોગીમા ઉપયોગી ક્ષણ છે. એટલે આયુષ્યનો એક ક્ષણ પણ ઓછો ભોગવવો પડે, એવી સ્થિતિ કોઈપણ સમજુ માણસ ઇચ્છે નહીં)

કોઇ દરિદ્રીને રાજા દિવસ રાતની ૬૦ ઘડીમા જેટલું પોતાના ભંડારમાથી લેવાય તેટલુ લેવાની છુટ આપે, તો દરિદ્રીને લેવામા જરાપણ

પ્રમાદ કરે, તો તે મૂર્ખ ગણાય. ઠરેલો વખત આવી પહોંચતા જ દરેક પળે જેટલું વધારે લેવાય તેટલું લેવા જ માંડે છે. અને વખત પૂરો થતાં સુધીમાં પણ છેલ્લામાં છેલ્લી પળનો ઉપયોગ કરી લે છે. વખત બતાવનારા યંત્રમાં જો કાંઈ બગાડો હોય, અને ઠરેલો વખત "કાંઇક મોડો થાય તો ઘણું સારુ" તેમ તે ઇચ્છતો હોય છે, પરંતુ જો ઠરેલો વખત વ્હેલો આવી પહોંચે તો વખત બતાવનારા યંત્રની ખોડખાંપણનો દોષ કાઢીને પોતાને પૂરા ખરા વખત સુધી ધન લેવા દેવાની માંગણી કરે.

તેજ પ્રમાણે માનવજીવનની ક્ષણેક્ષણ સંસ્કાર સિંચન માટે ઉપયોગી હોવાથી સમજુ માણસ "તેની એક ક્ષણ પણ ઓછી ભોગવવી પડે તો સારુ" એમ ઇચ્છતો જ નથી. માટે દરેક મનુષ્યની ફરજ છે કે-પોતાને ( કર્મના અગમ્ય નિયમો અનુસાર ) મળેલું આયુષ્ય એક ક્ષણ પણ ઓછો થવા દીધા વિના પૂરેપૂરું ભોગવવું જોઈએ.

આયુષ્ય ભોગવવાનો આધાર શરીર ટકાવી રાખવા ઉપર છે. આયુષ્ય બાકી હોવા છતાં શરીર ટકી શકે નહીં, તો આયુષ્ય સંપૂર્ણ ભોગવી શકાતું નથી. અને શરીર ટકાવી રાખવાનો મુખ્ય આધાર યોગ્ય આહાર ઉપર છે.

ઉત્પત્તિથી માંડીને શરીરની સંપૂર્ણ વૃદ્ધિનો આધારપણ આહાર ઉપરજ છે.

અર્થાત્ શરીરની ધારણા-ટકાવ, અને વૃદ્ધિઃ એ બન્નેયનો મુખ્ય આધાર આહાર ઉપર છે.

આહાર વિના શરીર ટકતુંયે નથી. શરીરના ટકાવ અને વૃદ્ધિને પણ મર્યાદાએ હોય છે, કે-દરેકને મળેલું આયુષ્ય સંપૂર્ણ ભોગવી શકાય તેવી રીતે શરીરનો ટકાવ થવો જોઈએ, અને વૃદ્ધિ પણ તેવી થવી જોઇએ.

આહાર ઉપરાંત, જીવનમાં શાંતિ, નીતિમયતા, પ્રામાણિકતા, યોગ્ય આરામ, યોગ્ય પરિશ્રમ, યોગ્ય નિદ્રા, બ્રહ્મચર્ય, નિયમિતતા, યોગ્ય સહવાસ, દેશ સમાજ તથા કુટુમ્બની યોગ્ય પરિસ્થિતિ, યોગ્ય તાલીમ, આધ્યાત્મિકતા વિગેરે તત્ત્વો પણ શરીરના ટકાવના અને વૃદ્ધિના ખાસ મહત્ત્વના સહકારી સાધનો છે.

જેમ અયોગ્યાદિ આહાર શરીરના ટકાવ અને વૃદ્ધિમાં વિઘ્ન કરનાર છે, તેજ પ્રમાણે નીતિરહિત જીવન, અપ્રામાણિક જીવન, અયોગ્ય આરામ, અયોગ્ય પરીશ્રમ, અનાધ્યાત્મિકતા વિગેરે પણ શરીરના ટકાવ અને વૃદ્ધિમાં વિઘ્ન કરનાર છે, રોગોત્પાદક છે, રોગોને વધારનાર અને ટકાવનાર છે. શરીરની વ્યવસ્થા અને ટકાવનો આધાર આહાર ઉપર છે. અને એજ આહાર લેવાનો ઉદ્દેશ છે.

## જૈનગૃહસ્થોની આહારવ્યવસ્થા

ઊંચા પ્રકારના અહિંસા–સંયમ અને તપનું આચરણ કરવું, એ મુનિધર્મ છે. અને તે પ્રમાણે આચરણ કરવાની સંપૂર્ણ ઇચ્છા અને ભાવના રાખવા છતાં માનસિક અને આધ્યાત્મિક અલ્પવિકાસથી ઉત્પન્ન થયેલી દુર્બળતાને લીધે જે જીવ સર્વ સંગ ત્યાગી અણગાર મુનિ ધર્મનું આચરણ કરી શકતો નથી. તે ગૃહસ્થ=અગારસ્થ=ઘરમાં રહેલો કહેવાય છે. ઘરમાં રહેવાથી તેને બે કામ કરવા પડે છે. એક તો પોતાના ઘરસંસારને લગતું કાર્ય અને બીજું અહિંસા–સંજમ અને તપને લગતું કાર્ય. ઘરને લગતા કાર્યો કરવાના હોવાથી તે ગૃહસ્થ ગણાય છે. અને–"સંપૂર્ણ અહિંસા સંયમ અને તપ એ પ્રગતિનો અમોઘમાર્ગ છે. તેના મૂળ ઉપદેષ્ટાઓ જ સર્વોત્કૃષ્ટ હિતસ્વી પુરુષો છે. તે પ્રમાણે આજે પણ આચરણ કરનારા શ્રેષ્ઠ મહાત્માઓ છે." એ પ્રમાણે શ્રદ્ધા રાખતા હોવાથી **શ્રાદ્ધ** કહેવાય છે. અહિંસા સંજમ અને તપને લગતો ઉપદેશ સાંભળતા હોવાથી તેઓ **શ્રાવકો** કહેવાય છે. તથા ઉપદેશદેનારા સર્વ સંગત્યાગી મહાત્માઓની તેઓ સેવા કરે છે. માટે **શ્રમણોપાસક** કહેવાય છે. અને યથાશક્તિ અહિંસા સંયમ

અને તપનુ સમ્યક્ત્વ મૂળ બાર વ્રતાદિ મારફત યથાશક્તિ આચરણ કરે છે, માટે દેશ-વિરત-કુલ ઋષિ કહેવાય છે

શ્રદ્ધાથી માંડીને દેશવિરતિ સુધીના-ગૃહસ્થો અગારમા-ઘરમા રહેલા-ની ફરજ-પોતાના જીવનની જરૂરીઆતની ચીજોનુ ઉપાર્જન કરવાની અને પોતાને માટેના ઘટતા ઉપયોગમા આવે, તે રીતે બનાવી લેવાની કે લેવરાવવાની છે

વારસાથી મળેલી વસ્તુઓ તો વારસામા જ આપવી જોઈએ, દરેકની તે પ્રમાણે આપવાની ફરજ છે. પરતુ સ્વ ઉપાર્જિત કરેલ વસ્તુઓ કે મિલકતોનો ઉપયોગ-એ રીતે કરવાનો તેમને હક્ક હોય છે અહિંસા સયમ અને તપ ને બાધક ન થાય, પરતુ સાધક થાય, તેવી રીતે પોતાના અને પોતાના આશ્રયે રહેલાના ઉપયોગમા કરકસર સાથે વપરાશ કરવાનો છે અને શેષનો ઉપયોગ-અહિંસા સંજમ અને તપના પોષક, રક્ષક, વર્ધક, પ્રચારક, પાળનાર શોભારૂપ પરપરાએ તેની વૃદ્ધિના કાર્યો હોય, તે વિગેરેમા ઉપયોગ કરવાનો છે

શ્રાદ્ધથી માંડીને દેશવિરતિ સુધીના ઘરમા રહેલા પાત્રોની ઉપાર્જન પદ્ધતિ પણ અહિંસા-સજમ અને તપના તત્ત્વોને લક્ષ્યમા રાખીને હોય છે, અને તેનીજ હોવી જોઇએ

દેશવિરતના-ભોજન, ભોગ, ઉપભોગ, અને ઉપાર્જન વિગેરેના અહિંસા, સજમ, અને તપની મર્યાદા વદિત્તા સૂત્રની નીચેની ગાથાઓમા-સંક્ષેપમા બાધી આપેલ હોય તેમ જોઈ શકાય છે—

મજ્જમ્મિ અ મસમ્મિ અ પુપ્ફે ફલે અ ગ ધ મલ્લે અ ।
ઉવભોગ-પરિભોગે બીયમ્મિ ગુણવ્વએ નિ દે ૨૦
સચિત્તે પડિબદ્ધે અપોલ-દુપ્પોલિઅ ચ આહારે ।
તુચ્છોસહિ-ભક્ખણયા પડિક્કમે દેસિઅ સવ્વ ૨૧
ઇગાલી-વણ-સાડી-ભાડી-ફોડી-સુવજ્જએ કમ્મ ।
વાણિજ્જ ચેવ દત-લક્ખ-રસ-કેસ-વિસ-વિસય ૨૨

એવં ખુ જંત-પિલ્લણ-કમ્મં નિલ્લંછણં ચ દવ-દાણં ।
સર-દહ-તલાય-સોસં અસઈ-પોસં ચ વજ્જિજ્જા ૨૩
સત્થગ્ગિ-મુસલ-જંતગ-તણ-કે મંત-મૂલ-ભેસજ્જે ।
દિન્ને દવાવિએ વા પડિક્કમે દેસિઅં સવ્વં ૨૪

ભાવાર્થ:—ભોગ અને ઉપભોગમાં-દારુ-માંસ, ફૂલ-ફળ, ગંધ-માળાઓના ઉપભોગની નિંદા કરું છું. [એટલે કે-તેનું વ્રત રાખું છું] ૨૦ તે વ્રત લેવા છતાં-વાપરવા યોગ્ય ચીજોમાં પણ સચિત્ત અને સચિત્તથી મિશ્ર, અપક્વઃ તથા દુષ્પક્વઃ પદાર્થ, તથા તુચ્છ ઓષધિ-વનસ્પતિ ખવાઇ ગયાં હોય, તો તેનું પ્રતિક્રમણ કરુ છું. એટલે-તે ભૂલ કબુલ કરી તે દુષ્કૃત્ય મિથ્યા થાય અને ફરીથી ન થાય એમ ઇચ્છું છું. ૨૧

ગૃહસ્થે પોતાની આજીવિકા સ્વતંત્ર બળથી ઉપાર્જન કરી નિર્વાહ ચલાવવો જોઈએ પરંતુ, તેટલા ઉપરથી-મારે ગમે તેવા ધંધા કરી મારા આત્માને અપવિત્ર કરવાની જરૂર નથી. માટે-

કોલસાને લગતો, જંગલોને લગતો, ગાડાં વિગેરે સાધનો બનાવવા-વેચવાને લગતો વાહન ભાડાને લગતો, સુરંગો વિગેરે ફોડાવવાને લગતો ધંધો કરીશ નહીં.

એજ પ્રમાણે-સંચા ચલાવવાનો ધંધો. ખસી કરવા કરાવવાનો ધંધો, દાવ લગાડવાને લગતો ધંધો. સરોવર-કુંડા-તળાવો સુકાવવાને લગતો ધંધો. અસતીઓ અયોગ્ય માનવો કે તેવા પશુઓને પાળી પળાવી પૈસા કમાવવાને લગતો ધંધો કરીશ નહીં.

હથીયારો વાપરીને કે વેચીને ચલાવાતા ધંધા, અગ્નિ સળગાવીને કે સળગાવડાવીને ચલાવાતા ધંધા, મૂશળ વિગેરે ઉપકરણો તૈયાર કરી કરાવી વેચવાનો ધંધો, ગાડાં ઘંટી વિગેરે યંત્રો તૈયાર કરી કરાવી વેચવાનો ધંધો, ઘાસ-લાકડાને દઈ કે લઇને ચલાવાતા ધંધા, તથા મંત્ર-મૂળીયાં ઓસડીયાં વાપરીને કમાવાને લગતા ધંધા કરીશ નહીં.

છતાં-તેમાંનું કાંઈપણ કરવું પડ્યું હોય તો તે, દુષ્કૃત્યની અસર મારા આત્મામાંથી દૂર થાઓ.

આ ભાવાર્થ છે. ગાથામાં દરેક હકીકત બહુજ ટુંકામાં આપવા

માટે દરેક શબ્દો ઉપલક્ષણ રૂપ છે દાખલા તરીકે-**મજ્જિમ્મિ અ૦** એ ગાથામા આવેલા **મધ-માંસ** એ શબ્દો ચાર મહા વિગઈના ત્યાગની સૂચના માટે છે **ફુલ-ફલ** બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનત કાય તથા સચિત્તના ત્યાગની સૂચના માટે છે **ગન્ધ-માલ્ય** વપરાશમા આવતી બીજીની ખાસ જરૂરીઆત વિનાની-માત્ર શોખથી વાપરવાની-ચીજોનો ત્યાગ સૂચવવા માટે છે × **સચિત્તે પડિબદ્ધે૦** ગાથામા ભોગ ઉપભોગ માટે છુટી રાખેલી ચીજોના વપરાશમા પણ થતા સ્ખલનોની અતિચારો સૂચના છે **ઈંગાલી વણસાડીથી** ત્રણ ગાથાઓ પોતાની જરૂરીઆતો મેળવવા કેવા ધધા કરી ધન ઉપાર્જન કરવુ? તેની સૂચના છે એટલે કે-**અગારક વિગેરે** અને તેની જાતના ધંધા કરવા જ નહીં તે શિવાયના ધધાઓમાથી પણ ઉત્તમ ધધાઓજ પસદ કરવા

એક દિગબર જૈન ભાઇએ જૈન શાસ્ત્ર ગ્રથોના પૂરાવા આપીને એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો હતો કે-શ્રાવકોને લીલોતરીનો ત્યાગ કરવાનુ શ્રાવકના કોઇપણ વ્રતમા આવતુ નથી અને તેને માટે જૈન શાસ્ત્રોના પૂરાવા આપીને સાબિત કરવા પ્રયાસ કરવામા આવ્યાનુ

---

× કેટલાક આધુનિક લેખકો-ઉપર જણાવેલી પ્રાચીન ગાથાઓની રચનાના સદર્ભને સમજ્યા વિના વીશમી ગાથાનો એવો અર્થ કરે છે, કે-" અગાઉના જૈનોમા મદ્ય-માસનો પ્રચાર ન હોય, તો તેના અતિચારોની આલોચનાનો સભવ કેવી રીતે હોઈ શકે?" પરતુ ખરી રીતે એ વીશમી ગાથા અતિચારની આલોચના વિષેની નથી પરતુ વ્રતનુ સ્વરૂપ બતાવનારી છે એજ પ્રમાણે ૯ મી, ૧૧ મી, ૧૩ મી, ૧૫ મી, ૧૭ મી, અને ૧૯ મીમા વ્રતોના સ્વરૂપ અને અતિચારો સાથેજ છે તે પ્રમાણે ૨૦ મી ગાથા ભોગોપભોગના વ્રતનું સ્વરૂપ બતાવે છે જેથી તેમા મદ્યાદિકનો ત્યાગ કરવાની સૂચના છે. પરતુ તે અતિચારો નથી

જણાવ્યું હતું. પરંતુ વિશેષ ખુબી તો એ હતી કે–આપણા જૈન શ્વે. પત્રમાં તેનું સમર્થન કરવામાં આવ્યું હતું.

પરંતુ, સચિત્ત પ્રતિબદ્ધ–એટલે કે–સચિત્ત અને અચિત્ત ખોરાકની નીચે કે ઉપર સચિત્તવસ્તુ મુકાઈ હોય, અને તેનો સંબંધ થયો હોય, અને તેવી વસ્તુ ભોગોપભોગના વ્રતધારી શ્રાવકના ખાવામાં આવે, તો પણ અતિચાર ગણાવ્યો છે. તો પછી સચિત્ત વસ્તુનો ઉપયોગ કરવાની વાત વિષે તો પૂછવું જ શું? સારાંશ કે–પોતાનો અભિપ્રાય એ જુદી વસ્તુ છે. અને શાસ્ત્રોના પૂરાવાથી સાબિત કરવું, એ જુદી વસ્તુ છે.

એટલે વ્રતધારી શ્રાવક ન હોય, છતાં તેના જીવનનો આદર્શ તો વ્રતધારી શ્રાવક થવાનો હોવાથી, તેની પણ જીવનચર્યાગો ઓધથી સામાન્ય રીતે જેમ બને તેમ વ્રતધારી જેવી હોય, એ સ્વાભાવિક છે. અને તેથી મોટા ભાગના જૈન કુટુંબોના ખાનપાનની યોજના આનુ રૂઢિ રૂપે પણ વ્રતધારી કુટુંબો જેવી હોય, એ સ્વાભાવિક છે. એટલે પ્રથમથીજ ચાલ્યા આવતા ઘરના રીવાજ રૂપે અથવા ધર્મિષ્ઠ કુટુંબોના સહવાસથી કે મુનિ મહારાજાઓના ઉપદેશથી પડેલા રીવાજ રૂપે ઘણા ઘરોમાં **અભક્ષ્ય અનંતકાય**ના ત્યાગો, અને અભક્ષ્ય ન થાય તેવી સાવચેતીઓ રાખીને બનાવવામાં આવતી બનાવટો બનાવવાના રીવાજો જોવામાં આવે છે. તે બરાબર છે.+

અચિત્તનો ત્યાગ કેવળ અહિંસા દષ્ટિથી છે. કેટલાક પદાર્થો

+ જેઓના ઘરમાં અભક્ષ્ય અનંતકાય અને સચિત્તથી બચવાનું રૂઢિ રૂપે પળાય છે. તેઓને આ પુસ્તક વિશેષ સમજ આપશે: જેઓના ઘરમાં બરાબર પાલન થતું ચાલ્યું આવતું નહીં હોય, તેઓને પાલન કરવા મદદગાર થશે. અને જેઓના ઘરમાંથી પૂર્વાપરથી રીવાજ રૂપે પાલન ચાલ્યું આવતું હશે, છતાં હાલના વાતાવરણની અસરને લીધે ફેખા ફેખીથી તુટતું હશે, ત્યાં પાલનનો ટકાવ થઈ શકશે. અને વધુ દૃઢ બનશે. એવી આશા રાખવામાં આવે છે.

અચિત્ત છતાં તેને અભક્ષ્યમાં ગણાવ્યા છે. તે, પ્રથમ વધારે કે બિન જરૂરી હિંસા થવાનો સંભવ હોવાથી, અથવા શોખ કે આરોગ્યને હાની સમજીને, અહિંસા અને સંયમ એ બન્નેય દૃષ્ટિથી ગણાવ્યા છે. ત્યારે કેટલાક પદાર્થો અને તેના પ્રકારો શરીરનો ટકાવ કે આરોગ્ય દૃષ્ટિથી તદ્દન બિન જરૂરી હોવા છતાં ટેવ પડ્યા પછી તેવા પદાર્થો છુટી શકતા નથી. પરંતુ મન ઉપર કાબુ રાખીને તેવા પદાર્થો વાપરવાની ટેવ જ ન પડવા દેવાથી કોઇ વખતે જીવનમાં દુઃખ ન લાગે. કેમકે-દરેક વખતે દરેક પદાર્થો મળીજ શકે તેવું કાંઈ કહી શકાતું નથી. ટેવ પડ્યા પછી તેવા પદાર્થો ન મળે ત્યારે માણસને દુઃખ થાય છે. માટે તેવી ટેવજ ન પડવા દેવી, એ વધારે સારું છે. તેથી તેવી કેટલીક ચીજો તપદૃષ્ટિની પ્રધાનતાયે પણ અભક્ષ્ય ગણાવી તેનો ત્યાગ રાખવાની સૂચના કરી છે.

ત્યારે કેટલીક ચીજો સમ્યગ્ દર્શનની વિરોધિ હોવાથી તેનો ત્યાગ સૂચવ્યો હોય છે. ત્યારે કેટલીક ચીજો માર્ગાનુસારી પણાથી વિરુદ્ધ હોવાથી પણ તેનો ત્યાગ કરવાની ભલામણ અને યોજના જૈન ખાનપાન વ્યવહારમાં ગોઠવી છે.

૧ **દાખલા તરીકે**-અપકવ આહાર: દુષ્પકવાહાર: વિગેરેને અતિચાર તરીકે ગણાવ્યા છે.

**जीर्णे भोजनम्, अजीर्णे अभोजनम् ॥**

એ નિયમો માર્ગાનુસરિતાના ગુણમાં ગણાવેલ છે. છતાં એ નિયમનું પાલન માત્ર સમકિત પામેલ ન હોય, અને માત્ર માર્ગાનુસારી જ હોય, તેનેજ પાળવાનો છે, એમ નથી. કેમકે-તે નિયમ માર્ગાનુસારીએ પાળવાનો છે, તેજ પ્રમાણે-સમ્યગ્દર્શની શ્રાદ્ધ, શ્રમણોપાસક, દેશવિરત, અને સર્વવિરત, એ સર્વને પાળવાનો છે.+

---

+ વિશેષ ખુબી તો એ છે કે-માર્ગાનુસારી ગુણના ૩૫ બોલમાં માર્ગાનુસારિ, સમ્યક્ત્વવંત-શ્રાદ્ધ, શ્રાવક, શ્રમણોપાસક, દેશવિરત અને સર્વવિરતને લાયકના ઉપયોગી ધર્મોની પણ આડકતરી ગુંથણી કરી લેવામાં આવેલી સૂક્ષ્મવિચારણાથી જોવામાં આવે છે.

એટલે મુનિ મહાત્માઓને પણ અજીર્ણથી તો બચવાનું હોય છે.

૨. દાખલા તરીકે–હોટેલોના ખોરાક લેવા સામે અવ્યવસ્થા અયતના–અસ્વચ્છતા વિગેરે દોષો બતાવવામા આવે છે.

પરંતુ કોઇ હૉટેલો એવી સુંદર હોય, કે–તેમાં એવા કોઈપણ દોષ ન હોય, અને દરેક પ્રકારે અનુકૂળ સામગ્રીથી ભરપૂર તે હૉટેલ હોય, દરેક પ્રકારની સ્વચ્છતા, નિયમિતતા, યતના, ભક્ષ્યાભક્ષ્યના વિવેક યુક્ત દરેક બનાવટો થતી હોય, છતાં એવીયે હોટેલમાં ખોરાક લેવા જવું, એ માર્ગાનુસારિપણાથી વિરુદ્ધ હોવાથી આર્ય સંસ્કૃતિના રક્ષણની દૃષ્ટિથી ત્યાજ્ય હોવુ જોઇએ. કેમકે–હૉટલો ઘરના ચૂલા અને તેની સાથે સંબંધ ધરાવતા અનેક સ્વાધિન, સ્વતંત્ર અને સ્વાશ્રિત બાબતોનો આપોઆપ નાશ કરે છે. એટલું જ નહીં, પરંતુ તેની સાથે દેશી ચીજોનો વપરાશ બંધ કરે છે, દેશી બનાવટ પદ્ધતિ વગેરેને ઉત્તેજન ન મળતાં, ધીમે ધીમે વિદેશી પદ્ધતિ, વિદેશી બનાવટ અને વિદેશી માલની વપરાશને ટેકો મળે છે. માટે ગમે તેવી ઉત્તમ અને આપણી હિંદુઓની સંપૂર્ણ સગવડ જાળવતી હૉટેલો હોય, તથા તેના તરફ ધીમે ધીમે ઘસડી જતી વીશીઓ, ભોજનાલયો. રીફ્રેશમેન્ટરૂમો અને એવી બીજી હમ્મેશની સામુદાયિક ભોજનસંસ્થાઓ વિગેરે આર્ય સંસ્કૃતિથી ધીમે ધીમે પ્રજાને દૂર લઇ જનાર હોવાથી માર્ગાનુસારી નથી, પરંતુ ઉન્માર્ગાનુસારિ છે. માટે તેનો ત્યાગ કરવો જોઇએ. તે જ પ્રમાણે–બાટલીમાં સોડા, ઘેર બનાવેલ બિસ્કેટ, ઘેર બનાવેલ આઈસક્રીમ છે. ટેબલ ઉપર જમવું, ઉઠીને હાથ ધોવા વિગેરે પણ ત્યાજ્ય બને છે.

જૈનમુનિના પરમ અહિંસક, પરમ સંયમી અને પરમ તપસ્વી જીવનને ધ્યાનમાં રાખીને ગોઠવવામાં આવેલી આહારવ્યવસ્થાનો આદર્શ સામે રાખીને દેશવિરતિ, શ્રમણોપાસકત્વ, શ્રાવકત્વ, શ્રાદ્ધત્વ, સમ્યક્ત્વવંતપણું, અને માર્ગાનુસરિતા તથા ઉત્તમ લોકવ્યવહાર આરોગ્ય વિગેરે તત્ત્વોને ધ્યાનમાં રાખીને ગૃહસ્થો માટે આહાર વ્યવસ્થા ગોઠવવામાં આવી છે. તે જ ગત્માં યોગ્ય અને પૂર્વાપરની દરેક બાજુઓનો સંપૂર્ણ વિચાર કરીને ગોઠવાયેલી છે. આવી આહાર વ્યવસ્થા કોઇ પણ સ્થળે મળશે નહિ.

# આરોગ્યમાં આહારનું સ્થાન
## આરોગ્યમાં અહિંસા: સંયમ: અને તપ:ની સંપૂર્ણ આવશ્યકતા.

દુનિયાના તમામ વૈદ્યકશાસ્ત્રોમાં અંતિમ પ્રમાણભૂત—ચરક-સંહિતામાં—

૧ "પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ અને મનની અનુકૂળતા એ **આરોગ્ય** માટે થાય છે, અને તેની પ્રતિકૂળતા **અનારોગ્ય** માટે થાય છે."

અથવા

"વાત-પિત્ત-કફ તથા ધાતુઓ, ઉપધાતુઓ અને મળોની સમાનતા **આરોગ્ય**, અને તેની વિષમતા **અનારોગ્ય**" જણાવેલ છે.

૪ "શરીરના બંધારણમાં આહારની મુખ્ય મદદ છે: જોકે આ-રોગ્યરૂપી મહેલને ટકાવી રાખવાને માટે-આહાર, **નિદ્રા** અને **બ્રહ્મચર્ય** એ ત્રણ આધારભૂત સ્તંભો છે.

૫ તે ત્રણેયમાં પણ આહારની મુખ્યતા છે: કેમકે-નિદ્રા અને બ્રહ્મચર્યનો આધાર પણ **યોગ્ય આહાર** ઉપર જ છે."

૬ "યોગ્ય આહારથી શરીરને પોષણ મળે છે. રોગો હોય તે પણ શમી જાય છે: નવા રોગો ઉત્પન્ન થતા નથી. અને આરોગ્ય પોષાય છે. ઔષધોપચારની જરૂર પડતી નથી. ગમે તેવા મહા-રોગો પણ કોઇપણ ઔષધ વિના યોગ્ય આહાર-વિહારથી મટાડી શકાય છે." તેવા ઘણા પ્રયોગો તે ગ્રંથકારે બતાવ્યા છે.

૭ "યોગ્ય આહાર છતાં જીવનચર્યા બરાબર ન હોય, સ્વાસ્થ્યના-આરોગ્યવાન્ રહેવાના-નિયમોનું બરાબર પાલન કરવામાં ન આવે, તો પણ રોગો થાય છે."

૮ "સ્વસ્થ અને આરોગ્યવાન્ રહેવાના નિયમો અનેક પ્રકારના

છે : પરંતુ તેના મૂળમાં–દયા, સત્યનું પાલન, કામ, ક્રોધ, લોભ, મોહ, ભય વિગેરે કાષાયિક ભાવોનો અભાવઃ ખાસ કારણભૂત છે."

૯ "દેવ ગુરુની સેવા, સંત સેવા, પરોપકાર, ખાનદાની, ઉદારતા, વિશાળ મન, મનની શાંતિ, દયા, દાન વિગેરે આરોગ્યના સાધનો છે."

૧૦ તાવના નિદાનમાં–"કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, રાગ, દ્વેષ તાવના ખાસ અને મુખ્ય કારણ" ગણાવ્યા છે. "તે દોષોમાંથી પ્રજ્ઞાપરાધ થાય છે. અને પ્રજ્ઞાપરાધ સર્વ રોગોનું મૂળ કારણ બને છે." પ્રજ્ઞા-પરાધ–એટલે જાણતાં અથવા અણસમજથી કરેલી ભૂલો, જીવનમાં નાની મોટી કોઈ પણ અવ્યવસ્થા પ્રજ્ઞાપરાધ ગણાય છે.

"રોગો શાન્ત કરવાના ઔષધો ત્રણ પ્રકારના છેઃ–

૧૧ દૈવ વ્યપાશ્રય, ઔષધાદિ યુક્તિવ્યપાશ્રય, અને મનવ્યપાશ્રયઃ" એ ત્રણ પ્રકારના ઔષધોમાં પણ મનવ્યપાશ્રય વધારે બળવાન્ છે.

ગમે તેવા રોગીને આશ્વાસન આપવાથી, કે–માબાપની સતત સારવાર અને હાજરીથી, આશ્વાસન મળવાથી, જેના ઉપર વિશ્વાસ હોય, તેવા વૈદ્ય, ડૉક્ટરની હાજરી થવાથી, તેનો રોગ અને તેનું દુઃખ અલ્પ જણાય છે. એ સાર્વત્રિક પ્રત્યક્ષ અનુભવ છે. આશ્વાસન એ મનોવ્યપાશ્રય ઔષધમાં સમાય છે. તેવી જ રીતે આધ્યાત્મિક બળમાંથી જન્મતા અનુષ્ઠાનોરૂપ ઔષધો પણ મનોવ્યપાશ્રય ઔષધમાં સમાય છે. અને તે સર્વ કરતાંયે બળવત્તર હોય છે.

"પૂર્વ ભવના કર્મ ભોગવવા પડે, તેમાં શી નવાઈ? હસતાંયે ભોગવવા પડે છે, અને રોતાંયે ભોગવવા પડે છે, તો પછી, રોતાં શા માટે ભોગવવા?" "આત્મા નિત્ય શાશ્વત્ છે–તેને વળી રોગ શો? અને શોક શો? એ તો આ ક્ષણભંગુર દેહની ચેષ્ટાઓ છે. અવિનાશી આત્માને તેની કાંઈપણ અસર થવાની નથી. મનમાં અશાંતિ રાખવાથી નવા કર્મ બંધાય છે, તો શા માટે હાયવોય અને રડારોળ કરવી? બસ. ચેતન! પૂર્વના કર્મો શાંતિથી વેઠી લે." આ અને આવી વિચારણાઓ આ-

ધ્યાત્મિક ઔષધ હોય છે જેનો સમાવેશ એ ગ્રથકારે મનોવ્યપાશ્રય ઔષધોના કર્યો જણાય છે આધ્યાત્મિક ઔષધના વ્યવહારુ સાધનો **અહિંસા, સંયમ** અને **તપ** છે રોગ શાત ચિત્તે સહન કરવો, એ પણ એક જાતનો તપ છે તેથી રોગના તત્ત્વો નાશ પામી જાય છે, અને નવા રોગ થતા નથી કર્મોની પેઠે તેનુ ઝેર નિર્જરી જાય છે આ અનુભવમા ઉપરના વાક્યોથી વૈદ્યકશાસ્ત્ર પણ પોતાનો સૂર બરાબર પૂરાવે છે–

૧૨ વૈદ્યકશાસ્ત્રમા વિશેષ કહે છે કે–"આહારવિહારની વિષમતાથી તો રોગ ઉત્પન્ન થાય છે તેને શમાવવા માટે યોગ્ય આહારવિહારનુ સેવન કરવુ જોઇએ એમ કરીને થયેલા રોગને એમને એમ મટી જવા દેવો જોઇએ તેને બદલે ઔષધોપચાર કરીને જેટલો વ્હેલો મટાડવા પ્રવૃત્તિ કરીએ, તેટલો તે રોગ વ્હેલો મટે છે પરતુ એ પ્રયાસ નવા રોગના બીજ અવશ્ય મૂકે છે" તેમા પણ માત્રાઓ, ઇન્જિકશનો, વિગેરે વિષપ્રાય કેટી અને ઉગ્ર ઔષધો રોગને તત્કાળ મટાડવામા અસાધારણ મદદ કરે છે એટલે કે–રોગને મટાડતા નથી, પરતુ એક રોગને શરીરમા વ્હેચી નાખે છે, અને નવી શક્તિ તુરત ભરી દે છે પરતુ તે શક્તિ ઓસરતા વ્હેચાયેલા રોગો જુદાજુદા રોગરૂપે કે એક સામટા મોટા રોગરૂપે કોઈને કોઈ વખતે બહાર આવે જ છે પરતુ નવા રોગો ન થાય, તેને માટે કાળજી રાખી યુક્ત આહારવિહારની યોજના કરવામા આવે, અને જુના રોગ સહન કરવામા આવે, તો આપોઆપ વિપાક ફળ–અસર–મતાડીને રોગ મટી જાય છે અને નવા રોગ થતા નથી

પરતુ, આ રીત સામાન્ય જનસમાજની સમજમા તો નથી, પરતુ તેની સમજમા પણ એમએમ ઉતરતી નથી કોઇ તેમને સમજાવતુયે નથી તેમજ આ વાત ઉપર શ્રદ્ધા બેસતીયે નથી યુક્ત આહાર વિહારનુ જ્ઞાન ન હોવાથી લોકો જાતે ઉપાય લઇ શકતા નથી [ વળી આજકાલના વૈદ્ય, ડૉકટરો પોતાના મોટા ખર્ચને પહોચી વળવા માટે ઔષધોપચારની વિપુલતા ઉપર તેઓના ધધાના વકરાના ક્ષેત્ર ગોઠવા-

ચેલા છે. એટલે તેઓ યોગ્ય માવજતની તો વાત જ કરતા નથી. મોં ભારમાં રાખીને માત્ર કહે છે કે–"દવા લો, મટી જશે." એટલું જ કહીને મુંગે મોઢે દવાઓ લખી આપે છે. અને બીલ ઉપર બીલ ચડાવ્યે જાય છે. વળી ડીગ્રી આપનાર પરદેશી કેળવણીકારોનો પણ તેમાં યુરોપના કારખાનાઓની દવાઓના વકરાના ક્ષેત્ર ઉઘાડવાનો સ્વાર્થ જોવામાં આવે છે. દર વર્ષે ખાનગી કે ધર્માદાને નામે ચાલતાં અને ચલાવવામાં આવતાં લાખો દવાખાનાઓ મારફત લાખો રૂપિયાની દવાઓના વકરા ચાલુ છે. એટલે એક ડૉક્ટર તે ધંધામાં હોંશીયાર હોય કે ન હોય, પરંતુ એક ડૉક્ટર થાય એટલે દર વર્ષે બે પાંચ હજારની દવા ખપાવનાર એક એજંટની શરૂઆત થઈ સમજવી જ જોઈએ. પછી તેને સારો પગાર અપાવી પ્રતિષ્ઠિત કરવામાં હરકત ગણાય જ નહીં. કેમકે–એ સારો પગાર એજન્સીનો બદલો છે. દેશી રાજાઓના તથા સરકારી દવાખાનાઓ, ખાનગી સખાવતી દવાખાનાઓ, અને ખાનગી પ્રેક્ટીશનરોના દવાખાનાઓ મારફત કરોડો રૂપિયાનો પ્રવાહ બહાર પરદેશ ચાલ્યો જાય છે :

ખરીરીતે સામાન્યદૃષ્ટિથીયે જોતાં માણસને ધન મળે એટલે લોહી વધે છે. કોઇ માણસ ગમગીનીમાં હોય, અને તેને કહો કે–"લોટરીમાં તમારા નંબર ઉપર રૂપીઆ એક લાખનું ઈનામ જાહેર થયું છે, કે અમુક વેપારમાં તમને આટલો નફો મળવાનું નક્કી થયું છે, કે તમારા પગારમાં આ મહિનેથી રૂા. ૫૦નો વધારો થયો છે, કે તુરત તેના શરીરમાં લોહી ફરવા લાગશે. અને અંગે અંગમાં તાજગી જણાશે. [પૈસાદારો હોય, તે પ્રાયઃ નવા મેળવવાની મુંજવણમાં રોગી બની જાય છે.]

અને ઉલટરીતે, પૈસા જાય, કે લેણીયાત આવી મેણાંટોણા સંભળાવે, દંડ થાય કે ચોરી થાય, કાંઈ મોટી રકમ ખોવાઈ જાય, ત્યારે કેટલો જીવ બળે છે? તે વખતે માણસ સુકાય છે. કેટલીક વખત એવે પ્રસંગે અકાળે વૃદ્ધાવસ્થાયે આવી જાયછે. અને કોઇવખત માણસ આપઘાત

કરે છે, રૂવે છે, શોક કરે છે, દીન તથા ગરીબડા બની જાય છે. મનની તેવી અવસ્થા પણ પાછીથી અનેક રાગોનું કારણ બને છે.

આ સ્થિતિમાં–પૈસા–બેપૈસાની દવાથી જે દેશમાં રાગો મટતા હતા, તે જ દેશમાં રાજના ચાર છ આના ચાર્જ તો ચાલુ જ હોય છે, સ્પેશ્યલ ચાર્જ જુદા, એક્ષરે'ના ફોટા અને લોહી, પેશાબ, ગળફા વિગેરેની તપાસણીના ચાર્જ જુદા, સલાહના જુદા, ઈંજેક્શનના જુદા, ઓક્-સીજન આપવાના જુદા, આવા આવા ડૅા૦ને દાન–દક્ષિણાના અવનવા પ્રકારો મારફત ધનનો એટલો બધો પ્રવાહ વ્હે છે, કે–એટલું ધન જવાથી જ અલ્પ રાગી માણસ વધુ રાગી થઈ જાય. ધર્માદા દવાખાનાઓને પણ પરદેશી કારખાનાવાળા સસ્તી કિંમતે દવાઓ આપતા નથી. તેમના તો સૌને માટે એક જ ભાવ હોય છે. ખરી રીતે ધર્માદા તો નામમાત્ર હોય છે. શરૂઆતમાં તે મારફત વકરાના ક્ષેત્રો ઉઘાડવામાં આવ્યા હતા. અને ધર્માદા દવાખાનામાં પણ ગરીબો ઉપર તો ધ્યાન એવું નામનું જ અપાય છે. બાકી તો મોઢું જોઇને ટીલું થાય છે. સપન્ન અને કાંઇક ખર્ચી શકે તેવાઓને જુદા તારવી લેવામાં આવે છે. તેમને સ્પેશ્યલ દવાઓ પોતાની તરફથી અપાઇને બીલો શરૂ થાય છે. ધર્માદા દવા-ખાના ન હોય, તો દરદીની મોટી સંખ્યા ચિકિત્સકની વીઝીટ લેવા શી રીતે આવે? અને તેમાંથી ખર્ચ કરી શકે તેવી સારી સંખ્યા શોધી કાઢવાનું શી રીતે બની શકે? તેવા વર્ગ વિના સ્પેશ્યલ દવાઓ ખપી શકે નહીં. માટે શરૂઆતમાં સખાવતી દવાખાના શરૂ કરવામાં આવ્યા હતા, તે પરોપકાર બુદ્ધિથી નહીં, પરંતુ ધધાની ખુબીની દૃષ્ટિથી શરૂ કરવામાં આવેલા હતા, એમ જણાય છે.

આ રીતે પ્રજા ઉપર અબજોનો ખર્ચો અને હેલ્થ ઓફીસો નભાવવા છતાં પ્રજાનું આરોગ્ય બગડતું જાય છે. કેટલાક દયાળુ ડૅાક્ટરો તો તેવી પણ દર્દીને સલાહ આપે છે કે–" જીવતો નર ભદ્રા પામે, જીવશો તો ફરી લક્ષ્મી મેળવી શકશો. માટે દરદાગીના વેચીને પણ દવા

કરાવો અને અમારા બિલો ભરો." દેખીતી રીતે વાત સીધી છે. પરંતુ તેનું મુખ્ય તાત્પર્ય પોતાના બીલો ચૂકવવામાં ખામી ન લાવવાના ઉપદેશરૂપ છે. કેટલાક સારા માણસોયે હોય છે, પરંતુ તેનો ઉપયોગ તેવાઓની પ્રતિષ્ઠા ઉપર બીજાઓને તડાકા પડવામાં થાય છે. જનસમાજ ઉપર વરુની માફક તુટી પડનારાઓ એ પ્રતિષ્ઠિત ડૉક્ટરોની પ્રતિષ્ઠાનો ઉપયોગ કરીને સારી રીતે રળી ખાય છે. એટલે એ પ્રતિષ્ઠિતો પણ લુટમાં ઉપયોગ કરવા માટે માત્ર જાહેરાત તરીકેનુ અંગ બની રહે છે. તેવર્ગે પ્રજાના ખાનપાનના નિયમો તથા રહેણીના નિયમોમાં પરિવર્તન કરાવી રહ્યો છે, અભક્ષ્યોતરફની સુગ ઉડાડવામાં, સતતિનિયમન વિગેરેના પ્રચારમાં ઉપયોગી થઇ રહ્યો છે. પ્રજા ઘણે આડે રસ્તે દોરવાઇ ગઇ છે, અને તેનું આરોગ્ય જોખમમાં મૂકાઈ ગયુ છે.

આ સ્થિતિમાં આજના વૈદ્ય-ડૉક્ટરો શી રીતે આરોગ્ય અને યોગ્ય ખાનપાનનો ઉપદેશ આપે? એવી નવરાશ જ તે બિચારાઓને ક્યાં છે? કેટલાક તો માબાપના હજારો બગાડીને ડીગ્રી ધારી થયા હોય છે. તે સ્થિતિમાં કુટુંબિઓ સુદ્ધાં ભૂખ્યા વરુની માફક ધન ભેગું કરાવવાની લાલસાથી યેનકેન પ્રકારે દર્દીઓ ઉપર તુટી પડવાની જરૂરીઆતની તરફેણમાં હોય છે. તેમ છતાં ધન થાય, તો ખર્ચાળ જીવન વધુને વધુ તેઓને ધનાકર્ષણ માટે લલચાવે છે. એટલે સારો હોંશીયાર ડૉક્ટર થાય, કે તે સારો ધનવાન્ થાય, તો પણ જનસમાજને તેનો લાભ ન જ મળે, તે નજ મળ. એ સ્વાભાવિક છે. પરતુ ઉલટો ત્રાસ વધે છે. સારાંશ કે-આરોગ્યશાસ્ત્ર કે જે જનસમાજના કલ્યાણ માટે ઉત્પન્ન થયુ છે, તે આજે પરિણામેઆ રીતે સૂક્ષ્મદષ્ટિથી જોતાં શ્રાપ સમાન થઈ પડવા સભવિત થયુ છે.

રાજાઓ, શેઠીયાઓ, અમલદારો વિગેરે મોટા માણસોના નાના રોગોને મોટું સ્વરૂપ અપાય છે, તેમ તેમ સામાન્ય પ્રજા પણ એવા ચાળા શીખે છે. અને દવાઓના વકરાના દ્વાર ખુલતા જાય છે આજે-"તબિયત

નરમ છે, દવા ચાલે છે" એમ કહેવામાં કેમ જાણે જનસમાજ વડાઈ માનતો થયો હોય, એ જાતનો એક શોખ પણ જામતો જાય છે. અથવા તેમાં પોરસ ચ્હડતો હોય, તેવો ભાસ થાય છે. એ એક જાતની ફેશન થઇ પડી જણાય છે. પ્રજાનું આવા પ્રકારનું માનસ યુક્તિપૂર્વક ઘડવું, એ પણ એક જાતના આ જમાનાના ધંધાની કુનેહ છે. તેમાં બીજું કાંઈ પણ તત્ત્વ જોવામાં આવતું નથી. જે શહેરમાં બેચાર વૈદ્ય ડૉકટરોનું માંડમાંડ પોષણ થતું હતું, તેજ શહેરમાં આજે સેંકડોની સંખ્યામાં વૈદ્ય ડૉકટરોનો ધંધો મજેથી ચાલે છે. તે જેમ કદાચ આનંદનો વિષય હશે, તેજ પ્રમાણે એટલા ચિકિત્સકોને રોટલા અને એશઆરામ મળી શકે છે, તેવા રોગો અને તેટલા રોગીઓની સંખ્યાનું અસ્તિત્વ હોવું, એ પ્રજાનું અને દેશનું કમભાગ્ય અને દુઃખનો વિષય કેમ ન ગણાય? સારાંશકે-એક નવા ડૉક્ટર થાય, તેની ખુશાલીના મેળાવડામાં જઇને હર્ષની તાળીઓ પાડવી જોઈએ? કે-પોક મૂકીને રોવું જોઈએ? બેમાંથી શું કરવું વ્યાજબી છે? શું કરવું સત્યની વધુ નજીક છે? તે આજે વિચારકોની સામે એક કોયડા રૂપ પ્રશ્ન છે.

અમારી સમજ પ્રમાણે પોક મૂકીને રોવું જોઇએ, કેમકે-એક દેશીભાઈને ડૉક્ટર તરીકેનો પણ આવક વાળો ધંધો મળે છે,-પરંતુ દર વર્ષે હજારોરૂપિયા પરદેશ ધકેલાય છેઃ અને બીજાઓ ઉપરાંત આ એક ડૉક્ટરનું સારી રીતે પોષણ થાય, તેટલા દર્દો દેશમાં હોવાનું કે વધવાનું ગર્ભિત રીતે આપણે ઇચ્છવું જ જોઇએ. અને બરાબર છે કે-આજની આરોગ્ય નાશક રહેણીકહેણી, ગરીબી, ચિંતા, અનારોગ્યકર ખાનપાન, અયોગ્ય જીવન ચર્યા, શહેરી જીવન, અવળે રસ્તે દોરવનારા મોજશોખના સાધનો, ધનનો હ્રાસ, વિગેરે કારણો રોજ રોજ દેશમાં અને પ્રજામાં વધ્યે જ જાય છે. એ ગણત્રીથી જ નવા ડૉક્ટરોની જરૂર પડે છે. અને તે ઉપર જણાવેલા પ્રજાના જીવનમાં પડતા કાયમી અને કાતિલ ઘા ઉપર કૃત્રિમ પાટાપિંડી કરવાની ચેષ્ટા કરેછે, તેમતેમ દુઃખી પ્રજાના દુઃખમાં વધારો થયે જાય છે, અને રોગ વધતા જાય

છે. આ ભીંતરની સ્થિતિની તુલના કરવામાં આવે, તો એક નવા ડૉક્ટરની ખુશાલીની સભા ન ભરતા દીલગીરીની જ સભા લોકો ભરે, પરંતુ છેલ્લા દશકાઓમાં કેટલીક એવીયે કુરુઢિઓ નવી ચાલેલી છે, તેમાંની આપણુ એક છે કોઇને આ વાતનો વિચાર પણ આવતો નથી. ગાડરીયા પ્રવાહમાં સૌ તણાયે જાય છે. કેળવાયેલા ગણાતા ખાસ. ]

એજ વૈદક ગ્રંથમાં પ્રશ્ન કરવામાં આવ્યો છે કે–"માણસો યુક્ત આહારવિહાર રાખે છતા પણ કેટલાક ચેપી રોગો પ્રજાના મોટા ભાગને નુકશાન કરે છે, તેનું કેમ ?"

ત્યારે ત્યાં જવાબ આપવામા આવ્યો છે કે–"તેમ છતાં કેટલાક સામુદયિક એવા પાપો અને ભૂલો થાય છે કે, તેના સરવાળા રૂપ ભયંકર રોગો ફેલાય છે. છતા જેઓ ધાર્મિક અને યુક્ત આહાર વિહાર રાખનારાઓ હોય છે, તેમને તેની અસર થતી નથી. તેવાઓ બચી જાય છે. નહીંતર તો તમામનો નાશ થઈ જવો જોઈએ. પરંતુ તમામ માણસો નાશ પામતા નથી, પરંતુ કેટલાકનો જ નાશ થાય છે. કારણ કે–જનસમાજનું પાપ એટલું હોય છે."

આજના ભયંકર રોગો–પ્લેગ, મેનીનજાઇટીસ, ઇન્ફ્લુ-એન્ઝા વિગેરે આજના નવા પાપના પરિણામરૂપ જણાય છે. લાખો ડૉક્ટરોનું આજે આ દેશમાં પોષણ થઇ શકે, તેટલી રોગીઓની સંખ્યા એ પણ એવા જ કોઈ પાપનો પૂરાવો જણાય છે.

વૈદ્યકશાસ્ત્ર પણ ધર્મશાસ્ત્રનું તાબેદાર શાસ્ત્ર છે. કેમકે-ધર્મશાસ્ત્ર પ્રજાનું સાર્વત્રિક રક્ષક શાસ્ત્ર છે. ધર્મશાસ્ત્રની આજ્ઞા બહાર વર્તનારા પ્રાણીઓનાયે દુઃખો ટાળવા માટે ધર્મશાસ્ત્રોએજ કરુણાથી આવા વૈદ્યકાદિ **શાસ્ત્રોને** પણ પ્રમાણ ગણીને ચાલવા દીધા છે. એટલે વૈદ્યકશાસ્ત્રને પણ ધર્મશાસ્ત્રની મર્યાદામાં અને આજ્ઞામાં જ રહેવું પડે છે. તેથી ધર્મશાસ્ત્ર જેમ માનસિક–આધ્યાત્મિક રોગો મટાડનાર છે, તેજ [illegible]સ્ત્રોના પણ પ્રબળ ઔષધો તો તે જ છે. તેની અજ-

માવેશ ન કરી શકનાર માટે બીજા નંબરના ઉપચારો બતાવવા પડે છે. એટલે વૈદ્યકશાસ્ત્રનું પણ ધ્યેય તો અહિંસા, સંયમ અને તપ હોય છે. તે વૈદ્યક શાસ્ત્ર-"ધર્મ: અર્થ: કામ: અને એ સર્વના ધ્યેયરૂપ મોક્ષ:ના મૂળ તરીકે ઉત્તમ આરોગ્યને ગણાવે છે." જેથી કરીને-વૈદ્યક શાસ્ત્ર પણ મોક્ષ માર્ગથી વિરોધિ હોય તેવા આરોગ્યના ઉપાયો ગણાવી શકે જ નહીં ! કેમકે-તેનું પણ લક્ષ્ય પરંપરાએ મોક્ષ જ હોય છે.

અહીં કેટલાક પ્રશ્ન કરે છે કે-"વૈદ્યકમાં હિંસાજન્ય ઘણા ઔષધો બતાવ્યા છે, તેમાં અહિંસાને સ્થાન છે, એમ કહી જ કેમ શકાય ?"

તેનો જવાબ-ચરકના ટીકાકાર ચક્રદત્તે આપેલો છે. તેનો ભાવ આપણે વિચારી લઈ. તે લખે છે કે-"ઋષિનો અભિપ્રાય માંસાહાર અને હિંસામાં નથી. પરંતુ જે પ્રજાઓ માંસાહારી છે, અને કાયમ માંસાહારનું સેવન કરે છે. બીજા પદાર્થોનો જોઇએ તેવો પરિચય નથી. તેઓ પણ માંદા પડે, તેમને પણ ઋષિએ ઔષધ તો બતાવવું જ પડે. એટલે તેવાઓને માટે તેવા ઔષધો બતાવેલા છે. તેના પાપના ભાગી રોગીઓજ થાય છે. ઋષિ નહીં." અને બીજું-"જે વિષયનું શાસ્ત્ર રચવામાં આવે, તેની દૃષ્ટિથી તેની મર્યાદામાં આવતા પદાર્થોના ગુણ દોષનો વિચાર કરવાનું ગ્રંથકારને અનિવાર્ય થઇ પડે છે :" [ જેમ **યોગ શાસ્ત્રકારને પરકાય પ્રવેશ, પ્રાણાયામ** વિગેરેનો વિચાર આપવો પડે છે. **સાહિત્ય શાસ્ત્રકારને શૃંગારરસનું વર્ણન** કરવું પડે છે. તેમ "વૈદ્યક ગ્રંથકારને એવા પ્રયોગો વિષયાશૂન્યાર્થે આપવા પડે છે. પરંતુ તેમાંથી સાર ભાગ જ લેવો જોઇએ. અસાર ભાગ છોડવો જોઇએ." કહ્યું છે કે-"મારે શાસ્ત્ર રચના ખાતર દરેક વિષયોનું વર્ણન કરવું પડે છે. તેટલા ઉપરથી અયોગ્ય પ્રયોગો કોઇએ કરવાના નથી. જેમ વૈદ્યક **શાસ્ત્રમાં** કુતરાના માંસના ગુણદોષનું વિવેચન કરવામાં આવ્યું હોય, તેટલા ઉપરથી તે ભક્ષ્ય ઠરતું નથી. "] સારાંશકે-'અહિંસા, સત્ય, વિગેરે પ્રજાજીવનના

અને આરોગ્યના રાજ માર્ગો છે. તે વાત ઋષિને સમ્મત છે.' "પ્રજાએ પોતાનું જીવન રાજમાર્ગે ચલાવવું જોઇએ. અને તેવો રાજમાર્ગ ધર્મશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર બતાવે છે. તેથી વિચલિત ન થવું જોઇએ."

આવા વિધાનો એક રીતે કંઈક ઠીક છે માનીયે, પરંતુ જૈન **પૂર્વોમાં–ચિકિત્સાપ્રાભૃતનો** ભાગ અવશ્ય હતો જ. તેમાં સ્વરૂપ વર્ણન તરીકે દરેક વસ્તુનું વર્ણન અવશ્ય હોય જ. પરંતુ તેમાંનો કેટલો ભાગ જનસમાજમાં બહાર મૂકવો અને કેટલો ભાગ ગુરુ ગમમાં રાખવો ? આ પૃથક્કરણ એક **ગીતાર્થ જૈનાચાર્ય** કરે, તેના કરતાં એક **વૈદિક ઋષિ** કંઇક જુદી રીતે કરે.×

અહિંસા, સંયમ અને તપ આરોગ્યના મૂળ કારણો છતાં–અને તે ધર્મશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર એ બન્નેયને માન્ય છતાં, તેના ઉપર જેટલા જોરથી એક જૈનાચાર્ય ભાર આપે, તેટલા જોરથી કદાચ એક વૈદિકાનુયાયિ ઋષિ–વૈદ્ય ન આપે, એ સ્વાભાવિક છે. કેમકે–બન્નેયના અનુભવ અને મનોદશામાંયે ફરક હોય છે.

જૈનમુનિ અહિંસા, સંયમ અને તપ ઉપર જેટલો ભાર આપે, તેના તત્ત્વો જેટલા જોરથી બ્હાર લાવે, તેટલો કદાચ વૈદિક લેખક ભાર ન આપે અને તેટલા તત્ત્વો બહાર ન લાવે, એ સ્વાભાવિક છે.

તેમ છતાં **ચરક સંસ્કારિત અગ્નિવેશ સંહિતામાં અત્રિના પુત્ર પુનર્વસુએ પોતે વૈદિક દર્શનના** અનુયાયિ છતાં પોતાના વૈદકમાં જરૂરી ભાર મૂકયો છે, અને સ્પષ્ટીકરણ પણ ઠીક કર્યું છે.

આ આખા પ્રકરણનો સાર એક જ છે કે–આરોગ્ય દૃષ્ટિથી યોગ્ય આહારને મહત્ત્વનું સ્થાન છે. અને તેની યોગ્યતાનો પણ આધાર

---

× સાંભળવા પ્રમાણે એક **દિગમ્બર જૈનાચાર્યે–ચરકસંહિતાની** તુલનારૂપ–વૈદક ગ્રંથ એવો લખ્યો છે, કે જેમાં–મદ્ય, માંસ, મધ, અને માખણ એ મહા વિગઇઓનો વપરાશ ન આવે, તેવા સર્વરોગોના આબાદ ઉપચારો બતાવ્યા છે.

અહિંસા, સંયમ અને તપ ઉપર જ છે. એમ વૈદ્યકશાસ્ત્ર અને તેના પ્રણેતાઓના અભિપ્રાયથી સાબિત કરવામાં આવેલ છે.

આ સ્થળે ચરકમાંથી કેટલાક ઉપયોગી અવતરણો ભાષાંતર સાથે આપવામાં આવે છેઃ—

धर्मोऽर्थ—काम—मोक्षाणामारोग्यं मूलमूत्तमम् ।
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ॥ च. १—१—१५—१६
प्रादुर्भूतो मनुष्याणामन्तरायो महानयम् , च. १—१—१६

અર્થઃ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ ઉત્તમ આરોગ્ય છે. રોગો, આયુષ્ય, શાંતિ અને જીવનનો નાશ કરનારા છે. મનુષ્યોના જીવનમાં આ મોટામાં મોટું વિઘ્ન છે.

मात्रावद्धयशनमशितमनुपहत्य प्रकृतिं बलवर्णं। सुखायुषा योजयत्युपयोक्तारमवश्यमिति ॥ च. १—५—९

અર્થઃ—માત્રા-યોગ્ય માપ પ્રમાણે ખોરાક લેવામાં આવતો હોય, તો પ્રકૃતિને બગાડ્યા વિના ઉપયોગ કરનારને તે બળ, કાંતિ, સુખ અને આયુષ્ય આપે છે.

तमुवाच भगवानात्रेय.—हिताहारोपयोग एक एव पुरुषवृद्धिकरो भवति, अहितारोपयोगः पुनर्व्याधिनिमित्त', इति ॥ च० १—२५—३१ ॥

અર્થઃ—ભગવાન્ આત્રેયે તેને કહ્યુંઃ—હિતકારક આહારનો ઉપયોગ એજ એક પુરુષની વૃદ્ધિ કરનારો થાય છે, અહિતકારનો ઉપયોગ જ વ્યાધિઓનું કારણ થાય છે.

तमुवाच भगवानात्रेयः—यदाहार—जातमग्निवेश ! समांश्चैव शरीरधातून् प्रकृतौ स्थापयति, विषमाँश्च समीकरोतीत्येतद्धितं विद्धि । विपरीतं त्वहितमिति । इत्येतद्धिताहित—लक्षणमनपवादं भवति ॥ १—२५—३३ ।

અર્થ:—ભગવાન્ આત્રેયે તેને કહ્યું–અગ્નિવેશ ! જે આહાર શરીરની સમધાતુઓને પ્રકૃતિમાં સ્થિર કરે અને વિષમ ધાતુઓને પણ સમ કરે, તેને જ હિતકારક આહાર જાણવો. અને તેથી વિપરીત હોય, તે અહિતકારક જાણવો. એજ હિતાહિત આહારનું ખરૂં લક્ષણ સમજવું ( અર્થાત્–રોગો ઉત્પન્ન કરવાની કે થયેલાને મટાડવાની અને ન થવા દેવાની શક્તિ અહિતકારક કે હિતકારક આહારમાં છે. એમ સ્પષ્ટ થાય છે. )

इष्ट–वर्ण–गन्ध–रस–स्पर्शं विधिविहितमन्न–पानं प्राणिनां प्राणि–संज्ञकानां प्राणमाचक्षते कुशलाः, प्रत्यक्षफलदर्शनात्, तदिन्धना ह्यन्तराग्नेः स्थितिः । तत् सत्त्वमूर्जयति, तच्छरीर–धातु–व्यूह–बल–वर्णेन्द्रिय–प्रसादकरं यथोक्तमुपसेव्यमानम्, विपरीतमहिताय संपद्यते ॥

च० १–२७–३ ॥

અર્થ:—ડાહ્યા પુરુષો–"ઈષ્ટ રંગ, ગંધ, રસ અને સ્પર્શવાળા અને વિધિપૂર્વક તૈયાર કરેલા અન્નપાનને પ્રાણવાળા પ્રાણીઓના પ્રાણ તરીકે છે" એમ કહે છે. તેનો ફાયદો પ્રત્યક્ષ જોવામાં આવે છે. જઠરાગ્નિની વ્યવસ્થા (યોગ્ય અન્ન–પાન ) રૂપ તે બળતણને આભારી છે, તે મનને ઉત્સાહિત કરે છે. કહેલા વિધિ પ્રમાણે તેનું સેવન કરવામાં આવે, તો તે શરીરની [ સાત ] ધાતુઓનો સમૂહ વધારનાર, બલ, રંગ, ઇન્દ્રિયોને પ્રસન્ન કરનાર થાય છે. અને વિપરીત રીતે સેવાય, તો નુકશાન કરે છે.

न रागान्नाप्यविज्ञानादाहारानुपयोजयेत् ।
परीक्ष्य हितमश्नीयाद्देहो ह्याहार–संभवः ॥ च० १–२९–४१ ॥

અર્થ:—આહારનો ઉપયોગ આસક્તિથી કે અજાણપણે ન કરવો જોઇએ. બરાબર સમજીને હિતકારક ખોરાક લેવા જોઇએ, કેમકે શરીર આહારમાંથી જ બંધાય છે.

" त्रय उपस्तम्भाः " इत्याहारः स्वप्नो ब्रह्मचर्यमिति ।
एभिस्त्रिभिर्युक्तियुक्तैरुपस्तब्धमुपस्तम्भैः शरीरं बलवर्णोपचयोपेतमनुवर्तते यावदायुः संस्कारात् संस्कारमहितमनुपसेवमानस्य य इहैवोपदेक्ष्यते ॥ १-११-३५॥

અર્થઃ—શરીરરૂપી મહેલને ત્રણ ટેકા છે. આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય. યુક્તિયુક્ત ગોઠવેલા એ ત્રણ થાભલાઓ ઉપર ટકેલું અને બળ-કાંતિ-વર્ણના વધારાથી પુષ્ટ થએલું શરીર આયુષ્ય પૂરૂં ભોગવાય ત્યાં સુધી ટકી રહે છે. અહિત સેવનારના કારણો આગળ બતાવીશુ.

हिताशी स्यान्मिताशी स्यात्काल–भोजी जितेन्द्रियः ।
पश्यन्रोगान् बहून् कष्टान् बुद्धिमान् विषमाशनात् ॥ च० १-६-१२ ॥

અર્થઃ—વિષમાશન એટલે અયોગ્ય રીતે ખોરાક લેવાથી કષ્ટ આપતા ઘણા રોગો થતા જોઇને બુદ્ધિમાન્ પુરુષે હિતકારક જ **ખાવું જોઇએ, માપસરજ ખાવું જોઇએ, બરાબર વખતસરજ ખાવું જોઇએ.** અને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો જોઇએ. [ અર્થાત્ અકરાંતીયા ન થવું જોઇએ. ]

एषां विशेषाः शुभाऽशुभ–फलाः परस्परोपकारका भवन्ति, तान् बुभुत्सेत । बुद्ध्वा च हितेप्सुरेव स्यात्, न च मोहात् प्रमादाद्वा प्रियमहित-मसुखोदर्कमुपसेव्यमाहार–जातमन्यद्वा किञ्चित् ॥ च० १-११-३३ ॥

અર્થઃ—શુભાશુભ ફલ આપનારી ખાનપાનની વિશેષતાઓ પરસ્પર ઉપકાર કેવી રીતે કરે છે ? તે બધુ પ્રથમ જાણવું જોઇએ, અને જાણ્યા પછી ફાયદાકારક વસ્તુનો સંગ્રહ કરવાની ઇચ્છા કરવી જોઇએ, મોહથી કે પ્રમાદથી મીઠું પણ અહિતકારક, અને પરિણામે સુખનો નાશ કરનારા ખાનપાન કે કોઈ પણ વસ્તુનો ઉપયોગ ન કરવો જોઇએ.

उष्णं स्निग्धं मात्रावज्जीर्णे वीर्याविरुद्धमिष्टे देशे, इष्टसर्वोपकरणं नातिद्रुतं नातिविलम्बितमजल्पन्न हसंस्तन्मना भुञ्जीतात्मानमभिसमीक्ष्य सम्यक् ॥ च० ३–१–३५ ॥

અર્થઃ—ઉનું, સ્નિગ્ધ, માપસર, પોતાની શક્તિને માફક, પ્રથમનું પચ્યા પછી, ઈષ્ટ દેશમાં, ઇષ્ટ સર્વ ઉપકરણપૂર્વક, બહુ ઉતાવળથી નહિ, બહુ ધીમેથી પણ નહિ, બોલ્યા વિના–મૌન રહીને, હસ્યા વિના, તે કામમાં બરોબર મન પરોવીને, પોતાની જાતને સારી રીતે સંભાળીને જમવું. [ તન્મના એટલે આસક્તિથી નહીં, પરંતુ તે કામમાં બરાબર મન પરોવીને ભોજનનું તે કામ સંભાળપૂર્વક કરવું.]

मात्रावदश्नीयात्; मात्रावद्धि भुक्तं वात–पीत्त–कफानपीडयदायुरेव विवर्धयति केवलम्, सुखं गुदमनुपर्येति, न चोष्माणमुपहन्ति, अव्यथं च परिपाकमेति, तस्मान्मात्रावदश्नीयात् ॥ च० ३–१–३३ ॥

અર્થઃ—માત્રાસર–માપસર જ ખાનપાન લેવું, માપસર ખાવાથી વાયુ–પિત્ત–કફની પીડા જગાડ્યા વિના આયુષ્ય વધારે છે. ઝાડો સહેલાઈથી અને સાફ આવે છે. જઠરાગ્નિ મંદ પડતી નથી, અને કશી પીડા વિના બધુંય પચે છે. કોઈ રીતે અપચો થતો નથી. માટે માપસર જ ખોરાક લેવો.

नातिविलम्बितमश्नीयात्, अतिविलम्बितं हि भुञ्जानो न तृप्तिमधिगच्छति, बहुभुङ्क्ते, शीतीभवत्याहार-जातिम्, विषमं च पच्यते; तस्मान्नातिलम्बितमश्नीयात् ॥ च० ३–१–४३ ॥

અર્થઃ—બહુ ધીમે ધીમે ન ખાવું જોઈએ, બહુ ધીમે ખાવાથી સંતોષ થતો નથી અને ઘણું ખવાઈ જાય છે. તેમજ આહાર ઠંડો થાય છે, અને ખોટી રીતે પચે છે. માટે બહુ ધીમે ધીમે ખાવાની ટેવ ન રાખવી. [ બહુ ઉતાવળથી ખાવાથી–સીધે રસ્તે ખોરાક જતો નથી. પીડા કરે છે, છાતીમાં ડુમો ભરાય, વાળ વિગેરે ખોરાકમાં ભેગા ખવાઈ જાય, સ્વાદની ખબર ન પડે. માટે જલદી ન ખાવું. ]

अजल्पन्नहसन् तन्मनाभुञ्जीत । जल्पतो हसतोऽन्यमनसो वा भुञ्जानस्य त एव हि दोषा भवन्ति, य एवातिद्रुतमश्नतः; तस्मादजल्पन्नहसंस्तन्मना भुञ्जीत ॥ च० ३–१–४४ ॥

અર્થ—બોલ્યા અને હસ્યા વિના તથા ખાવા તરફ ખ્યાલ રાખીને જમવું જોઈએ. બોલવાથી, હસવાથી કે બીજી તરફ ધ્યાન રાખી ખાવાથી પણ અતિ ઉતાવળથી ખાનારને જે દોષ લાગે છે, તે જ દોષ લાગે છે, માટે બોલ્યા, અને હસ્યા વિના તથા તેના તરફ ધ્યાન દઈને ખાવું.

[ બીજી તરફ ધ્યાન રાખવાથી ચોમાસા વિગેરેમાં માંખી પડે, કાંઇ બીજુ પડે તે ખવાઈ જાય, તો વમન વિગેરે અનર્થ થાય જ. ]

आत्मानमभिसमीक्ष्य भुञ्जीत सम्यक् । "इदं मपोपशेते, इदंनोपशेते," इत्येवं विदितं ह्यस्यात्मनः आत्मसात्म्यं भवति, तस्मादात्मानमभिसमीक्ष्य भुञ्जीत सम्यगिति ॥ ३–१–४५ ॥

અર્થઃ—પોતાની જાતનો સારી રીતે વિચાર કરીને જમવું. "આ મને માફક આવશે, આ મને માફક આવશે નહી." એમ વિચારવાથી જ પોતાને "શું સાત્મ્ય છે?" તે સમજી શકાય છે. માટે પોતાની જાતને ઓળખીને ખાવું. [ લોલુપતા વિના સાત્મ્ય આહાર કરવો, તે ગુણ માર્ગાનુસારીપણાના ૩૫ ગુણુમાં ગણાવેલ છે.]

तत्र मात्रावत्त्वं पूर्वमुदिष्टम्—कुक्ष्यंशविभागेन तद्भूयो विस्तरेणानुव्याख्यास्यामः । तद्यथा—कुक्षेरप्रपीडनम्, आहारेण हृदयस्यानवरोधः, पार्श्वयोरविपाटनम्, अनतिगौरवमुदरस्य, प्रीणनमिन्द्रियाणाम्, क्षुत्पिपासोपरमः, स्थानाऽऽसन–शयन–गमनोच्छ्वासप्रश्वास–हास्य–संकथासु सुखाऽनुवृत्तिः सायं प्रातश्च सुखेन परिणमनम्, बलवर्णोपचयकरत्वं च । इति मात्रावतो लक्षणमाहारस्य भवति ॥ च० ३–२–६ ॥

અર્થ:—તેમાં "માપસર ખાધું એટલે શું ?" તે જો કે પહેલાં સમજાવ્યું છે. છતાં જઠરના ભાગોને ધ્યાનમાં લઈને વિસ્તારથી કહીએ છીએ, તે આ રીતે-આહારથી પેટ ખેંચાવું ન જોઇએ. ખોરાકના કે વાયુના દબાણથી છાતી ભીંસાવી ન જોઇએ. પડખાં ફાટવા ન જોઈએ-તેમાં સણકા ન આવવા જોઇએ, પેટ ભારે ન થવું જોઇએ. ઇન્દ્રિયોને આનંદ થવો જોઇએ, ભૂખ અને તરસ મટવા જોઈએ, ઉભા રહેવામાં, બેસવામાં, સુવામાં, હુચાલવામાં, શ્વાસ લેવા મૂકવામાં, વાતચીત કરવામાં સુખ અને અનુકૂળતા રહેવી જોઇએ, સાંજે અને સવારે સુખે ઝાડો સાફ આવી જવો જોઈએ. બળ અને કાંતિમાં 'વધારો થવો જોઇએ. એ માપસર ખાધેલા આહારના લક્ષણો છે.

अमात्रावत्वं पुनर्द्वि—विधमाचक्षते—हीनमधिकं च । तत्र हीनमात्र-माहारराशिं बलवर्णोपचयक्षयकरमतृप्तिकरमुदावर्तकरमनायुष्यमवृष्यमनौ-जस्यं शरीर—मनोबुद्धीन्द्रियोपघातकरं सारविधमनमलक्ष्म्यावहमशीतेश्च वातविकाराणामायतनमाचक्षते । अतिमात्रं पुनः सर्व—दोष—प्रकोपणमि-च्छन्ति कुशलाः ॥ च० १–२–७ ॥

અર્થ:—માપવિનાનું બે રીતે કહેવાય છે:-ઓચ્છું, અથવા વધારે-

હીનમાપથી ખોરાક લેવાય તો બળ, કાંતિ અને શરીરના ઉપચય (વૃદ્ધિ) નો ક્ષય થાય છે. સંતોષ થતો નથી. ઉદાવર્ત જાતના રોગો કરે છે. આયુષ્યને હાનિ પહોંચાડે છે. નિર્બળ, નિસ્તેજ બનાવનાર થાય છે. શરીર, મન, બુદ્ધિ ઇન્દ્રિયોને ઉપઘાત કરે છે. તત્ત્વોમાં અસારતા કરે છે, અલક્ષ્મીકર થાય છે. એંશીપ્રકારના વાયુના વિકારોનું ઘર બને છે.

અતિમાત્રાથી આહાર કરવાથી "સર્વ દોષોનો પ્રકોપ કરનાર થાય છે" એમ કુશળ લોકો માને છે.

न च खलु केवलमतिमात्रमेवाहारराशिमामप्रदोषकरमिच्छन्ति, अपि तु खलु गुरु-रूक्ष-शीत-शुष्क-द्विष्ट-विष्टम्भि-विदाह्यशुचि-विरुद्धानामकाले चान्नपानानामुपसेवनम्, काम-क्रोध-लोभ-मोहेर्ष्या-ह्री-शोक-मानोद्वेग-भयोपतप्त-मनसा वा यदन्न-पानमुपयुज्यते, तदप्याममेव प्रदूषयति ॥ च० १-२-८ ॥

અર્થ:—તે કુશળ પુરુષો "વધારે માપથી લેવાતા ખોરાકને જ ફક્ત આમનો પ્રકોપ કરનાર માને છે, એમ નથી. પરંતુ ભારે, લુખું, ઠંડુ, સુકું, અણુભાવતું, વિસ્તબ્ધ થયેલુ, વિદાહિ થયેલુ, અપવિત્ર અને અકાળે તથા વિરૂદ્ધ ખાનપાનનું સેવન કરવાથી અથવા કામ, ક્રોધ, મોહ, ઇર્ષ્યા, શરમ, શોક, અભિમાન, ઉદ્વેગ, ભય અને સતાપવાળા મનથી જે ખાનપાન લેવામાં આવે, તે સર્વ પણ આમને ખરાબ કરી મૂકે છે" એમ કહે છે [ સર્વે દોષને પ્રકોપાવી શરીરને રોગનુ ઘર બનાવે છે. ]

मात्रयाऽप्यभ्यवहृतं पथ्यं चान्नं न जीर्यति ।
चिन्ता-शोक-भय-क्रोध-दुःख-शय्या-प्रजागरैः ॥ च० १-२-९॥

ચિંતા, શોક, ભય, ક્રોધ, દુ:ખ વધુ ઉંઘ અને ઉજાગરા સાથે માપસર અને પથ્ય ખોરાક લીધો હોય, તો પણ તે પચી શકતો નથી.

[ આરોગ્ય દષ્ટિથી પણ કષાયનો જય, અને તે જય કરવામાં મદદગાર આધ્યાત્મિક ગુણો-ક્ષમા માર્દવ નિર્લોભતા વિગેરે કેટલા જરૂરી છે ? તે આ અને નીચેના અવતરણોથી બરાબર સમજાશે. ]

वायुपित्तं कफश्चोक्तः शारीरो दोषसंग्रहः ।
मानसः पुनरुद्दिष्टो रजश्च तम एव च ॥ १-१-५७ ॥

અર્થ:—વાત, પિત્ત, કફ એ શરીરના દોષોનો સમૂહ છે, અને રાજસ તામસ સ્વભાવ એ મનના રોગો છે.

प्रशाम्यत्यौषधैः पूर्वो दैवयुक्तिव्यपाश्रयैः

मानसो ज्ञान–विज्ञान–धैर्य–स्मृति–समाधिभिः ॥च० १–१–५८॥

અર્થ:—દૈવ અને યુક્તિને લગતા ઔષધોથી શારીરિકરોગ મટે છે. અને જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મૃતિ, અને સમાધિ વડે મનના રોગ મટે છે.

वृत्त्युपायान्निषेवेत ये स्युर्धर्माविरोधिनः ।

शममध्ययनं चैव सुखमेवं समश्नुते ॥ च० १–५–१०४ ॥

અર્થ:—ધર્મથી વિરૂદ્ધ ન હોય તેવા ધંધાના સાધનો મેળવવા જોઈએ, તેમ કરવાથી શાંતિ શાસ્ત્રાભ્યાસ અને સુખ મળે છે.

इमांस्तु धारयेद्वेगान् हितार्थी प्रेत्य चेह च ।

साहसानामशस्तानां मनोवाक्काय-कर्मणाम् ॥ १–७–२६ च० ॥

लोभ-शोक-भय-क्रोध-मान-वेगान् विधारयेत् ।

नैर्लज्ज्येर्ष्यातिरागाणामभिध्यायाश्च बुद्धिमान् ॥ च० १–७–२६ ॥

परुषस्यातिमात्रस्य सूचकस्यानृतस्य च ।

वाक्यस्याकालयुक्तस्य धारयेद्वेगमुत्थितम् ॥ १–७–२८ च० ॥

देह-प्रवृत्तिर्या काचिद्विद्यते पर-पीडया ।

स्त्री-भोग-स्तेय-हिंसाद्या तस्या वेगान्विधारयेत् ॥ च० १–७–२९ ॥

અર્થ:—આ લોક અને પરલોકમાં હિતના અભિલાષી બુદ્ધિમાનોએ નીચે જણાવેલા વેગોને રોકવા જોઇએ—મન, વચન, કાયાની અયોગ્ય અને સાહસ ભરેલી પ્રવૃત્તિઓ, લોભ, શોક, ભય, ક્રોધ, અભિમાન, નિર્લજ્જતા, ઈર્ષ્યા અતિરાગ, બીજાને હેરાન કરવાની બુદ્ધિ, મનના એ વેગ રોકવા. કડવા વેણ, ચાડી, જુઠાણું, પ્રસંગ વિના બોલવું, એ વચનના વેગ રોકવા. બીજાને પીડા કરે તેવી

શરીરની કોઈ પણ પ્રવૃત્તિ, સ્ત્રીભોગ, ચોરી, હીંસા વિગેરે શરીરના વેગો રોકવા.

ईर्ष्या-शोक-भय-क्रोध–मान–द्वेषादयश्च ये ।
मनोविकारास्तेऽप्युक्ताः सर्वे–प्रज्ञापराधजाः ॥ च० १–७–५२ ॥

અર્થ:—ઈર્ષ્યા, શોક, ભય, ક્રોધ, માન, અને દ્વેષ વિગેરે જે જે મનના વિકારો કહ્યા છે, તે દરેક પ્રજ્ઞાપરાધથી ઉત્પન્ન થાય છે. [ પ્રજ્ઞાપરાધ એટલે જાણતાં અજાણતાં પણ યોગ્ય જીવનમાં કરવામાં આવેલી ભૂલો. ]

त्यागः प्रज्ञापराधानामिन्द्रियोपशमः स्मृतिः ।
देशकालात्मविज्ञानं सद्धित्तस्यानुवर्तनम् ॥
आगन्तूनामनुत्पत्तावेष मार्गो निदर्शितः ।
प्राज्ञः प्रागेव तत्कुर्याद्धितं विद्यावदात्मनः ॥ च० १-७-५३-५४ ॥

અર્થ:—પ્રજ્ઞાપરાધોનો ત્યાગ, ઇન્દ્રિનુ અલંપટપણું, સંસારની અસારતાનું સ્મરણ, દેશ, કાળ અને પોતાની જાતની સ્થિતિનો ખ્યાલ, સદાચાર પાળવો, એટલા ઉત્પન્ન થતા નવા રોગોને ઉત્પન્ન ન થવા દેવાના ઉપાયો છે. તે માટે ડાહ્યા માણસોએ પહેલેથીજ પોતાનું હિત વિચારીને તેવા ઉપાયો સેવવા જોઈએ.

आप्तोपदेशः प्रज्ञानं-प्रतिपत्तिश्च कारणम् ।
विकाराणामनुत्पत्तावुत्पन्नानां च शान्तये ॥ च० १–७–५५ ॥

અર્થ:—નિઃસ્વાર્થી હિતસ્વીઓની શીખામણ માનવી, સાચી સમજણ અને યોગ્ય આચરણ, એ ત્રણ રોગની ઉત્પત્તિ થવાજ દેતા નથી. અથવા રોગ ઉત્પન્ન થયા હોય, તો તેની શાંતિ માટે પણ એ જ ઉપાયો છે.

पाप-वृत्त-वचःसत्वाः सूचकाः कलहप्रियाः ।
मर्मोपहासिनो लुब्धाः पर-वृद्धि-द्विषः शठाः ॥ च० १-७-५६ ॥

परोपवाद-रतंयश्चपला रिपु-सेविनः ।
निर्घृणास्त्यक्त-धर्माणः परिवर्ज्या नराधमाः ॥ च० १-७-५७ ॥

અર્થ :—પાપી આચરણ: શબ્દ: અને મન:વાળા, ચાડીયા, લડાઇખોર, માર્મિક મશ્કરી કરનારા, લોભી, પારકાની ચડતીની અદેખાઈ કરવાવાળા, લુચ્ચા, પારકી નિંદામાં મશગુલ, ચપળ, શત્રુભૂતને સેવનારા, નિર્દય, અધર્મી, એવા નરાધમ લોકોનો દૂરથી ત્યાગ કરવો. [કેમકે તેવા લોકો સીધી યા આડકતરી રીતે રોગના કારણભૂત બને છે.]

बुद्धि-विद्या-वयः-शील-धैर्य-स्मृति-समाधिभिः ।
वृद्धोपसेविनो वृद्धाः स्वभाव-ज्ञा गत-व्यथाः ॥ च० १-७-५८ ॥
सु-मुखाः सर्व-भूतानां प्रशान्ताः शंसित-व्रताः ।
सेव्याः सन्मार्ग-वक्तारः पुण्य-श्रवण-दर्शनाः ॥ च० १-७-५९ ॥

અર્થ:—બુદ્ધિ, વિદ્યા, ઉંમર, આચાર, ધીરજ, સ્મૃતિ અને સમાધિ એટલે શાંતિ વડે, પોતાથી મોટાઓની સેવા કરતા હોય, સ્વભાવના જાણકાર હોય, માનસિક પીડા વગરના, સ્થિર મનવાળા, સર્વને મોઢું જોવું ગમે તેવા, શાંત, વખાણવાલાયક વ્રતવાળા, સન્માર્ગનો ઉપદેશ દેનારા, જેના નામનું શ્રવણ અને પ્રત્યક્ષ દર્શન પવિત્ર હોય, તેવા વૃદ્ધ સત્પુરુષોની સેવા કરવી.

देव-गो-ब्राह्मण-गुरु-वृद्ध-सिद्धा-ऽऽचार्यानर्चयेत् । युग्मात्रदृग्विचरेत्, मङ्गलाचारशील', सर्वप्राणिषु बन्धुभूतः स्यात्, क्रुद्धानामनुनेता, भीतानामाश्वासयिता, दीनानामभ्युपपत्ता, सत्यसन्धः, सामप्रधानः, परपरुषवचनसहिष्णुः, अमर्षघ्नः प्रशमगुणदर्शी, रागद्वेषहेतूनां हन्ता च ॥
॥ च०१-८-१८ ॥

અર્થ:—દેવ, ગાય, બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધો, સિદ્ધો અને આચાર્યોનો સત્કાર કરવો, ધોંસરા પ્રમાણ દૃષ્ટિરાખીને ચાલવું, મંગળભૂત

આચાર અને શીયળવાળા થવું, સર્વ પ્રાણીઓના બંધુ થવું, ક્રોધીઓને સમજાવીને શાંત પાડનાર, બીકણોને આશ્વાસન આપનાર, દીનોનો ઉદ્ધાર કરનાર, સત્ય પ્રતિજ્ઞાવાળા, શાંતિને ખાસચાહનાર, બીજાના આકરા વચન ગળી જનાર, ક્રોધને દાબી દેનાર, શાંતિના ગુણની ઇચ્છારાખનાર, અને રાગદ્વેષના કારણોને દૂર કરનાર થવું જોઇએ.

नानृतं, ब्रूयात् नान्यस्वमाददीत, नान्यस्त्रियम भिलषेनान्यश्रियम्, न वैरं रोचयेत्, न कुर्यात्पापम्, न पापेऽपि पापी स्यात्, नान्यदोषान् ब्रूयात्, नान्यरहस्यमागमयेत् नाधार्मिकैर्न नरेन्द्रद्विष्टैः सहासीत, नोन्मत्तैर्न पतितैर्न भ्रूणहन्तृभिर्न क्षुद्रैर्न दुष्टैः, न दुष्टयानान्यारोहेत, नोच्चैर्हसेत्, न चैत्य-ध्वज-गुरुपूज्याशस्तच्छायामाक्रामेत्, नानार्यमाश्रयेत् ॥

॥ च० १-८-१९ ॥

અર્થઃ—જુઠું ન બોલવું, બીજાનું ધન ન લેવું, પરસ્ત્રીની ઇચ્છાયે ન કરવી, પારકા ધનની ઇચ્છાયે ન કરવી, વૈરભાવ ટકાવવાની ઇચ્છા ન રાખવી પાપ ન કરવું, પાપી તરફ પણ પાપી ન થવું, બીજાના દોષ ન બોલવા, બીજાની ગુપ્ત વાત ન પ્રકાશવી, અધર્મી સાથે, બાળહત્યા કરનારા હલકા અને દુષ્ટો સાથે પ ન બેસવું જોઇએ. જોખમી વાહન ઉપર ન બેસવું, ઉંચેથી હસવું નહીં, ચૈત્ય, ધ્વજા, ગુરુ, પૂજ્ય અને ખરાબ વસ્તુની છાયા ઓળંગવી નહીં. અનાર્યનો આશરો લેવો નહીં.

ब्रह्मचर्यज्ञानदानमैत्रीकारुण्यहर्षोपेक्षाप्रशमपरश्च स्यादिति ॥

॥ च० १-८-२९ ॥

અર્થઃ—(આરોગ્યના ઇચ્છનારે) બ્રહ્મચર્ય, જ્ઞાન, દાન, મૈત્રી, દયા, હર્ષ, ઉપેક્ષા (મોટું મન) અને શાંતિમાં તત્પર રહેવું જોઇએ.

× मैत्री सर्वभूतेष्वात्मनीवाप्रतिकूला प्रवृत्तिः ।......रागत एव प्राणिनां हिंसापूर्वकमांसभक्षणे प्राप्तेऽयमायुर्वेदोपदेशो मांसस्य क्वचिद्रोगे कस्यचिद्धितत्वं

कश्चियाहितत्वमुपदिशति, न तु मांसभक्षणं हिंसां वा विदधाति; नह्ययं मदिराया अपि स्वस्थवृत्ते रोगिवृत्ते वा हितत्वमुपदिशन् मदिरापानं प्रत्युपदेष्टा भवति । यदि हिंसोपार्जितमांसप्रयोगं विना पुरुषो न जीवति, अतो हिंसां करोति, तदा "सर्वत्रात्मानं गोपायीत ॥" इति वेदवचनविहितत्वात्तथाविधहिंसा न प्रत्यवायहेतुः, जीवनोपायान्तरसम्भवे तु पुष्टयादि प्रयोजना हिंसा प्रत्यवायहेतुरेव । ( सू. अ. १ ) इत्युक्तेः ॥ १–८–२९ ॥

અર્થ:—જેમ પોતે પોતાનું અહિત ન કરે, તે પ્રમાણે બીજાનું અહિત કરવાની બુદ્ધિ ન થવી તે મૈત્રી...આસક્તિથી જેઓ હિંસા પૂર્વક માંસ ભક્ષણ કરતા હોય, તેમને માટે આયુર્વેદનો ઉપદેશકો–કોઈ કોઈ રોગમાં માંસ માફક અને પ્રતિકૂળ સમજાવે છે. પરંતુ તેથી તે માંસ ખાવાનો ઉપદેશ આપતા નથી. તેમજ હિંસાનો પણ ઉપદેશ આપતા નથી. એ પ્રમાણે સ્વસ્થવૃત્તતમાં મદિરાનું હિતકારિત્વ અને અહિતકારિત્વનો ઉપદેશ આપવાથી મદિરાપાનનો ઉપદેશ આપે છે, એમ કહેવાશે નહીં.

જો માણસ માંસ પ્રયોગ વિના જીવી શકે જ નહિ, અને તેને હિંસા કરવી પડે, તો તે હિંસા દોષનું કારણ નથી. પરંતુ જીવવાના બીજા ઉપાયો હોવા છતાં હિસા કરે, તો હિંસાનો દોષ લાગે છે. "

અર્થાત્—ભારતીય આયુર્વેદ પણ શરીર ખાતર પણ હિંસા ન કરવાનો ઉદ્દેશ ધરાવે છે. આયુર્વેદનો આશ્રય લઈને માંસ ભક્ષણનો ઉપદેશ આપનારા આજકાલના કેટલાક લોકોની વાતો કેટલી જુદી છે? આદર્શ સ્થિતિ તો એ છે, કે-પ્રાણને ભોગે પણ હિંસાદિક ન કરવા જોઈએ.

दोषाः पुनस्त्रयो वातपित्तश्लेष्माणः । ते प्रकृतिभूताः शरीरोपकारका भवन्ति, विकृतिमापन्नास्तु खलु नानाविधैर्विकारैः शरीरमुपतापयन्ति ॥ च० १-१-५ ॥

અર્થઃ—વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો છે. તે જો પ્રકૃતિ રૂપ હોય તો શરીર ઉપર ઉપકાર કરે છે. અને જો વિકારી થઈ જાય, તો અનેક પ્રકારના વિકારો વડે શરીરને હેરાન કરે છે.

वेग-धारणोदीरण-विषम-स्खलन-पतनाऽङ्गी-ऽप्र-णिधानाऽङ्ग-प्रदूषण-प्रहारमर्दन-प्राणोपरोध-संक्लेशनादिः शारीरो मिथ्यायोगः । सूचका-ऽनृता-ऽकालकलहा-ऽप्रिया-ऽबद्धा-ऽनुपचार-परुष-वचनादिर्वाङ्मिथ्यायोगः । भय-शोक-क्रोध-लोभ-मोह-मानेर्ष्या-मिथ्यादर्शनादिर्मानसो मिथ्यायोगः ॥

॥ च० १-११-३९ ॥

અર્થઃ—મૂત્રાદિના વેગો રોકવા, ઉદિરવા-ઉશ્કેરવા, વિષમ રીતે ઉભા રહેવું, વિષમ રીતે બેસવું, પડતું મેલવું, શરીરની અસાવધતા, શરીરને દૂષિત કરવું, પ્રહાર, મર્દન, પ્રાણો રૂંધવા, સંક્લેશ કરવો-સાંકડમાં રહેવું, વિગેરે શારીરિક મિથ્યા યોગ્ય કહેવાય છે. ચાડી, જુઠ, અકાળે કજીયો, અપ્રિય, અસંબદ્ધ, અવિવેકવાળું અને કઠોર બોલવું, તે વાણીનો મિથ્યા યોગ છે.

ભય, શોક, ક્રોધ, લોભ, મોહ, માન, ઈર્ષ્યા, મિથ્યાદર્શન-મિથ્યાત્વ વિગેરે માનસિક મિથ્યા યોગ છે.

त्रि-विधमौषधमिति-दैव-व्यपाश्रयं, युक्ति-व्यपाश्रयं, सत्वावजयश्च । तत्र दैव-व्यपाश्रयम्-मन्त्रौषधि-मणि-मङ्गल-बल्युपहार-होम-नियम-प्रायश्चित्तोपवासस्वस्त्ययन-प्रणिपात-गमनादि । युक्तिव्यपाश्रयम्-पुनराहारौषधद्रव्याणां योजना । सत्त्वावजयः पुनः-अहितेभ्योऽर्थेभ्यो मनोनिग्रहः ॥

॥ च० १-११-५४ ॥

અર્થઃ—ત્રણ પ્રકારનું ઔષધ છે. દૈવવ્યપાશ્રય, યુક્તિવ્યપાશ્રય અને મનોનિગ્રહ. તેમાં દૈવવ્યપાશ્રયમાં, મન્ત્ર, ઔષધિ, મણિ, માંગલિકકાર્યો વિગેરે, નિયમ, પ્રાયશ્ચિત, ઉપવાસ, સ્વસ્ત્યયન, પ્રણિપાત,

પ્રણામ, સામે જવું, વિગેરે, યુક્તિવ્યપાશ્રયમાં—આહાર, અને ઔષધ દ્રવ્યોની યોજના. અને સત્વાવજયમાં—અહિતકારક પદાર્થોથી મન ઉપર કાબુ રાખવો. અર્થાત્ માનસિક સંયમ.

स्वधातुवैषम्यनिमित्तजा ये विकारसंघा बहवः शरीरे ।

न ते पृथक् पित्तकफानिलेभ्यः आगन्तवस्त्वेव ततो विशिष्टाः ॥

॥ च० १-१९-६ ॥

અર્થ:—બહારથી આવી પડેલા રોગો શિવાયના દરેક રોગો પોતાના શરીરની ધાતુઓમાં વિષમતા થવાથીજ થાય છે, અને તે વાત, પિત્ત, કફથી જુદા પડતા નથી. અર્થાત્ તે ત્રણમયજ હોય છે.

तत्र प्रथमत एव तावदाद्याँल्लोभाभिद्रोह-कोप-प्रभवानष्टौ व्याधिन्निदानपूर्वेण क्रमेण व्याख्यास्यामः ॥ २-१-१५ च० ॥

અર્થ:—તેમાં પહેલાં તો લોભ, દ્રોહ, ક્રોધથી ઉત્પન્ન થયેલા આઠવ્યાધિઓનું પ્રથમ નિદાન આપવા સાથે વ્યાખ્યાન કરીશું [ અર્થાત્ લોભાદિક—માનસિક વિકૃતિઓ રોગોનું કારણ બને છે. માટે તેના ઉપાય તરીકે અધ્યાત્મ શાસ્ત્ર સર્વ રોગો મટાડવામાં અસાધારણ મદદ કરી શકે છે. ]

तमुवाच भगवानात्रेयः—सर्वेषामप्यग्निवेश ! वाय्वादीनां यद्वैगुण्यमुत्पद्यते, तस्य मूलमधर्मः, तन्मूलं वाऽसत्कर्म पूर्वकृतम्, तयोर्योनिः प्रज्ञापराध एव । तद्यथा—यदा वै देशनगरनिगमजनपदप्रधाना धर्ममुत्क्रम्याधर्मेण प्रजां वर्तयन्ति, तदाश्रितोपाश्रिताः पौरजनपदा व्यवहारोपजीविनश्च तमधर्ममभिवर्धयन्ति, ततः सोऽधर्मः प्रसभं धर्ममन्तर्धत्ते । ततस्तेऽन्तर्हितधर्माणो देवताभिरपि त्यज्यन्ते; तेषां तथाऽन्तर्हितधर्माणामधर्मप्रधानानामपक्रान्तदेवतानामृतवो व्यापद्यन्ते । तेन नापो यथाकालं देवो वर्षति, विकृतं वा वर्षति। वाता न सम्यगभिवान्ति। क्षिति र्व्यापद्यते। सलिलान्युपशुष्यन्ति.।

ओषधयःस्वभावं परिहायापद्यन्ते विकृत्तिम्। तत उद्ध्वंसन्ते जनपदाः स्पृश्याभ्यवहार्यदोषात् ॥ च० ३-३-२४ ॥

तथा-शस्त्रप्रभवस्यापि जनपदोद्ध्वंसस्याधर्म एव हेतुर्भवति। येऽति-प्रवृद्ध-लोभ-क्रोध-मोह-मानास्ते दुर्बलानवमत्यात्मस्वजनपरोपघाताय शस्त्रेण परस्परमभिक्रामन्ति, परान् वाऽभिक्रामन्ति परैर्वाऽभि क्राम्यन्ते ॥

॥ च० ३-३-२५ ॥

तथाऽभिशापप्रभवस्याप्यधर्म एव हेतुर्भवति। ये लुप्तधर्माणो धर्मादपेतास्ते गुरुवृद्धसिद्धर्षिपूज्यानवमत्याहितान्याचरन्ति, ततस्ताः प्रजा गुर्वादिभिरभिशप्ता भस्मतामुपयान्ति ॥ च० ३-३-२७ ॥

અર્થ:—તેને ભગવાન્ આત્રેયે કહ્યું–અગ્નિવેશ! હવા વિગેરે ખરાબ થાય છે, તેનું પણ મૂળ તો અધર્મજ છે. તેનું યે મૂળ તો પૂર્વના પાપો હોય છે. તેનું પણ ખરૂં મૂળતો પ્રજ્ઞાપરાધ–અજ્ઞાન હોય છે. તે આ રીતે–જ્યારે દેશ, શહેર, પ્રાંત, અને તાલુકાના મુખ્યપુરુષો અધર્મને આગળ કરીને અધર્મે પ્રજાને વર્તાવે છે, ત્યારે તેના આશ્રીત અને તેની આજુબાજુના પૌરવાસી અને જનપદવાસી લોકો જે વ્યવહારથી આજીવિકા ચલાવે છે, તેથી અધર્મ વધે છે. તે વખતે અધર્મ બળાત્કારે ધર્મને એક વખત દબાવી દે છે, અને જ્યારે ધર્મદબાઈ જાય, ત્યારે શુભદેવો પણ ધર્મીઓને છોડીને ચાલ્યા જાય છે. અધર્મ ફેલાય છે, એટલે ઋતુ બગડે છે, વરસાદ યોગ્ય વખતે આવતો નથી, અથવા વિકારી પાણી વરસે છે; હવા પણ ખરાબ ચાલે છે, જમીન પણ બગડે છે, સારાં પાણી સૂકાઇ જાય છે, વનસ્પતિ પોતાના ગુણ સ્વભાવ છોડીને બગડી જાય છે. તેથી સ્પર્શ કરવા લાયક અને ખાનપાનને લાયક ચીજોમાં બગાડો થવાથી જનપદોનો ઉદ્ધ્વંસ થાય છે.

તથા લડાઈ વિગેરેથી જનપદનો ધ્વંસ થાય છે, તેનું પણ કારણ અધર્મજ હોય છે. કેમ કે–ઘણો લોભ, ક્રોધ, મોહ, અભિમાન, વધી જાય છે, ત્યારે નિર્બળોની પરવા કર્યા વિનાજ પોતાનો, સ્વજનોનો અને બીજાનો ધ્વંસ કરવા શસ્ત્રોથી પરસ્પર લડાઇ માંડે છે, અથવા બીજા ઉપર હુમલો લઇ જાય છે, અથવા બીજાનો હુમલો પોતાની ઉપર થાય છે.

તથા શાપ એટલે દુ:ખી હૃદયની આંતરડી કકળાવવાથી પણ દેશોનો નાશ થાય છે, તેનુયે કારણ અધર્મજ હોય છે–અધર્મી અને ધર્મ વગરના લોકો–ગુરુ, વૃદ્ધો, સિદ્ધો અને ઋષિયોનું અપમાન કરે છે, નિમર્યાદ થઇને અહિતનું આચરણ કરે છે, તેથી તે ગુર્વાદિકના શાપથી શાપિત થયેલા લોકો ભસ્મીભૂત થઈ જાય છે વિગેરે.

[ દેશ, સમાજ તથા પ્રજાના ઉદ્ધારનો, અને સામાજિક, શારીરિક, આર્થિક વિગેરે ઉન્નતિનો ખરો આધાર ધર્મ ઉપર જ છે. એમ વૈદ્યકશાસ્ત્ર પણ પોકારીને કહે છે. ત્યારે આજે લોકો દેશ ખાતર ધર્મને તિલાંજલિ આપવાનું કહે છે. તે અનર્થ વાક્ય છે. અધ્યાય શાસ્ત્ર ધર્મનો પાયો છે. તેજ સમજાવવા વૈદ્યકના પ્રમાણભૂત :મૂળ ગ્રંથના અવતરણો આપવામાં આવ્યા છે. ]

## આહાર વિષે આજની સ્થિતિ

આજના યુરોપનો આદર્શ માંસાહાર તરફ વધુ કેન્દ્રિત થતો જણાય છે. અમને તો તેમની આજની જીવદયાની એકતરફી વાતો પણ માત્ર જગતમાં માંસાહારના ખોરાકનો વધારો કરવા માટે જ જણાય છે.

આજનો યંત્રવાદ, તેની પાછળ લાગેલી વ્યાપારી બુદ્ધિ, તેની પાછળ લાગેલો રાષ્ટ્રવાદ, તેની પાછળ લાગેલી સીવી લાઇઝેશનની સંસ્કૃતિને વધારવાની તમન્ના અને તે ખાતર આખી દુનિયાને યુનિયન જૅકના વાવટા નીચે લાવવાની સર્વ. ગોરીપ્રજાઓની ગડમથલ, વિગેરે જોતાં એમ કહી શકાય છે.

તેઓ પ્રાણીઓના શરીરની અનેક વસ્તુઓમાંથી અનેક ચીજો કાઢે છે અને વેચે છે. માંસ જેવી ગંદી ચીજોને આધુનિક વિજ્ઞાનની મદદથી સ્વાદિષ્ટ અને આકર્ષક બનાવવા અનેક પ્રયાસો કરી રહેલ છે.

ડૉકટરો વિગેરે મારફત અમાંસાહારી પ્રજાઓમાં પણ દવાને નામે, પૌષ્ટિક ખોરાકને નામે, આર્યશાસ્ત્રોમાંની ઔષધ માટેની કેટલીક છુટોના વાકયોનો દુરુપયોગ કરીને ઈંડાના રસો, માંસના સુપોનો છુપો પ્રચાર શરૂ થયો છે.

જ્યારે યાંત્રિક વાહનો અને યાંત્રિક ખેતી થાય ત્યારે વાહનના પશુઓ તથા ખેતીમાં ઉપયોગી પશુઓ ફાજલ પડે. તેમજ દુધ આપનારા શિવાયના નરપશુઓનો જન્મ તો ચાલુ જ રહે. તેનો વાહન કે ખેતીમાં ઉપયોગ ઘટતો જાય, તો પછી વ્યાપારની દૃષ્ટિથી તેનો શા માટે ઉપયોગ ન કરવો? આ દૃષ્ટિથી તેવા પશુઓની કતલ માટે મોટા યાંત્રિક કતલખાનાઓની જરૂરીઆત વિચારાઈ રહી છે. પરંતુ કતલખાનાઓ શરૂ થવા છતાં, અમાંસાહારી પ્રજાની અસરને લીધે માંસાહારનું સંકુચિતક્ષેત્ર વધારી તેના વકરાનું ક્ષેત્ર વધારવું જોઈએ. આ ધ્યેયને ધ્યાનમાં લઇ ડૉ. મુંજે જેવાની આધુનિક દેશનેતામાં ગણના કરવામાં આવી છે, અને તેમની મારફત "માંહાસાર હિંદુઓને જરૂરી છે. વૈદ્યક શાસ્ત્રના પૂરાવાથી તે જરૂરી હોવાનું સાબિત કરીઆપવાની મારી તૈયારી છે. જૈનોએ અહિંસાનો અને વૈષ્ણવોએ પ્રેમભક્તિનો ઉપદેશ આપી પ્રજાને નરમ બનાવી છે. વિગેરે" તેવું સાહિત્ય બહાર આવી રહ્યું છે. ગુજરાત જેવા સુસ્ત વનસ્પત્યાહારી દેશની મુખ્ય રાજ્યધાનીના શહેર **વડોદરામાં** દિવાન સાહેબ જેવા જવાબદાર અધિકારીના પ્રમુખપણામાં એ વિષયનું ભાષણ કરવાની પણ તક તેઓ લઈ શકયા હતા. એટલે–એક તરફ આવું પ્રચાર કાર્ય ચાલુ છે.

બીજી તરફ, ઉચ્છરતી પ્રજાને શાળા, કોલેજો અને પ્રચારક સાધનોદ્વારા સમજાવવામાં આવે છે કે—"પ્રજાનું આરોગ્ય બગડતું જાય

છે. આરોગ્યનો મુખ્ય આધાર પોષક ખોરાક ઉપર છે. પોષક ખોરાકનો મુખ્ય આધાર **વીટામીન**વાળા ખોરાકો ઉપર છે. **વીટામીનની** વૈજ્ઞાનિક શોધો અને તેના ગુણદોષ તથા લાભાલાભ સમજાવનારાં સાહિત્ય પ્રસિદ્ધ કરી ફેલાવવામાં આવે છે. માટે તેનો લાભ લઈ દરેકે પોતાનું આરોગ્ય વિકસાવવું જોઇએ. રલાઇડો દ્વાર પ્રત્યક્ષ સમજાવવામાં આવે છે.

આ વીટામીનની વિચાર પદ્ધતિ આપણી આર્યોની ભક્ષ્યાભક્ષ્ય વ્યવસ્થા ઉપર કુહાડો મારનારી છે. વીટામીનનું વિજ્ઞાન સમજાવવા માત્રથી જ અટકવાના નથી પરંતુ પ્રજાના આરોગ્યની જાણે કે ઘણી જ ચિંતા હોય, એવી રીતે તેને માટે વ્યાવહારિક યોજનાઓ પણ યોજાવા માંડી છે. અને તે લોકલબોર્ડ, **ગ્રામ્યપંચાયતો** જેવી ઉપર ઉપરથી લોક–કલ્યાણની જણાતી સંસ્થાઓ મારફત–હજુ ફરજીયાત રૂપે નહીં–પરંતુ લગભગ ફરજીયાત જેવા સ્વરૂપમાં–"કઈ ચીજમાં કઈ જાતનું વીટામીન છે?" જેને જે જાતના વીટામીનવાળા ખોરાકના પદાર્થોની જરૂર હોય, તે સમજવા, તેના લીસ્ટો વાળા બૉર્ડો તૈયાર કરવામાં આવ્યા છે, અને તે ઘેર ઘેર રાખવા માટે એ સંસ્થાઓ તરફથી પ્રજાને હાલમાં ભલામણ થાય છે. પછી ફરજીયાત થવાનું સંભવિત છે જ.

ઉચ્છરતા યુવકોને આપણા ભક્ષ્યાભક્ષ્યનું જ્ઞાન ન હોય, અને વિજ્ઞાનના નામ નીચે આવી વસ્તુ તેમની સામે મૂકવામાં આવે, તથા હાલમાં ખરાબ થતા આરોગ્યને સારા કરવાની લાલચમાં દરેકોઈ દોરવાઈ જાય, એટલે સ્હેજે વીટામીનવાળા પદાર્થોનો ખોરાક લેવા લલચાય, અને અહિંસા સંજમ તથા તપની દૃષ્ટિથી રચાયેલા ભક્ષ્યાભક્ષ્યના વિવેક-વાળા સદા આદર્શ ખોરાકને બદલે વીટામીનની દૃષ્ટિથી રચાયેલા ભક્ષ્યાભક્ષ્ય તરફ સ્હેજે હવે પછીની પ્રજા દોરવાઇ જાય. એમ એક વખત એક તરફી પવન વાયા પછી તેને અટકાવી શકાતો નથી.

જો કે વીટામીનના કેટલાક બૉર્ડોમાં હજુ માંસનો સમાવેશ કરવામાં આવ્યો જણાતો નથી. કેમકે–ગુજરાતમાં જો પુહેલેથી એ વસ્તુનું નામ આવે તો એ પ્રચાર તરફ પ્રજા પ્રથમથી જ ઘૃણાની નજરે જોતી થઈ

જાય, એટલે હાલ તો એવી વસ્તુઓ બાતલ રાખેલી છે. પરંતુ ભવિષ્યમાં ધીમે ધીમે કોઇ સંશોધકની નવી શોધને નામે–માંસ, માછલી, ઇંડા, મદ્ય, વિગેરે ચીજો સહજ રીતે જ દાખલ કરાતી રોકી શકાશે જ નહીં. એક વખત વીટામીનની લાલચ તરફ પ્રજાનું મન દોરવાયા પછી તેમાં પાછળથી જોઇએ તે ઘુસાડી શકાશે. પ્રચારકો પ્રથમતો પ્રજાને રુચતી વાતો આગળ કરી પ્રજાનો વિશ્વાસ મેળવી, પછી ધીમે ધીમે ઘુસાડી પોતાનું ધાર્યું પરિણામ લાવી શકે, તેવી તેઓમાં શક્તિ હોય છે.

આજે પીપરમીંટની ગોળીઓ મારફત ઉછરતી પ્રજામાં કેટલીયે જાતની ચોકલેટો અને બીસ્કીટો તથા માંસાહારી ચોકલેટો વિગેરેનો મોટા પ્રમાણમાં પ્રચાર થઈ ગયો છે. અને જાણ્યે ઘરગથ્થુ ચીજ હોય ની? તેવી થઈ પડતી જાય છે. પતાસા, પેંડાને બદલે જાહેરમા વ્હેંચાવાની ચીજ થતી જાય છે. નિશાળે જતા છોકરા પહેલાતો બચપણમાં ખરીદ કરતા થાય છે. પછી મોટા થયા પછી, ચોકલેટો, બિસ્કુટો, વિગેરેની શહેરોમાં ક્રમ સર ખરીદી શરૂ થાય છે. તેને માટે તૈયાર જ છે.

આમ છતાં આપણા પૂર્વ પુરુષોએ આપણી રોજની ખોરાકની ચીજો એવી સરસ ગોઠવી છે, કે તેમાંથી સ્હેજે વીટામીન કે સાત્વિક પોષક તત્ત્વો મળ્યા કરે છે, અને આપણી આહારવિધિ તથા આપણો ભક્ષ્યાભક્ષ્ય વિવેક જળવાય છે. પરંતુ તેના ઉપર એવી ખુબીથી ઘણુના માર પડ્યા કરે છે, કે તે વ્યવસ્થાનો ભાંગીને ભૂક્કો જ થતો જાય છે.

પ્રથમ આપણામાં પોતપોતાને વતન પાકેલા અન્ન, ઘી, દૂધ, શાક, ગોળ, વિગેરેનો વપરાશ હતો, સાફસુફી, સાચવણ, રક્ષા વિગેરે પણ અપૂર્વ રહેતા હતા. પહેલેથી જ ખોરાકની શુદ્ધિ કેવી ખુબીથી જળવાતી હતી? તે વિચારવા જેવુ છે. અનાજમાં જીવજંતુ ન પડે તેવી સાવચેતી, હાથે સાફ કરવુ, હાથે દળવુ, હાથે બનાવટ કરવી, નિરાંતે હેઠા જીવે રસોઈ કરવી. છાણાં, લાકડાંના યોગ્ય તાપે માટીના વાસણોમાં પકાવવી. ઉની ઉની પીરસવી. મા કે પત્ની કે બેનના પ્રેમાળ હાથે પીરસાવાનું, નિરાંતે જમવાનું, વિવિધ વાનીઓ સાથે, વખતો વખત જુદું જુદું, ઋતુ ઋતુ

વાર જુદું, દરેક ચીજ તાજી અને ચોખ્ખી, નિશ્ચિતતા, જાતમહેનત, ખોરાકનું પ્રમાણ પણ સારા પ્રમાણમાં શરીરમાં જાય, તૃપ્તિ કર અને રુચિકર. તૃપ્તિકર ખોરાક પ્રવેશતાં જ સર્વ અવયવો તૃપ્ત થઇ સંતોષાતા હતા. સુંદર પાકપદ્ધતિથી વીટામીનને જરા પણ ધક્કો લાગતો નહીં.

તેને બદલે વતન છોડીને શહેરના નરકાવાસમાં વાસ, વીશી હૉટેલના હલકા અને કોલસાના આકરા તાપથી તવામાં કે ધાતુના વાસણમાં રાંધેલું ખાવાનું, દૂધ ખરાબ, અનાજ હલકાં, સંચાના દળેલા આટા, પડતર આટા, ગટરોના શાકભાજી, ફળો, વેજીટેબલ ઘી, સપ્રેટના દૂધ, ટાઇમ-એટાઇમ ખાવું, તિરસ્કાર અને વ્યાપારી બુદ્ધિથી પીરસવું, મરી ગયેલી સ્વાદ ગ્રંથીઓને મશાલા અને લીંબુ વગેરે ખટાશોથી ઉશ્કેરવી, અથવા ખોરાકના ઝેરની શરીરમાં ધીમે ધીમે વ્યાપેલી ગરમીને બરફ, આઈસ્ક્રીમ,બરફની છાશ વિગેરેથી ઠારવી, જ્યાં જ્યાં સરકારી ગામો છે, ત્યાંથી વેજીટેબલ ઘીનો ફેલાવો થવાથી પ્રતિબંધવાળા સ્થળોમાંયે સારૂં ઘી લગભગ મળવું મુશ્કેલ બનતું જાય છે. એટલે ઉત્તમ ખોરાક ખાનારી આ પ્રજાનો ખોરાક કૃત્રિમ અને ભયંકર બનતો જાય છે. અથવા બની જાય, તેવા સંજોગો ગોઠવાતા જાય છે. એક તરફ આ સ્થિતિ ઉત્પન્ન થયા પછી દેશી ખોરાક અને પદ્ધતિની નિંદા શરૂ થઈ ચૂકી છે. "લોકો પેટમાં કચરો ભરે છે. ઉપવાસ કરે છે, ખાવામાં ભાન રાખતા નથી. વીટામીન બાળી નાંખે છે. પોતપોતાની પ્રકૃતિ વિરુદ્ધના વિટામીન લે છે. આરોગ્ય બગડતું જાય છે. વ્યાયામ-શાળાઓ સ્થાપતા નથી. લોકોની અજ્ઞાનતાથી તોબા. સ્થિતિચુસ્તો દેશને શ્રાપ રૂપ છે."

આ સ્થિતિમાં ઊછરતી પ્રજા સામે શાળા, કૉલેજો અને લાઈબ્રેરીઓ વગેરે આધુનિક સંસ્કૃતિના પ્રચારક સાધનો દ્વારા પદ્ધતિસર અને વૈજ્ઞાનિક રીતે વીટામીનના સિદ્ધાંતોના લાભો મૂકવામાં આવે, એટલે સ્હેજે તેનો પ્રચાર વધતો જાય. અને વીટામીનના પ્રચારનું કેન્દ્ર-લક્ષ્ય માંસાહાર તરફ ધીમે ધીમે પેઢી-દર પેઢી ઉત્તરોત્તર વધુ

ને વધુ આકર્ષાતું જાય છે. ખાણાંઓની દુકાનો, હૉટેલો, ડૉક્ટરોની ભલામણ મારફત તેની ચીજોનો સસ્તો વ્યાપાર વર્ષો જતાં કેટલો બધો વ્યાપક થઇ જાય? તેની કલ્પના કરતાં જ બધી વસ્તુસ્થિતિ બરાબર સમજાશે. અને એવી વીટામીન વાળી વસ્તુઓ ઘેર બનાવવાને આવડે નહિ. માત્ર બજારમાંથી ખરીદીને જ તેનો ઉપયોગ કરવાનો રહેશે. સારાંશ કે-તેત્રીશ કરોડની પ્રજામાંથી જેટલો ભાગ વીટામીન તરફ લલચાતો જાય, તેટલો ભાગ બજારમાંથી જ તેવી ચીજ ખરીદવાનો. એમ આડકતરી રીતે ખોરાકની ચીજોના વેપારનું પરદેશીઓ માટે બજાર પણ શહેરો અને ગામડાઓમાં બનતું જાય. નહીંતર હિંદમાં તો કોઇ દૂધ, ઘી વેચતું જ નહી. કોઈ રાંધેલું અનાજ વેચે નહી. મીઠાઇવાળા પણ જુજ જ હતા. આજે તો બધુંયે વેચાય છે. છાશેય વેચાય છે, પાપડ વેચાય છે, અથાણાં વેચાય છે, રાંધેલા શાકના ડબ્બા વેચાય છે. દૂધ વિગેરે વેચવામાં નામોશી ગણાતી હતી. સૌ પોતાની ચીજોનો ખોરાકમાં જ ઉપયોગ કરતા હતા, અથવા ભેટ કરતા હતા. પરંતુ વેચતા નહીં.

આ પ્રમાણે ભવિષ્યમાં પરદેશીઓને માટે એક સ્વતંત્ર વેપારનું બજાર ઉઘડે છે. જે મારફત દરવર્ષે અબજોનો વેપાર ચાલવાનો સંભવ સ્પષ્ટ જ દેખાય છે. અને એ રીતે ભક્ષ્યાભક્ષ્યનો સાચો વિવેક ચૂકવાથી પ્રજાનું નશીબ ભયંકર ગુલામી રૂપી ભાવિફળ સાથે જોડાયલું નથી જણાતું?

સારાંશ કે—વીટામીનના વૈજ્ઞાનિક વિચારને લગતો પ્રચાર, જૈનોએ સૂક્ષ્મવિચાર પૂર્વક ઉત્પન્ન કરેલા ભક્ષ્યાભક્ષ્ય વિવેક ઉપર સીધી કરવત છે. માટે સાચા જૈનોએ એ વાત કાને પણ ધરવી ન જોઇએ, અને પૂર્વની આહારની ચીજો અને તેની યોગ્ય પાક વિધિને વળગી રહીને, ખોરાક આરોગ્યકર તેમજ સાત્વિક વિચાર પોષક કેમ રહે? તેને માટે ખાસ પ્રયાસ કરવો જોઇએ. તેથી કષ્ટ પડશે, પરંતુ ગુલામીની જંજીરો દૂર રહેશે. પાસે આવવા હિંમત કરી શકશે નહીં.

## અમારી:

પૂર્વના મહાન્તીર્થંકર ભગવંતો મહાપુરુષો અને આચાર્યોના આત્મપ્રકાશવાળા પ્રયાસોથી ભારતવર્ષમાં રાજાઓ અને પ્રજાજનો સમગ્રપણે અમુક દિવસે અહિંસા પાળતા આવ્યા છે. મુસલમાની રાજ્યોમાં કંઈક શિથિલતા થયેલી હતી, તે આચાર્ય **વિજયહીરસૂરિજી** મહારાજાએ **અકબર** બાદશાહ મારફત દૂર કરાવરાવી હતી. અને તેથી જેટલી અહિંસા અને તેને લગતા રીવાજો ચાલુ હતા, તે દરેકનો દેશી અને બ્રીટીશ રાજ્યમાં હાલના કાયદાઓનો અમલ કરતાં પહેલાં સંગ્રહ કરી લઇ, દરેક સ્થાનિક પ્રજાના વલણ પ્રમાણે ચાલુ રહેવા દઈ કાયદાનું સ્વરૂપ આપી દેવામાં આવેલું છે.

પરંતુ, તેથી સાંસાહારીઓના ધર્મમાં કાયદાથી ડખલ થતી હોવાનું બાનું કાઢીને હાલમાં તેમાં ઢીલાશ લાવવાના પ્રયાસો થઈ રહ્યા છે. પરંતુ ખરી રીતે કોઈના ધર્મમાં ડખલ રૂપે એ કાયદા નથી. તેમજ ધાર્મિક માન્યતા પણ નથી. પરંતુ પરોપકારવૃત્તિવાળા આ દેશના સ્વાભાવિક સાંસ્કારિક માનસમાંથી સ્વૈચ્છિક આ વસ્તુ જન્મેલ છે. પરંતુ આ દેશને પ્રથમ મુસલમાનો શિવાયના મૂળ વતનીઓનો ગણવામાં આવતો હતો, તેને બદલે હવે મુસલમાનોને અને બહારથી આવેલા બીજા ગોરા પ્રજાજનો વિગેરેને આ દેશના ગણાવી અને ભવિષ્યમાં તે ગોરા પ્રજાજનોનો વતની દેશ હોય, તેવી રીતે તેઓને માટે સ્વરાજ્ય ઘડવા માટે આવા દરેક રીવાજોમાં ઢીલાશ આણવાની શરૂઆતના ભણકારા વાગી રહ્યા છે. પ્રજામાં રીવાજરૂપે જે વસ્તુ હતી, તેને કાયદાનું સ્વરૂપ આપવાથી તે રાજ્ય સત્તાની વસ્તુ બની ગઇ છે. અને હવે પ્રજાના બીજા ભાગને સંતોષવાના બ્હાના નીચે રાજ્યસત્તા તેમાં ફેરફાર કરી શકવાને હકદાર હોવાનું જણાવી ફેરફાર માટે લોકમત કેળવાઈ રહેલ છે.

રાજ્યોમાં ૧૭મા ૧૮મા સૈકામાં એટલી બધી ઉથલપાથલ થઈ છે, કે કોઈ રાજ્ય આવા કાયદા કરવા બેઠું જ નહોતું. ગાયકવાડ, હોલ્કર, સીધીયા, કાઠીયાવાડના રાજ્યો કે બીજા સ્થળોમાં દરેક ઠેકાણે આગળ પડતી વ્યક્તિઓ રાજ્ય મેળવવા અને લડાયક પ્રવૃત્તિઓમાં જ પડેલ હતા.

તે પહેલાં મુસલમાનો હતા. તેમનું તો આવું વલણ નહોતું. તેમના પહેલાંના કેટલાક રીવાજો તેઓએ લોપેલા, ટકાવેલા, અને લોપેલામાંના પાછા તાજા કરી આપેલા હતા. એ પ્રમાણે લગભગ હતું. એટલે કે અમારીના જે રીવાજો ચાલતા આવ્યા છે, તે આ દેશની ધર્મ-પ્રધાન અને સંસ્કારી પ્રજાના પ્રયાસથી પૂર્વ કાળથી તીર્થંકરો, આચાર્યો વિગેરેની અસરથી ચાલ્યા આવતા હતા. સર્વ પ્રજાના સર્વ હિતોમાં નિઃસ્વાર્થપણે મહાજન અગ્રેસર રહ્યું છે. એટલે તેમની દોરવણી પ્રમાણે દયાના આ કામોમાં બીજા લોકો પણ ઐચ્છિક રીતે સમ્મત થયેલા હતા. આ ધાર્મિક પ્રશ્ન કરતાં લાગણી અને પરોપકારનો પ્રશ્ન ખાસ છે. પરોપકારમાં કોઇને વિરોધ કરવાનું કારણ નહીં. હીંદુઓની ધાર્મિક માન્યતાઓમાં જૈનો આડે આવ્યા નથી. પરંતુ ઉપદેશ અને પ્રચારથી યજ્ઞો ઓચ્છા થતા ગયા હતા.

મારવાડ, મેવાડ, માળવા વગેરે પ્રદેશોમાં મુસલમાની રાજ્યો વખતે પણ જે હિંદુ રાજાઓ બળમાં રહેલા હતા, તથા પ્રજાજનો પણ ઘણા જ બળમાં રહેલા હતા. તથા પોતાના ધર્મ અને પ્રજાકીય સંસ્કૃતિ ટકાવી શકે તેવા પ્રજાના અગ્રેસરો-ખાસ કરીને મહાજનના અગ્રગણીઓ તે ટકાવવા અસાધારણ પ્રયાસો તથા જોખમો ખેડતા ગ્યા છે. તેઓએ જો એ પ્રયાસો ન કર્યા હોત, તો આજે હિંદુ પ્રજાનું જે કાંઇ અસ્તિત્વ ટકી રહ્યું છે, તેનું કયું સ્વરૂપ હોત ? તે કહેવું મુશ્કેલ છે. આ હેતુથી ગુજરાત મેવાડ મારવાડ અને માળવા પ્રદેશોમાં જીવદયાના રીવાજ બહુ જ મજબૂત રીતે ટકી રહેવા પામ્યા છે. તેમાં ગાબડાં પાડવા, દેશનેતાઓ મારફત હિંદુ યુવકોના માનસમાં સર્વધર્મ સમાનતાની ભળતી દલીલો દ્વારાગર્ભિત રીતે તૈયારી કરવાની પ્રવૃત્તિ ચાલી છે.

મુસલમાનો આ દેશની મૂળ વતની નથી, એટલે હિંદુઓના

કોઈપણ રીવાજથી તેઓના ઇદની કુરબાની વિગેરેમાં હરકત આવે, તે હિંદુઓએ કરેલી ડખલજ ન ગણાય. કેમકે આ દેશમાં હિંદુઓની સ્વાભાવિક પ્રવૃત્તિને સ્થાન રહેવું. એજ ન્યાયસર છે. આજે મુસલમાનો અને ખ્રીસ્તીઓની માન્યતાઓમાં આડે આવનાર હોય, તે હિંદુઓના રીવાજ ડખલ રૂપ ગણવામાં આવે છે. તે અન્યાય છે. તેઓના દેશમાં હિંદુઓ ડખલ કરવા જાય તો તે અન્યાય સર છે. નહીંતર નહીંજ.

તેનો લાભ મુસલમાનોને મળે કે ન મળે, પરંતુ ભવિષ્યમાં "આ દેશમાં વસવા આવનારા ગોરા પ્રજાજનોને તો અવશ્ય મળવાનો જ" એમ ઘણી રીતે સમજાય છે. કેટલાક દેશી રાજ્યોમાં ગૌવધ ન કરવાનું ટકી રહેલ છે. ત્યારે નેતાઓજ એવું બોલે છે કે-" હિંદુઓ મુસલમાનોને ગાયો મારવામાં સમ્મત તો થઇ શકે નહીં. પરંતુ વિરોધ ન કરે, તેટલું કરી શકાય. અને મસીદ આગળ વાજાં વગાડવાની બાબતમાં ખદોબસ્ત કરી શકે." આ શબ્દો શું સૂચવે છે ? "હિંદુઓએ મસીદ આગળ વાજાં વગાડવા નહીં અને મુસલમાનોએ હિંસાની બાબતમાં મહાજનનુ મન દુઃખવવું નહીં." આ જાતની મહાજનની સંધિ, આધુનિક કેળવણી લીધેલા-સમાનતાના વાતાવરણમાં ઘેરાયેલા કેટલાક હિંદુઓ, મુસલમાનો અને તેવી ધૂન વાળા આર્યસમાજીષ્ટો મારફત તોડાવી: નગરશેઠ વિગેરે મહાજનના આગેવાનોને બાજુએ રાખી, કેટલાક પ્રજાજનોની પીસ કમીટી અને મ્યુ૦ મારફત અને ઠેઠ ધારાસભા મારફત ઉપર પ્રમાણેની સંધિ રાજ્યના કાયદાની થઇ ગયા પછી હિંદુ-મુસલમાન કોમ તે ફેરવી શકશે નહીં. આર્યસમાજીષ્ટો સ્વતંત્રતાને નામે વાજાં વગાડે, સમાનતાવાળા સંધિ કરવા બહાર પડી ગોવધ સામેનો વિરોધ નબળો પાડે. એટલે એક પગથિયું ઉતરવું પડે. તેના કરતાં છે, તે સંધિ ટકાવી રાખવી વ્યાજબી છતાં આર્યસમાજીષ્ટો તે તોડે છે. અને ઉપર પ્રમાણેનું અનિષ્ટ પરિણામ ઉપજાવે છે. ત્યાં સ્વાતંત્ર્ય કયાં જાય છે ? પરંતુ એ તેઓનું પ્રજા અને દેશના સંજોગોનું અજ્ઞાન સૂચવે છે.

બીજી તરફ કેટલાક હિંદુઓ બલિદાનમાં હિંસા કરે છે, ધર્મને નામે થતી એ હિંસા રાજ્યો કાયદા કરીને અટકાવે છે, અને એ રીતે તેઓની ધાર્મિક માન્યતાઓમાં હસ્તપ્રક્ષેપ કરે છે. અને દેશનેતાઓ તેમાં સાથ આપે છે, એટલે યુવકો પણ સાથ આપે છે. ધર્મને નામે થતી હિંસા કાયદાથી બંધ થયા પછી એ માંસાહારી લોકો માટે મ્યુ૦ જાહેર પ્રજાના ટેકાથી–ખાનગીને બદલે–જાહેર કતલખાના અને માંસ વેચનારી દુકાનો ચલાવતી થઈ રહી છે. પ્રજાના પ્રથમના અગ્રેસરોએ પ્રજાના ભલા ખાતર જ આજ સુધી ઉપેક્ષિત કરેલી એ મ્યુ. વિગેરે સંસ્થાઓમાં કેટલાક અદીર્ઘદૃષ્ટિ જૈન અને જૈનેતર હિંદુઓ આજે પડાપડી કરી રહ્યા છે. અને આડકતરો જાહેર કતલખાના માંસાહારની દુકાનોને ટેકો આપી રહેલ છે.

બીજી તરફ—માંકડ, ચાંચડ, મચ્છર વિગેરે ઝીણા જંતુઓને મારી નાંખવાનું, સાપ, વીંછી, વિગેરે ઝેરી જંતુઓને મારી નાંખવાનું, મગર વિગેરે જળ જંતુઓને મારી નાંખવાનુ, શહેરમાં નકામાં પડેલ, કુતરા વિગેરેને મારી નાંખવાનું, ખેતીના પાકને હરકત કરતા વાંદરા, હરણ, રોજ, ઉંદર, કાતરા, તીડ, વિગેરેને મારી નાંખવાનું સૂચન તો અહિંસક ગણાતા દેશનેતાઓ પણ કરતા રહે છે.

માછલીઓને આર્થિક દૃષ્ટિથી દેશનું ધન ગણીને તેની સુકવણીનો વેપાર કરવાનું આધુનિક અર્થશાસ્ત્ર ભણેલા દેશી અમલદારો અને માત્ર આર્થિક વિચારણા કરતા નેતાઓ પણ રાજ્યોને ગર્ભિત કે સીધી સમ્મતિ આપી રહ્યા છે.

કતલખાનાઓમાંથી પશુઓના જુદા જુદા અવયવોમાંથી કઈ કઈ ચીજો બનાવીને કેવી રીતે વેપાર ચાલી શકે અને કમાણી વધે તેવું પુસ્તક જૈન કુળમાં જન્મેલા અમલદારને હાથે લખાયેલુ વાંચી ખેદનો પાર રહ્યો નહોતો. અમેરિકા વિગેરે દેશોમાં તો એમ ચાલે છે. ઘણી જ નિષ્ઠુર વૃત્તિ થાય ત્યારે આવું પુસ્તક લખી શકાય. શિક્ષણનો આ પ્રભાવ છે.

રેલ્વે, મોટરો, એરોપ્લેન, સાઇકલ વિગેરે યાંત્રિક વાહનોની વધતી જતી વપરાશથી હાથી, ઘોડા, ઉંટ, ગધેડા, પોઠીયા, વિગેરે

નકામા પડતા જાય છે તેમ તેમ તેને માટે કતલખાનાનો રસ્તો ખુલ્લો થતો જાય છે

યાંત્રિક ખેતી થતા બળદો વિગેરે ખેતીમા ઉપયોગી પશુઓની પણ એ દશા નક્કી આવતી જાય છે કેરનાઈનો મુસ્ટેંગ વિગેરે રથને ઘોડાના પ્લુરસીરોગના ઇન્જેક્ષનો બનાવવા માટે પણ બળદોનો ઉપયોગ થાય છે લગભગ વાર્ષિક ૩૦ થી ૪૦ હજારની સખ્યાનો

જળ જતુઓ અને જગલી પ્રાણીઓ શિકારના શોખીનો માટે શિકારના લક્ષ્ય બનતા જાય છે અને શિકારના ક્ષેત્ર વિસ્તરતા જાય છે હવે માત્ર રહ્યા દુધાળા ઢોરો તેની પણ દશા સારી નથી જણાતી કેમકે-પરદેશ માસ માટે કેટલોક ભાગ ચડતો હવે ખરાબ ઓલાદને, નબળાને, અને રખડતાને મારી નાખવાની વિચારણાઓ કેનાઇ રહેલી છે જોકે રચનાત્મક શબ્દોમા દુધાળા પશુઓની ઓલાદ સુધારવાની વાત આગળ આવે છે, પરતુ તેનો આડકતરો અર્થ એ છે કે-સારી ઓલાદને વધારવી એટલે નબળી ઓલાદને ઓચ્છા કરી નાખવા માટે તેનો વશ વેલો ન ચાલે તેવી રીતે નરમાદાને અલગ રાખવા, અથવા નાશ કરવો વિગેરે યોજનાઓ પ્રચારમા આવતી જાય છે

હાલમા જ સાભળવા પ્રમાણે મહુમાં એક ડેરી થની છે તેમા જેટલા વાછરડા વાછરડી જન્મે તે જો સારી ઓલાદના પાકે તેમ હોય તો જીવવા દે છે, નહીંતર બીજે દિવસે કુતરાને નાખીને મારી નાખે છે કેટલાક દયાળુઓ બચાવવા માગણી કરે છે તો નગ દીઠ એક રૂપિયો માગે છે લેનારાઓને પૈસા આપવા અને ઉચ્છેરનો બોજો ઉપાડવો તે ગરીબ ગામડાઓવાળા મહાજનો શી રીતે કરી શકે ? જે ફરજ રાજ્યની અને સમસ્ત પ્રજાની છે તે ફરજ જીવદયા પ્રેમીઓ ઉપર નાખવાથી તેઓ એકને હાથે કેટલેક પહોંચી શકે ? આખરે થાકે અને હિંસાને પૂરતી છૂટ મળે

પ્રજામા છેલ્લા પચ્ચાસ વર્ષમા ખરાબ ઘી, દુધનો ખૂબ ફેલાવો થયો છે જો કાયદાની સારી દેખરેખ હોય રાજ્ય સસ્થા વ્યવસ્થિત પ્રજાના હિતનુ કામ કરતી હોય તો જે દેશમા ઘી, દૂધ માટે કદી ખોટ નહોતી, અને કદી ફર્યાદનુ કારણ નહોતુ, તે દેશમા આવા

બગડેલા ઘી, દૂધ ખાવાનો વખત કેમ આવ્યો? શો સુધારો થયો? તે કહેવું મુશ્કેલ છે. પરંતુ તેનું ખરું કારણ ચોકખા ઘી, દૂધ પૂરાં પાડનારી સીધી યા આડકતરી પરદેશી મૂડીઓથી ઉભી થતી ડેરીઓને વકરાના ક્ષેત્ર ઉત્પન્ન કરી આપવા માટે આમ જાહેરના ઘી, દૂધ બગાડવાની તક ઉભી કેમ ન કરવામાં આવી હોય? આ પણ સમજવા જેવો પ્રશ્ન છે.

ગરીબ લોકોના પણ જીવન ખર્ચાળ થયા છે, સંતાનો ફરજીયાત ભણવા જાય, તે ધંધામાં મદદ કરી શકે નહીં, ગરીબી, કાયદા, સારા સાધનોનો દિવસે દિવસે અભાવ, વિગેરે વધતા જતા મુશ્કેલી ભર્યા સંજોગોમાં આજીવિકા ચલાવવા ગરીબ લોકો પોતાના માલમાં દગો કરતા થઈ ગયા. અને વેજીટેબલ ઘીનો પ્રચાર કરીને ઘી તો બગડી ગયું છે. આ સ્થિતિ દેશનાં મૂળ ધંધાદારીઓની થતાં ડેરીઓના ઘી, દૂધ ચોકખાં મળે, અને સારે ભાવે સારા માણસો લેતા થતા જાય, તેમ તેમ તેના વેપારનો વિકાસ થતો જાય.

આજકાલ પ્રજાને ઘી, દૂધ ચોકખા મળવા માટે રાજ્યો અને પ્રજાજનોના આગેવાનો પ્રયાસ કરતા દેખાય છે. પરતુ ઘેર ઘેર ગાય ભેંસ બંધાય, અને તેને માટે મ્યુ૦ મારફત મફત બાંધવાની સગવડ મળે, તથા સસ્તા ઘાસની સગવડ મળે, તો જ આ ઉકેલ થાય તેમ છે, પરંતુ તે ગોઠવણ થાય તેમ નથી. પ્રથમ ઘેરઘેર ગાય, ભેંસ રાખવાથી અનાયાસે પ્રજાના પેટમા ઘી, દૂધના ધોધ રેડાતા હતા. તે સ્થિતિ આવે તેમ નથી. જો કે ઘેર ઢોર બાંધવાની જ વાતો જાહેરમાં સૌ કરવાના. પરંતુ ઘેર બાંધવાની અનુકૂળતાના માર્ગો બંધ થઇ ચૂકયા છે, કોઇને સગવડ હશે તો તે બધ થવાની અણી ઉપર છે. આ સ્થિતિમાં તે શકય નથી. એટલે સહજ રીતેજ કદાચ પ્રજા ઉપર દયા આવવાથી કરૂણામય ભાષામાં અપાતા ભાષણો ડેરીઓના વકરાને ઉત્તેજવાના કામમાં જ પરિણમવાના છે. જાહેરાતની એ પણ એક ખુબી છે. દુધાળાના, પ્રદર્શનો આખલાના ઇનામો. નામદાર વૉયસરૉય સાહેબ જેવા મોટામાં મોટા અમલદારને હાથે આખલાઓની પ્રસિદ્ધિ. મોટે સ્થાનેથી પ્રસિદ્ધિ થતાં રાજામહારાજાઓ અને શેઠ શાહુકારો વિગેરેનું ધ્યાન તે તરફ બરાબર જાય છે. દુધાળાઓની લાવ લઇ

જાવ માટે રેલ્વેના સરતા દર વિગેરે સર્વ ડેરી કંપનીઓના વિકાસ માટેની જાહેરાતો જ છે

કેટલાક લેખકો લખી પણ ચૂક્યા છે, કે "હિંદમા માણસોને ખાવા મળતું નથી તેવા સમયમા નમાળા પશુઓ પાછળ હિંદીઓ માસિક રૂ ૩) ત્રણ ખર્ચે છે તેને બદલે ત્રણ ખાનાર સાડા ત્રણ આપે તેવા ઉત્પાદક પશુઓ કેમ ન જીવાડવા ? અને બોજા રૂપ થતા નબળાનો નાશ કેમ ન કરવો ? પરતુ હિંદુઓની ધાર્મિક માન્યતાઓ તેઓને પણ જીવાડવાની છે, તો અમે તેમની આડે આવતા નથી પરતુ દેશની આર્થિક દૃષ્ટિથી તે શી રીતે વ્યાજબી છે ?" આવી આની દલીલો ભોળા યુવકો વિગેરેના મનમા ઝટ ઉતરી જાય છે, અને તેનો થોડાક પણ પ્રચાર કરવા માડે છે અને ધીમે ધીમે પ્રચાર વધે છે પરિણામે મહુ જેવી સ્થિતિમા કેટલાક વિરોધ કરવાને બદલે તેથી હિંસા સામે મૌન રહેતા થાય છે

અને ધાર્મિક માન્યતાઓની પરદેશીઓ મારફત કે—આ દેશના તેઓના અનુયાયિઓ મારફત ટીકા અને દેશના આર્થિક પ્રશ્નની વાત, કોઇ ગમે તે રીતે કરે, એટલે આજના નેતાઓ અને યુવકો આગળ પાછળનો વિચાર કરવાના જ નહીં તુરત જ પ્રચારભ્રમ હાથમા ઉપાડીને ઓલાદ સુધારણાને ટેકો આપે છે અરે! મુમ્બઇની જીવદયા મડળી અને વૈષ્ણવોના ગૌરક્ષક મડળો વગર વિચાર્યે ઓલાદ સુધારણાની વાત ઉપાડી લે છે અને દયાળુઓના તથા દેશના ખરા હિતના ચાલ્યા આવતા કામમા વિઘ્ન ભૂત પોતે થાય છે તેની તેને ખબર પણ નથી રહેતી બસ આ રીતે અતરમનદ મડાઇ જાય એટલે ધીમે ધીમે મનદાઓ થતા જાય મુમ્બઇ વિગેરેની મ્યુ૦ નગમા ઢોરોને કતલખાને મોકલવાનો ઠરાવ કરી શકેલ છે બીજી મ્યુ૦ હાલમા અમુક અમુક મોટા તહેવારના પસંદગીના દિવસોમા કતલખાના બધ રાખી પ્રથમ પ્રજાનો ચાહ મેળવવાની ગોઠવણ કરી રહી છે પછી મ્યુ૦ હસ્તક જાહેર કતલખાના ચલાવવાની વેતરણમા પ્રવર્તતી જાય છે પ્રમુખો અને ચેરમેનોને માન અપાય છે પરતુ રજાના દિવસો શિવાય કતલ કરવાની જાહેરની છુટ અહિંસક લોકો

પાસેથી પણ લઇ લે છે, એ વાત કોઇના ધ્યાનમા રહેતી નથી ભવિષ્યમા ખરૂં સ્વરૂપ સમજાશે.

જે માનવોના ભલા માટે-નાના જતુઓને, જંગલના પશુઓને, ગામના નકામા પશુઓને, વાહનના પશુઓને ખેતીમા નુકશાન કરતા જતુઓને, અને પશુઓને, મારી નાખવાની જરૂરીઆત આ જમાનો ઠગી રહેલ છે તે જમાનાની ફક્ત બનાવટી માનવોની દયા વિષેનો પણ થોડો વિચાર કરી લઇએ —

'જૈનો નાના જતુઓને બચાવે છે મોટા પ્રાણીઓને રેસી નાખે છે" [ મોટાને રેસાવામા લેણદારો પાસે કડક ઉઘરાણી કરે છે દેવાદાર બનાવે છે વિગેરે બીજુ કાંઈ મળે તેમ નથી ] એટલે કે- " જૈનોને માનવ દયા નથી " ખરેખર માનવ દયા ન હોવી અને ઝીણા જતુઓને બચાવવા તનતોડ મહેનત કરવી, એ વાત સાભળતા જ જૈનોની મૂર્ખતા લાગે તેમ છે જે વાસ્તવિક નથી પરતુ આ દેશમા જૈનોની આગેવાની આવા કાયદાઓ કરવામા આડે ન આવે, તે તેનો હેતુ અનુમાની શકાય છે

આમ ખોટી રીતે માનવદયાને આગળ કરીને બીજા પ્રજાજનોની સહાનુભૂતિ મેળવાય છે જૈનોની દયાને ઘૃણાસ્પદ કરી શકાય છે, તેના ફળ રૂપે મનુષ્યોના હિત ખાતર નાના અને નકામા થતા પશુઓ અને જતુઓને મારી નાખવાના કાયદા આ દેશમા કરી શકાય છે તેની આડે જૈનો આવે, તો તેનાજ બીજા દેશબાધવો જ ઉપરની દલીલો આગળ કરીને તેમની આડે આવે એમ મતભેદમા કાયદાને તો પસાર થતા વાર લાગે જ નહી કેમકે-ધારાસભા વિગેરેમા એવા જ વિચારનાઓને પ્રથમ દેશનેતા બનાવરાની પ્રજાના કેટલાક ભાગનો વિશ્વાસ ધરાવરાવી બેસાડયા હોય છે

માનવોમા પણ બેકારી વધતી જાય છે, રોગો વધતા જાય છે દેશમા ધન વધતુ જાય છે ધધા વધતા જાય છે ઉત્પાદક શક્તિ વધતી જાય છે, લોકો તનતોડ મહેનત મજુરી ટાઇમસર અને ખેચી ખેચીને શક્તિ ઉપરાંત દોડતા દોડતા કરી રહ્યા છે છતા લોકોમા બેકારી વધતી જાય છે અનાથ, રોગી, ગરીબ, નિરાશ્રિત, નિરુદ્યમી, નબળા, પોચા, ટુકા,

પાતળા, અશક્ત, ગાંડા, ઘણુ ભણેના છતા સાચી હકીકતથી અજ્ઞાત, વિગેરેના વર્ગોને વર્ગો વધતા જાય છે, કારણ એક જ છે કે-આ દેશના ઘણા ખરા ધધાના મુખ્ય મથકો પરદેશી લોકોના હાથમા છે, જે નથી, તે જતા જાય છે તેથી મૂડી ધધા અને ધન દેખાય છે, તે સઘળા પ્રાય પરદેશી જ છે

તેને સુરક્ષિત રાખવાના કાયદા છે તે મૂડીના નવા કરોડોના ઉત્પાદનમા રોકાયલા દેશી લોકોને પગાર કે કમીશન રૂપે લાખોના ભાગ ભાગ મળે છે તેથી કેટલાક મીલમાલેકો-અમલદારો, વકીલ ડૉક્ટરો, વેપારીઓ વિગેરે ધનવાન દેખાય છે પરતુ તેનું ધન પરપરાએ પરદેશીઓનુ ધન છે

દેશનુ મૂળ ધન બહુ જ થોડાના હાથમા જમીન, અને બીજુ ધન છે અને તે દિવસે દિવસે ઘટતુ જાય છે

મૂળ ધનનો માણસ દીઠ ૧ રૂપિયો આવતો હોય, તો પણ સારો પરતુ કરજના ધનના ૧૦ રૂપિયા પણ આખરે ખોટા ગણાવા જોઈએ આ દેશ ઉપર અમલોનુ કરજ છે, તે પણ આપણા સ્વતત્રતા ભોગવવા ઈચ્છતા આપણા સતાનોની કેટલી હદ સુધીની ગુલામી ઉત્પન્ન કરશે ? તે માપ કાઢવુ ઘણુ મુશ્કેલ છે આજે સરેરાશ મૂળ આવક ઘટતી જાય છે અને બહારના પૈસાના ધધામા રોકાયેલાઓની આવક વધતી દેખાય છે કેટલાક લોકો ઉપરથી સુખી દેખાય છે, પરતુ તે ક્ષણિક સમજવુ તેનો અર્થ એ થાય છે, કે ઉંડાણમા દીનાળાની સ્થિતિ વધતી જાય છે

આમ દેશમા ધન હોય છતા રોજદિવસે દિવસે આગળ વધતો હોય, છતા તે પારકુ ધન નવા ઉત્પાદન માટે રોકાયેલ હોવાથી અહીંની પ્રજાનો મોટો ભાગ ગરીબ બને છે, એ સ્વાભાવિક જ છે

યાંત્રિક ખેતી થતા-હાલની ખેડુકોમો અને ડેરીઓ થતા હાલના પશુપાલક કોમોમા પણ બેકારી ફેલાવાની જ વેપાર તો જઈ ચૂક્યો છે, એટલે વેપારી વર્ગના લોકો પણ ધધાને ફાંફે ચડવાના જોકે સખાવતી ખાતાઓ આ અતરના ઘા જણાવા દેતા નથી અને ઘા ઉંડે ને ઉંડે ઉતરતા જાય છે આ રીતે ઘણા માનવોની દયામણી સ્થિતિ થવાના

સજ્જોગો પ્રગતિમા આવતા ગયા છે તેવા સજ્જોગોમા—માનવી દયાની વાતો કરવી, માનવોને બચાવનારને યાદ, તથા ઇનામો આપના જીવદયા મડળી જેવી સંસ્થાને અમેરિકા જેવા દૂરના પ્રદેશમાથી નામદાર વૉયસ-રૉય સાહેબ જેવા સમર્થ અમલદારો મારફત સારી રકમ મળે આ બધી વસ્તુ જનસમાજની સામે જીવદયાની લાગણીનો પડદો કેટલો સરસ રાખી શકે છે? તેની કલ્પના કરી જોવા જેવી છે.

અને બીજી તરફથી ધધાઓ તુટવાથી લોકો—બાળકો રખડતા મૂકે, ન્યાય નીતિ ન સાચવી શકે, ધધામા પ્રપચ કરે, ગાડા થાય, ગુન્હેગાર થાય, રોગી થાય, આપઘાત કરે, વિગેરે પ્રસગો બને તે સહજ જ છે તે બનતી વખતે માનવોને બચાવનાના ઇનામોની યોજના, હોસ પીતાલો, મેડહાઉસ, અનાથાશ્રમો વિગેરેનો જાહેર પ્રજામા પ્રચાર થાય, જાહેર પ્રજા તેવા ખાતાઓ કાઢે, તેને પ્રતિષ્ઠા અપાય, તેમા માન યાદ અપાય, અને સૌ રાજી રહે છે પરતુ આભ ફાટ્યા પછી થીગડુ કેટલુક લાગે? ૨૦–૨૫ વર્ષમા એમ જેટલા બચે તેટલા બચે બાકીના ઘણાઓનુ જેમ થવુ હોય, તેમ થાય એટલે માનવીની દયા પાછળ પણ માનવોની દયા કેટલી જળવાય છે? તે વિચારવા જેવુ છે

આ તરફ સ્વચ્છતા, શોભા, કળા, વિગેરેને નામે દેશ ખીલતો જાય, તેમા સશક્ત માણસો પ્રવેશતા જાય, મૂળ સમગ્રા નબળા પડતા જાય, નમળા નાશ પામતા જાય, એવો ક્રમ સો વર્ષ ચાલે, તો ઘણા કાળા લોકો અલોપ થતા જતા જાય, અને ગોરાઓ પ્રચાર પામતા જાય અને તેથી આ દેશ સુસસ્કારી અને સમૃદ્ધ તથા સ્વર્ગ સમો બનતો જાય એ સ્વાભાવિક છે આનુ નામ આજનો દેશોદય અને સંસ્થાનિક [ ગોરી પ્રજાઓના વસવાટના સ્થાનમા ] સ્વરાજ્ય

આજની માનવ દયાની પાછળ પરિણામે માત્ર ગોરા માનવોની જ દયા હોય, તો પણ આપણને વિચારવુ પડે તેમ છે એટલે કે—આજના જમાનામા અહિંસાની મૂળ વ્યાખ્યા ફેરવીને જુદી જાતની દયાની વાતો, એનીમલ હોસ્પીતાલો વિગેરે યોજનાઓ, ધર્મને નામે થતી હિંસાની બધી, જીવ દયાદિન વિગેરે પ્રવૃત્તિઓ ચાલી રહેલ છે, તેની પાછળ પણ કઇ જાતની દયા છે? તેનો ચિતાર ઉપર બતાવવામા

આવેલો છે માટે આજે માનવ દયા પણ એકપાક્ષિક છે, અને તેનો પ્રચાર માનવ સિવાયનાઓની દયાને ભિન્ન જરૂરી ઠગવવા માટે છે.

દેશનેતાઓના અહિંસાના ઉપદેશમાં પણ ઉપર જણાવેલી અહિંસા જ લક્ષ્ય રૂપ છે

ત્યારે ખરી અહિંસા જગતમા જૈનોજ જાણવી શકેલ છે, અને તેની અસરથી જ કાંઈ અસર બીજાઓ ઉપર ખરેખરી થઇ છે, તેટલી જ ખરી અહિંસા જગતમા છે તે અહિંસા હાલની અહિંસાના પ્રચારને દરેક ઠેકાણે નડે તેમ છે, એટલે તેને આડે ન આવવા દેવા, દેશનેતાઓ અને યુવકોને અને તેમની માન્યાઓને વચ્ચે ગોઠવવામા આવેલ જણાય છે.

આ રીતે એક વખત તો આ દેશ ન માલુમ પડે તેવી રીતે ભયકર હિંસાનો અખાડો બની જવાની તૈયારી કરી રહ્યો છે તેને કેમ અટકાવી શકાય? એ મહત્ત્વનો પ્રશ્ન વિશ્વના હિતચિંતક મહાત્માઓ માટે થતો જાય છે નવી ખાદી વિગેરે અહિંસાના પ્રતિક ગણાય છે, પરતુ તે આધુનિક અહિંસાના પ્રતિક છે, નહીં કે ખરી અહિંસાના પ્રતિક છે. કેમકે–આ દેશમા વિલાયતી કાપડ આવ્યા પહેલા જે અયાન્ત્રિક કાપડ વપરાતુ હતુ તે શુદ્ધ સ્વદેશી કાપડ [ખાદી] હતી તેને બદલે–વિલાયતી એટલે કે–યાન્ત્રિક કાપડ વપરાયુ તેમાં ચરબી વપરાતી હતી, તે હિંસા હતી. તે ઉપરાત–યાન્ત્રિક હોવા તરીકેની તેમા સૌથી મોટી હિંસા હતી પરતુ કેટલાકના મત વિચાર પ્રમાણે યત્રવાદ જગતની માનવજાતને પરિણામે ભયકર નુકશાન કરનાર છે, તેથી તે યત્રો જ્યારે હિંદની છાતી ઉપર આવીને બેઠા ત્યારે સ્વદેશીને નામે લોકોને કેળવી, યાન્ત્રિક બનાવરોના " મેઈડ ઈન ઈંડીયા "ના માર્કાવાળા માલના વકરાનુ ક્ષેત્ર વધારવા માટે આખી સ્વદેશી હિલચાલ પ્રથમ શરૂ થયેલી ચાલતી હતી. અને તેને વધુ વેગ આપવા માટે તથા સ્વદેશીના પ્રચારકોનો પ્રજાને વિશ્વાસ પડે તેવા યુનિફોર્મ માટે હાલની નવી ખાદીનો પ્રચાર થવાની જરૂર હતી

કેમકે–વિલાયતી કાપડના પ્રચાર પહેલાનું કાપડ ઉત્પન્ન કરીને જ હિંદમા આખી પ્રજા તે પહેરી શકે તેવા કોઈ પણ સંજોગો આજે નથી. એટલે હાલની નવી ખાદી સ્વદેશી હિલચાલને વેગ આપવા

પૂરતી જ ઉભી થઇ હતી અને તેમા જ પરિણમી છે લોકોનો તાત્કાલીન વિશ્વાસ મેળવવા માટે તેની વધુમા વધુ સ્તુતિ કરવી જોઇએ માટે તેની સાથે શુદ્ધ સ્વદેશીનુ નામ જોડવામા આવ્યુ હતુ જાહેરાતમા હમ્મેશ એમ જ કરવુ પડે

લોકોમા અત્યારે વપરાશ છેલ્લા ૨૫ વર્ષમા પણ યાન્ત્રિક કાપડનો એકદમ વધ્યો છે ત્યા એવુ સમાધાન કરવામા આવે છે—

દેશમા, દેશના માલિકો, દેશની મજુરી, અને તાતા વિગેરેના કારખાના મીલનો સામાન બનાવી આપવા માડે, તેમ તેમ દેશી સત્તા, દેશી વ્યવસ્થા અને દેશમા વપરાશ એમ થવાથી મિત ઉદ્યોગની ખીલવણીથી પણ સ્વદેશીને ટેકો મળે છે અને ભવિષ્યમા લાભ થવાનો છે

પરન્તુ પહેલી ભૂલ તો છે કે–તેમા આડકતરી યાન્ત્રિક બનાવટનો સ્વીકાર અને નવી ખાદી મારફત તેના માલનો પ્રચાર ગોઠવાયેલો છે તે જ મહાહિંસક તત્ત્વો છે તેની સાથે દેશી મુડી અને દેશી માલિકી માનવામા આવે છે, તે પણ ભૂલ છે મૂડી તો પરદેશી છે તેનજ માલિકીઓ પણ ધીમે ધીમે પરદેશીઓની આડકતરી વધતી જાય છે, તે હવે ખુલ્લી રીતે દેખાતી જશે ગામડામા એક વેપારી લાખના સવા લાખ કમાવા માટે મૂડી રોકે–અને તે નાણા ખેડુતો પાસે દેખાય છે, ત્યારે આપણે તેની મૂડી માનીએ છીએ

તેમ આજના આપણા ધનિકો પાસેની મૂડી પરદેશીઓની છે ખરા મુળ ધનિકો ગરીબ થઇ ગયા છે, અને તેઓની મુડી તો ક્યાર નીચે ખેચાઇ રહી છે માટે દેશી મીનોમા કોઇપણ દેશી નથી એ ઉડા અભ્યાસથી કોઇપણને કબુલ કરવુ પડશે આમ સ્વદેશીને નામે હાલની ખાદી શુદ્ધ સ્વદેશી શબ્દનો સ્વાગ પહેરીને યાન્ત્રિક યોજનાઓને જ વેગ આપે છે તેથી યાન્ત્રિક મિલ સાથે જો માતની હિંસા સંકળાયેલી છે તો નવી ખાદી સાથે પણ ભયંકર હિંસા સંકળાયેલી છે એ સ્પષ્ટ થયા વિના રહેશે નહીં સારાશ કે–આજની રાષ્ટ્રીય હિલચાલમા અહિંસા શબ્દના છુટથી પ્રયોગ શિવાય ક્યાય પણ સાચી અહિંસાનુ નામ નિશાન જડતુ નથી જડે તેમ નથી

માટે આ જમાનો હિંસામય જણાય છે. તેમાં અહિંસાના કામે અને નામે પણ હિંસા જ પોષાય છે. સાચી અહિંસા આધુનિક જડવાદની સંસ્કૃતિની ખીલવટમાં આડે ન આવે માટે જ તેની વચ્ચે બનાવટી હિંસા ગોઠવવામાં આવી જણાય છે. અને યુરોપીય વિચારના પાઠ્ય પુસ્તકો અને પ્રોફેસરોના હાથ નીચે કેળવાયેલા કામચલાઉ નેતાઓ દેશ અને પ્રજાની સ્થિતિના અને લાભાલાભના વિચાર વિના તેના પ્રચારમાં ઉપયોગી થઈ રહ્યા જણાય છે. આટલો સારાંશ તરી આવે છે.

ફક્ત પરમાત્મા મહાવીર દેવ વિગેરે તીર્થંકરોના તપોબળની જેટલી અસર હોય અને તેને લીધે જેટલી થોડીઘણી સાચી અહિંસા ટકી હોય, અને પોષાતી હોય, તેટલી જ અહિંસા જગત્‌માં સાચી અહિંસા છે.

આથી આજના ખાનપાન અને રહેણીકરણી સીધી યા આડકતરી રીતે કેટલા હિંસા પ્રધાન બન્યા છે? અને બનતા જાય છે? તેનો ચિતાર આ સંક્ષિપ્ત સૂચનોથી વાચકોને આવ્યા વિના રહેશે નહીં. માટે--

પરમાત્મા મહાવીર દેવ જ આ ભયંકર જમાનામાંયે શરણભૂત છે. બીજા કોઇનો યે વિશ્વાસ રાખવા જેવું લાગતું નથી. આજના બળો અને પ્રગતિ સાચું રક્ષણ આપી શકશે કે કેમ? અથવા કેટલું રક્ષણ આપી શકશે? એ એક મહાન્ પ્રશ્ન છે. માટે કોઈ પણ જાતની ઉત્થલપાથલમાં પડવું એ પરિણામે નુકશાનની બાજી છે.

## પરમપૂજ્ય મુનિમહારાજાઓને વિજ્ઞપ્તિ.

આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય એ ત્રણેય શરીરના ઉપષ્ટંભરૂપ છે. એ ત્રણેયના મૂળમાં અહિંસા, સંજમ અને તપ જેટલા હોય, તેટલી આહારમાં આદર્શ સ્થિતિ હોય જ.

હાલના જનસમાજમાં જેમ રોગોની વૃદ્ધિ કેટલાક દશકાથી વધતી જોવામાં આવે છે, તેની કાંઇક અસર ત્યાગી વર્ગમાં પણ થતી હોવાનું જણાઈ આવે છે.

મુનિ મહારાજાઓને વિહાર, ક્રિયા--અનુષ્ઠાનો તથા બીજી ઘણી ...શ્રયી પ્રવૃત્તિ હોવાથી વ્યાયામ પૂરતો મળી રહે છે.

બ્રહ્મચર્યની સગવડ બાબતમા પણ કાંઈ કહેવાનુ કારણ રહેતુ નથી

આરામ-નિદ્રા પણ જોઈએ તેટલી મળી રહેવાને કાંઈ પણ હરકત હોય એમ જણાતુ નથી

આહારપ્રાપ્તિની બાબતમા કશી ફર્યાદનુ કારણ જણાતુ નથી અને સાથે કાંઈને કાંઈ તપશ્ચર્યા પણ અવશ્ય હોય છે, એટલે રોગાદિકનો કોઈ રીતે સભવ જણાતો નથી

છતા કેટલાક બાળ અને યુવાન મુનિ મહારાજાઓનેય કાંઈને કાંઈ ફર્યાદ હોય છે તેમજ પ્રૌઢ ઉમ્મરનાઓની પણ ફર્યાદ હોય છે વૃદ્ધોને માટે તો કદાચ વૃદ્ધાવસ્થાને લીધે રોગો પ્રગટ થવાના અનિવાર્ય સજોગો ગણાય

મારી અલ્પ મતિ અનુસાર-આહારની વિષમતા હાલના સમયમા ખાસ રોગાવસ્થાનું કારણ સમજાયુ છે આહારની વિષમતાથી દરેક પ્રકારની અવ્યવસ્થા ઉત્પન્ન થાય જ, એ સ્વાભાવિક છે આરામ, નિદ્રા, સ્વાસ્થ્ય, શાતિ, વિગેરેમા ખલેલ પડે, તેથી બ્રહ્મચર્યથી મળતા ફાયદા માટે ગમે તેટલી મક્કમતા હોવા છતા પણ અનેક સહજ દોષો અને મુસ્કેલીઓ ઉભી થઈ જાય, એ સ્વાભાવિક છે,

જન સમાજ જેમ ખાનપાનની બાબતમા ઘણો બેદરકાર બન્યો છે અનેક ચીજો, અનેક વાનીઓ, આરોગ્ય પાક, હલકા પ્રકારના ખાદ્ય પદાર્થો ખાવા, ખોટી દવાઓ પીવી, વિષમ જીવન જીવવુ વિગેરે જેમ તેના રોગના કારણભૂત બન્યા છે, તેની કાંઈક અસર ત્યાગી જીવન ઉપર પણ થઈ છે એટલે આ જમાનાની બદીઓએ પોતાની જ્વાળાઓ વડે દૂર દૂર સુરક્ષિત રહેલા ત્યાગી વર્ગને પણ દઝાડવા માડ્યા છે કોઈ કોઈને પૂર્વાવસ્થા-ગૃહસ્થાવસ્થામા થયેલા રોગો સાથે આવેલા હોય છે કોઈના ગૃહસ્થાવસ્થામા શરીર સારા હોય, છતા ત્યાગી અવસ્થામા રોગાક્રાન્ત થયેલા જોવામા આવે છે

સવારે ચા પ્રથમ વિષમતાનું કારણ છે તેની સાથે ખાખરા વિગેરે ખાદ્ય પદાર્થો જો લેવાય, તો તે બીજુ કારણ બને છે ત્રીજુ કારણ-તે બરાબર પાચન થયા પહેલા બપોરની ગોચરી લેવાય, તે બને

છે. અને ચોથુ કારણુ બપોરની ગોચરી સાજે પાચન થયા પહેલા સાજની ગોચરી લેનાય તેમા પણ રોટલી, ભાખરી, પાપડ, પૂરી, મીઠાઈ, વિગેરે આટાની બનાવટો હોય તો, વળી વિષમતામા કાઇક ઓર વધારો કરે અને મીઠાઈ હોય, કે બીજે દિવસે તપશ્ચર્યા વિગેરે કરવાનો પ્રસગ હોય, તો ખાસ કરીને ભારે ખોરાક સાજે હોવાનો સભવ વિશેષ છે એ રીતે ઉપરા ઉપરી દિવસોને દિવસો સુધી **અધ્યશન** થવાથી એક જાતના છુપા રોગનો સગ્રહ થયા જ કરે છે અને તે શરીરને પ્રથમ તો શ્યામ હોય કે લાલ હોય, તેમાથી ધોળુ અથવા પીળુ બનાવે છે અને સાથે સજ્જડ તપશ્ચર્યા હોય, તો તપશ્ચર્યાનો ગુણ શરીરના દોષોને બાળી નાખવાનો છે પરતુ અમુક પ્રમાણમા એકઠા થયેલા દોષો બળે છે, તે સાથે ઝેરી મળ આતરડાઓમા સુકાય છે, અને ચોટે છે વળી પારણામા એજ રીતે આહારની વિષમતા શરૂ થાય છે, જેથી આય તપસ્વીનુ શરીર ખીલવુ જોઈએ, તેને બદલે સુકાય છે, શોષાય છે. અને બીજી કેટલીક વિષમતાઓ ઉત્પન્ન થાય છે એ વિષમતા પાછળથી આખ મસા, દાત, જીર્ણતાવ વિગેરે જુદા જુદા રોગો રૂપે ધીમે ધીમે દેખાય છે એવા રોગો એકાએક ઉત્પન્ન થતા નથી, પરતુ ધીમે ધીમેજ બગમા આવ્યા હોય છે કુદરતી રીતે શરીર ઘણા અન્યાયો સહન કરે છે જ્યારે તેનાથી સહન ન થઇ શકે તેટલા વધી જાય છે ત્યારે જ તેને સ્થાયિ અને મોટા રોગ રૂપે બહાર આવવા દેવા પડે છે

તપસ્વી ન હોય, તો પણ વચ્ચે વચ્ચે આવતી તપશ્ચર્યાઓ કાઇક દોષોનો નાશ કરે છે પરતુ પછીના પારણા અને તેની યે પછીના ખોરાકના દિવસોમા કેટલીક વિષમતાઓના બીજ નખાય છે આથી શરીર પીળા, ફીકા, શરીરમા ગરમી, આખે ચશ્મા, મસા, કમજોરીયાત, દાતમા લોહી-પરૂ, શરીરે કળતર, કેડ અને પીઠના દુખાવા, માથાનો દુખાવો, પેશાબમા બળતરા, શરીર જાડા-સ્થૂલ થઈ જવા, પેટ મોટુ થઈ જવુ, હાથ પગના તળીઆ કાળા, નાકમાથી લોહીનુ પડવુ, વિશેષમા સાધ્વીજી મહારાજાઓને પ્રદરાદિની અસર, આ બધા આહારની વિષમતાના અચૂક પરિણામો છે

અગાઉના પૂર્વાચાર્યોને સહજ રીતે જ આરોગ્ય શાસ્ત્રનુ સૂક્ષ્મ જ્ઞાન હતુ, એમ જાણી શકાય છે સેકડોની સખ્યામા શિષ્યાદિક પરિવાર હોય, તે દરેકને માટે વખતો વખત દવા-ઔષધ કરાવવાનુ શકય બને નહીં

રોજે રોજના દરેકના ચહેરા અને આખો ઉપરથી જ તેમની આહાર પરિણતિનુ અચૂક અનુમાન કરી લઈને "કોને માટે કઇ જાતનો આહાર કેટલી માત્રામા હિતાવહ છે ?" તે બરાબર સમજી લઈને જ સ્વાભાવિક રીતે જ આહારની વ્હેચણી કરી આપે આહારની વ્હેચણી ખુદ ગીતાર્થ ગુરુઓને કરવાના આ અને બીજા અનેક કારણો હતા

અને ઉત્તમ આરોગ્ય ઘડાયુ હોય, તેને માટે તો ઓછો, વધતો, ભારે, હલકો, ગમે તેવો ખોરાક હોય, તોપણ કશી હરકત આવે જ નહીં.

તપશ્ચર્યાઓ પણ શરીરની ક્ષોદક્ષમ શક્તિ, એકદર આહાર-પરિણતિ મનોબળ વગેરેને અનુરૂપ વિવિધ અને ગુરુ આજ્ઞા અનુસાર હોય, એટલે પછી પૂછવુ જ શુ ? પારણા-અતર વારણા વિષે પણ એ પ્રમાણે જ સૂક્ષ્માવલોકનથી આજ્ઞાઓ અપાતી હોય, એટલે પછી ત્યા પણ વિષમતા થવાનો પ્રસગ ન આવે

મુનિઓ આ બધુ કદાચ ન જાણતા હોય, પરતુ જ્ઞાની ગુરુઓ અને વડિલોના લક્ષ્ય બહાર તેમાનુ કાંઈપણ હોતુ જ નહીં

ભોજન—આહાર લેવો. એ સર્વ પ્રાણીમાત્રની સામાન્ય જરૂરીઆત છે તે બાબતમા મુનિમહારાજાઓએ પણ માર્ગાનુસારિગુણનુ અનુસરણ કરવાનું શાસ્ત્રાજ્ઞા સિદ્ધ જ છે "જીર્ણે ભોજનમ્" આ માર્ગાનુસારિપણાનો ગુણ મુનિમહારાજાઓએ પણ પાળવાનો જ છે

ભણનાર અને અભ્યાસી મુનિઓને-સવારમા માત્ર એકલુ દૂધ જ માફકસર [બે શનુ હોય તો અર્ધો શેરથી પોણો શેરજ અને ગાયનું હોય તો પોણો શેરથી એક શેરજ] આપવામા આવે પારણુ વિગેરે હોય, તો પણ કદાચ થોડુ વધારે દૂધ કે તદ્દન હલકો થોડો ખોરાક લેવામા આવે, તો કદાચ હરકત નહીં

એ યાદ રાખવું કે-નાની મોટી કોઈ પણ તપશ્ચર્યા પછી તદનુસાર જઠરાગ્નિ મંદ થાય છે; એટલે તેને હલકા અને પ્રવાહી પદાર્થો આપીને ધીમે ધીમે ઉશ્કેર્યા બાદ જ, મળની વ્યવસ્થા થયા બાદ, નક્કર-કઠણ અને કાંઈક ભારે પદાર્થ ક્રમે જ લેવાવા જોઇએ. હોજરી ખાલી હોય, ત્યારે ગમે તે ભરવામાં આવે, તે વખતે તે ભરાય, તથા ખાલી હોજરી ઈચ્છાપૂર્વક કંઈક ગંધરે પણ ખરી. પરંતુ પાચન કાળે નબળી હોજરીને હરકત કરતા થઈ પડે છે, માટે તપશ્ચર્યા પછી તો હોજરી અને જઠરાગ્નિને ધીરે ધીરે ઉશ્કેરવી જોઇએ.

સવારના દુગ્ધપાન બાદ બપોરે ૧૦॥ થી ૧૧॥ સુધીમાં સારી રીતે, પેટ ન ખેંચાય તેવી રીતે, હોજરી રીતસર ભરાય તેવી રીતે, પોતાને સાત્મ્ય આહાર કરવો જોઇએ. સાંજે આહાર ન લેવો હોય, તો બપોરે બારે એકે લેવામાં વાંધો નથી.

આ ગોચરીમાંજ ખરી ખુબી છે. જેઓને રોટલી વિગેરે સારી રીતે પાચન થઈ પરણત-થઈ શકતા હોય, તેને ભાત વિગેરે પદાર્થો આપવાની જરૂર નહીં.

શાક, રોટલી, રોટલો, દાળ કે થોડી મીઠાઈ હોય તોપે વાંધો નહીં.

પરંતુ જેમની જઠરાગ્નિ તેવી ન હોય, તેમને સાથે અલ્પ-માત્રામાં દાળ ભાત દેવા ઠીક છે.

તેથી મંદ જઠરાગ્નિ હોય તેને વધારે પ્રમાણમાં દાળ ભાત અને આહારને અંતે થોડું દૂધ આપવામાં આવે તો પણ સારાં.

સાંજે આટાની બનાવટ વિનાના આહાર લેવા જોઇએ. મુશ્કેલી અહીં એ છે કે-ઘણીવખત મધ્યાહ્નનો આહાર પૂરો પાચન નથી થયો હોતો, તે પહેલાં તેની ઉપર સાંજનો આહાર પડે છે. અને તે ઘણીવખત ધીમે ધીમે રોગનું કારણ બને છે. એટલે સાંજનો આહાર પોતપોતાની શારીરિક પરિસ્થિતિ અને પાચન શક્તિ ઉપર ખ્યાલ રાખીને લેવો જોઇએ: આ ખાસ મહત્ત્વની સૂચના છે.

પરંતુ ખરી ખુબી એ છે કે-મુનિઓને ગોચરી કોઈ

વખત જેમ ઘણી જ અનુકુળ મળી જાય છે, તેમજ કોઇ વખત ઘણી જ પ્રતિકૂળ પણ મળી જવાનો સભન છે કોઇ વાર વ્હેલી મળી જાય, તો કોઇ વખત મોડી મળી જાય આ સ્થિતિમા મુનિમહારાજાઓ માટે આહારનુ કોઈ પણ એક ધોરણ ઠરાવી શકાય તેમ છે જ નહીં, તેનુ કેમ ?

જે આહાર મળે તેને પણ માપ, યોગ્ય વખત, તથા યોગ્ય મળેલા અનુપાન વિગેરેથી પોતાને સાત્મ્ય બનાવી શકાય છે એ પણ મુનિ જીવનને આ એક જરૂરી કળા છે

તથા જૈન આહાર વિચાર માટે **દશવૈકાલિક સૂત્ર** અને તેની **ટીકાઓ, પ્રવચન સારોદ્ધાર, લઘુ પ્રવચન સારોદ્ધાર, ધર્મસંગ્રહ, પીંડ વિશુદ્ધિ, પિંડ નિર્યુક્તિ** તથા **બૃહત્કલ્પ** વિગેરે અનેક ગ્રથોમા સર્વદ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવની દૃષ્ટિથી, તેમજ બાળ વૃદ્ધ યુવા તેમજ સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા તી તથા રોગી નિરોગી ની દૃષ્ટિથી અદ્ભુત વિવેચનો ભર્યા છે [શ્રાવક-શ્રાવિકાઓને ઉપયોગી કેટલીક પ્રસિદ્ધ વસ્તુઓ વિષે વિવેચન આ **અભક્ષ્ય અનંતકાય વિચારમાં** આપવામા આવેલ છે તે માત્ર દિગ્દર્શન માત્ર જ છે] વિશેષ જિજ્ઞાસુઓએ વ્યવસ્થિત જૈન આહાર વિચારણા અને તેની સાથે જોડાયેલા અહિંસા સયમ અને તપના આદર્શની કૂલ ગુથણી જાણવી હોય, તેઓએ ઉપરના ગ્રથોનો ગુરુ નિશ્રાથી રીતસર અભ્યાસ કરવો જોઇએ 'આ પુસ્તકમા આપવામા આવેલી હકીકત જ જૈન શાસ્ત્રોમા છે" એમ સમજવાનુ નથી આમા આપેલી વસ્તુઓ તો માત્ર દિગ્દર્શન રૂપેજ છે આહાર ઉપર જીવનનો અને ચારિત્રનો આધાર હોવાથી જૈન શાસ્ત્રોમા તે વિષે અદ્ભુત વિચાર કરવામા આવેલા છે તે ગુરુગમથી સમજી તથા ગુરુ નિશ્રાથી ભિન ભિન્નદ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને આશ્રયીને ઉત્સર્ગ-અપવાદની ગીતાર્થ નિર્ણીત શૈલિની મદદથી ગમે તેવી મુશ્કેલીના માર્ગો કાઢી શકાય છે

**ખોરાકને યોગ્ય આહારનો યોગ્ય પાક**

કેટલાક લોકો હાલમા કાચા ફળો, કાચા અન્ન, કાચા કઠોળ, મેવા વિગેરે ખાવાને રસ્તે ચડતા જાય છે, પરતુ તે અયોગ્ય છે સાત્વિક ગજા-

ઓની સામાન્ય જઠરાગ્નિ તેવા ખોરાક પચાવવાને માટે તૈયાર નથી હોતી. તેમજ અમુક પ્રમાણમાં હોજરી ભરાય નહીં તેટલો સાત્મ્યખોરાક ન લેવામાં આવે, તો સંતોષ રહેતો નથી. ખોરાકની બાબતમાં અસંતુષ્ટ મન લોહી વધારવામાં મદદ ન કરતાં ઘટાડવામાં સહાયક થાય છે. કાચા ખોરાકથી હોજરી ભરવા જાય, તો તેટલો તે પચી શકે નહીં. અને તેથી મોટા મરડા વિગેરે થવાના ઘણા દાખલા મળે છે. કેટલીક લડાયક અને અનાર્ય પ્રજાઓ કદાચ આવા ખોરાક પચાવી શકતી હોય, તેનું અનુકરણ કરવાથી આપણને તો ભયંકર નુકશાન થાય તેમ છે. માટે રાંધેલો કે અમુક રીતે નરમ કરેલો ખોરાક એ હાલના જનસમાજ માટે ખોરાકનું ઘણું ઉપયોગી સર્વસામાન્ય કુદરતી ધોરણ છે. કોઇક અપવાદના દાખલાથી સર્વ સામાન્ય ધોરણ તોડી નંખાય.

પ્રભુ **ઋષભદેવ ભગવાનને** તે માટે જ રાંધવાની કળા બતાવવી પડી છે.

રાંધેલો ખોરાક–અચિત્ત ખોરાક તરીકે મુનિઓને અને વ્રતધારીઓને ઉપયોગી થઈ શકે છે.

## આહારની સાત્ત્વિકતા

કેવો આહાર પૂર્વના રોગો મટાડવા સાથે નવા આરોગ્યની બક્ષીસ આપી શકે છે ? તે વિચારવાનું રહે છે.

દીર્ઘાયુષી જીવન ટકાવાને માટે શરીરનો મજબૂત બાંધો પણ એક આવશ્યક અંગ છે. અને શરીરનો મજબૂત બાંધો તેજ ગણાય, કે જેના આંતરડા કઠણ અને નક્કર ખોરાક પચાવી શકે.

કેટલાક આ નક્કર અને કઠણ ખોરાકમાં કાચા પાકા માંસ અને કાચા પાકા ફળો, કાચા–પલાળેલા અનાજ વિગેરેને સ્થાન આપી બેઠા હોય છે.

ધારો કે–કદાચ એવા ખોરાક પણ કોઈની જઠરાગ્નિ પચાવી શકે. પરન્તુ રોગોના કારણોના મૂળ તરીકે પ્રજ્ઞાપરાધ–બુદ્ધિની ભૂલને ખાસ ગણાવેલ છે. એટલે મજબૂત શરીર છતાં પ્રજ્ઞા–બુદ્ધિના અભા-

વમા માનવ પોતાના જીવનને વ્યવસ્થિત બનાવી શકતો નથી એટલે માત્ર શરીર મજબૂત હોવા છતા બુદ્ધિની ભૂલને લીધે, તે એવી અનેક ભૂલો કરે છે કે–જેથી તેના આયુષ્યને ફટકો પડે છે વૈગનુબંધ, તામસ પ્રકૃતિ, શિકારી જીવન, યોગ્ય વિવેકનો અભાવ, ઉપશાંતિ અને માનસિક સ્વાસ્થ્યનો અભાવ, એ વિગેરે કારણે લડાઇ, મારામારી, ભયકર જોખમ વિગેરે કારણે તેના આયુષ્યને અણધારી રીતે ફટકા પડ્યા વિના રહેતા નથી ત્યારે પ્રજ્ઞાશીલ સાત્વિક માનવો નમળા દેખાય, પરતુ એ બધાથી બચી જઈ પૂરુ આયુષ્ય ભોગવવાની તક મેળવી શકે છે

માટે પ્રજ્ઞાવર્ધક–માનસિક સ્વાસ્થ્ય અર્પણ કરવા સાથે જે નક્કર ખોરાક પચાવી શકાય, તે સામાન્ય રીતે ઉત્તમ ખોરાક ગણાય

સાત્વિક ભાવના પોષણની દૃષ્ટિથી ખોરાકના નીચે પ્રમાણે ભાગ પાડી શકાય છે

### ઉત્તમ, મધ્યમ અને અધમ આહાર.

૧. દૂધ અને તેમા ખાસ કરીને ગાયના દૂધનો અને ફળોના રસોનો ઉત્તમ ખોરાકમા સમાવેશ કરી શકાય છે

૨ ઘી, અનાજ, કઠોળ, મેવા વિગેરેનો મધ્યમ ખોરાકમા સમાવેશ કરી શકાય છે

૩ તીવ્ર–તેલ, મશાલા, ખટાશ વિગેરેનો અધમ ખોરાકમા સમાવેશ કરી શકાય છે

૪ માસ, ઈંડા, મદ્ય વિગેરેનો સમાવેશ અધમાધમ ખોરાકમા થાય છે અથવા તેવા દુગચ્છનીય પદાર્થોને ખોરાક કહેવામા માનવી ખોરાક શબ્દનુ અપમાન નથી જણાતુ ?

ગાયના દુધમા એક જાતની સાત્વિકતા વધારે છે, તેનુ કારણ

૧. ગાય કેટલેક અશે સમજદાર અને બુદ્ધિશાળી પ્રાણી છે

૨. તેના અને મનુષ્યના મગજના જ્ઞાનતતુઓ અને લોહીના રજકણો લગભગ કઇક સરખા છે

૩. ગાય ચચળ અને તત્વ પ્રાણી છે તેની સ્ફૂર્તિ અને ચચળતા ખૂબ વધારે છે તે પીનારને મળે છે

૪ ગાયનુ દૂધ ઠંડુ અને પાતળુ હોય છે

૫ પાતળુ હોવાથી એકદમ શરીરની તમામ ધાતુઓમા, શરીરના તમામ બારીક્મા બારીક તત્ત્વોમા ફરી વળી શકે છે

૬ ઠંડુ હોવાથી મગજને પરમ શાતિ આપે છે નિદ્રા કમી કરી માફક સર–શ્વાન–નિદ્રા જ આવવા દે છે લોહી વિગેરે નવા ઉત્પન્ન કરી આનદ આપે છે

૭ ઠંડુ હોવાથી શુદ્ધ સાત્ત્વિક અને આધ્યાત્મિક શાત વિચારો કરવામા સારી મદદ કરે છે સૂક્ષ્મમા સૂક્ષ્મ વિચાર અને મગજના બીજા કામ કરતી વખતે લાબા વખત સુધી મગજને થાક લાગતો નથી

૮ આયુષ્ય દીર્ઘ થાય છે બળ અને જાતિની વૃદ્ધિમા સર્વોપરિ કામ કરે છે

૯ પાચેય ઈંદ્રિયોની ગ્રાહક શક્તિ વધારે છે બ્રહ્મચર્યના પાલનમા અજબ મદદ કરે છે યોગીઓ માટે પણ આ ખોરાક વધારેમા વધારે ઉપયોગી અને બધબેસતો છે માફકસરનો યોગ્ય ખોરાક લેતી જુવાન અને ચપળ ગાયનુ પાતળુ પણ કસદાર જીવત દૂધ જગત્ ઉપરનુ સર્વોપરિ અમૃત છે યોગ્ય વિધિસર જો ગાયનુ દૂધ લાબો વખત લેવામા આવે, તો પુરુષનુ બળ બળદની માફક અતુલ વધી જાય છે તેથી પ્રાચીન ઉપમાઓમા મહા પુરુષોને વૃષભની ઉપમા આપવામા આવેલી છે

ગાયના દૂધના વિવિધ પ્રયોગોથી સર્વ રોગો મટાડી શકાય છે પરતુ એટલા મોટા પ્રમાણમા ગાયનું દૂધ પ્રત્યેક વ્યક્તિ માટે મળવુ અસંભવિત છે તેમજ દરેકને તેટલા પ્રમાણમા કાયમ ફળોના રસો મળી શકે, એ પણ સભવિત નથી એટલે—

અનાજ સર્વ સામાન્ય ખોરાક તરીકે ઉત્તમ છે તેમા પણ ઘઉંની સર્વોત્તમતા જગજાહેર છે ઘઉમા સાત્ત્વિક તત્ત્વો વધારે પ્રમાણમા છે તેમજ નક્કર ખોરાક તરીકે પણ તે ઠીક છે યોગ્ય

જઠરાગ્નિવાળી વ્યક્તિ તેમાથી દૂધના યે ઠીક તત્ત્વો મેળવી શકે છે

ઘઉ રીતસર પાચન થાય તો જેવો તે સર્વોત્તમ ખોરાક છે, તેવો જ, રીતસર જેને પાચન ન થતો હોય, તેમને માટે આજકાલ અનેક રોગોનુ મૂળ પણ તેજ જોવામા આવે છે [પાછળ ૬૧મા પેઈજ ઉપરનો છેલો પેરેગ્રાફ જુઓ]

## આહાર પરિણતિ

આહારની ભક્ષ્યાભક્ષ્યતાનો આધાર જેમ અહિંસા સયમ અને તપની દૃષ્ટિ ઉપર છે તેમ આહારની આરોગ્યતા–અનારોગ્યતાનો આધાર આહારની પરિણતિ ઉપર છે

આહારમાથી રસ બને અને મળ ભાગ જુદો પડે, એટલાથી જ "આહાર પચ્યો" ગણાતો નથી

પરતુ આજના આહારમાથી રસ બને, રસમાથી લોહી, લોહીમાથી માસ, માસમાથી મેદ, મેદમાથી હાડ, હાડમાથી મજ્જા (મગજ), અને મજ્જામાથી શુક્ર અને શુક્રમાથી ૪૦ મા દિવસ સુધીમા ઓજસ્ બને, ત્યારે આજનો આહાર બરાબર પચ્યો ગણાય છે

જેટલો અને જે જાતનો ખોરાક લેવામા આવ્યો હોય, તેમાથી ઉપર જણાવેલ આઠેય જાતની ધાતુઓ બરાબર તૈયાર થાય, તેવી રીતે પહેલેથી જ પાચન થઈ રસ બનવો જોઇએ અને મળ પણ બરાબર જુદો પડી તૈયાર થઈ યોગ્ય વખતે બહાર પડવો જોઇએ તેમજ વચ્ચે પણ કાઈપણ વિઘ્ન ન આવવુ જોઇએ તોજ ઓજસ્ સુધી રીતસર પરિણતિ થાય છે.

તથા દરરોજની આહાર પરિણતિ–અને મળશુદ્ધિ બરાબર ચાલુ હોય, તો દરેક ધાતુઓની પચનક્રિયા બરાબર ચાલુ છે, એમ માનવાને હરકત નથી.

પરમ ઉત્તમ આરોગ્યવાળા શરીર સિવાય આવી ઉત્તમ પરિણતિ થાય નહીં આજકાલની પરિણતિ દોષવાળી થાય છે ઉત્તમ આરોગ્ય

વાળાના મળ ઉપરથી તેની આરેય ધાતુઓમા કેવી રીતે યોગ્ય અને સંપૂર્ણ પરિણતિ થશે? અથવા થઈ છે? અથવા થાય છે? તે ચોક્કસ કહી શકાય છે જેમકે-ઉત્તમ આરોગ્યવાળાના મળ અને રસ પહેલેથી જ ઉત્તમ પ્રકારે જુદા પડે છે અને ઉત્તરોત્તર દરેક ધાતુઓની પરિણતિ પણ વ્યવસ્થિત થતી જાય છે

પરંતુ જેની એવી પરિણતિ ખામી વાળી હોય છે, તેની પહેલેથી ભૂમિકા પણ ખામી વાળી હોય છે એટલે મળ પરિણતિ પણ ખામી વાળી જ હોય છે મળની પરિણતિ અસંખ્ય પ્રકારની થાય છે તેની પરીક્ષા ઉપરથી અને રોગોની અચૂક પરીક્ષા કરી શકાય છે

આહારમાથી રસ બરાબર ન બને, મળ બરાબર ન બને, તો વિકારી રસને લીધે અમુક રોગો થાય છે તેજ પ્રમાણે વિકારી મળને લીધે પણ અમુક રોગો થાય છે એ જ પ્રમાણે રસમાથી બરાબર લોહી ન બને, પરંતુ લોહીમાથી બરાબર માસ ન બને તોપણ વિકારી લોહીને લીધે રોગો થાય છે એજ પ્રમાણે વિકારી માસ, વિકારી મેદ, વિકારી હાડ, વિકારી મજ્જા વિકારી શુક્ર અને વિકારી ઓજસ્‌ને લીધે પણ પણ જુદા જુદા રોગો થાય છે

જેમ વિકારી રસાદિકને લીધે રોગો થાય છે તેજ પ્રમાણે વધારે પડતા કે ઓછાઈ ભરેલા રસાદિ ને લીધે પણ જુદા જુદા રોગો થાય છે માટે અવિકારી અને સમપ્રમાણમા દરેક ધાતુઓ હોવા જોઇએ

વૈદ્ય શાસ્ત્રમા દરેક ધાતુના વિકાર, શોષ અને વૃદ્ધિને લીધે થના રોગો જુદા જુદા ગણાવ્યા છે

જેવી રીતે આઠ ધાતુઓની યથાયોગ્ય પરિણતિને અભાવે જુદા જુદા રોગો થાય છે, તેવી જ રીતે સ્નાયુઓ, નસો, જુદા જુદા અવયવો, ઇન્દ્રિયો, વાળ, ચામડી, પિત્ત, કફ વિગેરે જેમાથી બને છે, તે દરેકમા વિકાર, ઓછાશ કે વૃદ્ધિ હોય, તો પણ તે દરેકને લગતા દોષોને લીધે જુદા જુદા અનેક રોગો થાય છે

વાત, પિત્ત અને કફની વિષમતાને લીધે જુદા જુદા રોગો થાય છે અથવા ઉપર પ્રમાણે જુદા જુદા રોગોના કારણો મળવાથી વાત, પિત્ત કફ વિગેરે પણ વિષમ બને છે સમ રહેતા નથી

"ધાતુઓ ઉપધાતુઓ, મળો, વાત, પિત્ત, કફ વિગેરેની બરાબર સમતા તે આરોગ્ય અને વિષમતા તે રોગો"

ઉત્તમ આરોગ્ય કરતા ખામીવાળા આરોગ્યવાળાને દરેક પ્રકારની વિષમતાઓને લીધે રોગોની શરૂઆત થઈ જાય છે પરતુ તે તે રોગો એકદમ બહાર દેખાતા નથી જેમ કે મળ દોષના તાત્કાલીક રોગો તુરત દેખાય છે દાખના તરીકે–આખ લાલ થઇને ઉડે છે ..દોષને લીને ચીપડા વળે છે મેદ દોષને લઈ ખીલ થાય છે આખો જેમાથી બને છે, તે તેજસ્વી રસોની સાથે ક્ષારો ઘસડાઇ આવે છે, તે એકઠા થઇ મોતીનો બાજે છે અમુક પ્રકારનુ ઝેરી પાણી ઝામરા ઉત્પન કરી અધ બનાવે છે શુક્ર દોષથી આખનુ તેજ કમી થાય છે પિત્ત–ગરમીને લીધે આખોમા બળતરા રહે છે આજ પ્રમાણે શરીરના કોઈ પણ ભાગનો એક રોગ એક જાતનો નથી હોતો તેના કારણો જુદા જુદા હોય છે અને મટાડવાના ઉપાયો પણ જુદા જુ I હોય છે

જે દોષથી, જે ધાતુઓ બગડવાથી, જે રોગ થયો હોય તે દોષ દૂર કરવાથી, તે ધાતુઓ વિગેરે સુધારવાથી તે તે રોગ મટે છે, બીજી રીતે મટે નહીં, બીજી રીતે મટાડવામા આવે, તો દાબ મટે, પરતુ બીજા કોઈ રોગનુ મૂળ નાખીને જ મટે

સારાશ કે—આહારની બરાબર પરિણતિ એ આરોગ્યનો મોટામા મોટો આધાર સ્તભ છે માટે દરેકે પોતાને માટે ચોક્કસ નક્કી કરી લેવુ જોઇએ કે "મને કેવો આહાર પરિણત થાય છે? ક્યારે કવારે લીધેલો પરિણત થાય છે? ગઇ કાલનો આહાર આજે બરાબર પરિણત થવા લાગ્યો છે કે નહીં? બરાબર પરિણત થવા છતા વચ્ચે કઇ જાતની અડચણ ઉભી થાય, તો બીજી રીતે પરિણતિ

થવા લાગે છે ?" વિગેરે, પોતેપોતાને માટે સમજી રાખવું જોઈએ. અને તે પ્રમાણે વર્તવાથી ઘણા રોગોમાંથી, ઘણા ખર્ચમાંથી, ઘણી મુશ્કેલીઓમાંથી અવશ્ય બચી જવાય છે.

અને એ નક્કી કરવાનો આધાર: રોજની મળ પરિણતિ, મૂત્ર પરિણતિ, શરીરની સ્ફૂર્તિ, મનની પ્રસન્નતા, સવારમાં થુંકનું પાતળાપણું અને નિર્મળપણું, આંખોની ચમક, હાથ પગના તળીયાં અને તેના ઉપરના ભાગની નિર્મળતા-નિર્લેપતા, શરીર ઉપર તરી આવતી લોહીની સ્વચ્છતા, આંખોની આજુબાજુ સોજા ન હોવા, વિગેરે ઉપર છે.

યોગ્ય આહાર પરિણતિવાળાને નિદ્રા બરાબર આરોગ્યના નિયમસર હોય છે. ભૂખ તરષ બરાબર હોય છે. મળમૂત્રના વેગ બરાબર હોય છે. યોગ્ય આહાર પરિણતિ: થયેલા ભયંકર રોગોને મટાડી દે છે. એટલું જ નહીં પરંતુ નવા રોગોને ઉત્પન્ન થવા દેતી નથી માણસે શું ખાવું ? અને શું ન ખાવું ! તે ગૌણ પ્રશ્નો છે. પરંતુ જેને જેની પરિણતિ બરાબર થાય, તે, તેવ્યક્તિમાટેનો યોગ્ય આહાર ગણાય. ગરમ, ઠંડા, ભારે, હલકાનો વિચાર ગૌણ છે.

બરાબર પરિણત થાય, તે ગરમ પણ નહીં, ને ઠંડુ પણ નહીં, ભારે પણ નહીં, ને હલકું પણ નહીં. પછીતો દૂધ પણ બરાબર પરિણત ન થાય, તેને માટે તે ભારે અને ગરમ પડે છે. મીઠાઈ પરિણત થાય, તે તેને માટે ભારે પણ નથી અને ઠંડી કે ગરમ પણ નથી. ગરમ ગરમ પદાર્થો પણ જેને યોગ્ય રીતે પરિણત થાય તેને માટે તે ઠંડા છે. અને ઠંડામાં ઠંડા પદાર્થો જેને યોગ્ય રીતે પરિણત ન થાય, તેને માટે તે ગરમાગરમ છે.

**ઉત્તમ બ્રહ્મચર્યનો આધાર પણ આહારની યોગ્ય પરિણતિ ઉપર છે:—**

યોગ્ય આહાર પરિણતિના બળથી દરેક ધાતુઓની સાથે શુક્ર-વીર્ય ધાતુ પણ બરાબર બનતી હોય છે. તેમાં ખાટા અને ગરમ પદાર્થોના

ગરમ રસોનું મિશ્રણ ન હોય, શુદ્ધ શુક્ર ધાતુ હોય, પૂરતા પ્રમાણમાં હોય, પૂરતી રીતે સૌમ્ય હોય, તો બ્રહ્મચર્ય ઉત્તમ રીતે પાળી શકાય છે. મનની પ્રસન્નતા રહે છે, મન નિર્વિકારી રહે છે, વિષયવાસનાના સંકલ્પ-વિકલ્પ આવતા નથી. તેવી જાતના સ્વપ્ન આવતા નથી. સ્વપ્ન દોષ વિગેરે દોષો ઉત્પન્ન થતા નથી. વિર્યવિકારના રોગો ઉત્પન્ન થતા નથી. સાથે બીજી કોઈ પણ ધાતુને લગતા પણ રોગો ઉત્પન્ન થતા નથી. શરીર તેજસ્વી અને સ્ફૂર્તિવાળું રહે છે.

જેમ, રસમાંથી અનુક્રમે દરેક ધાતુઓ બને છે, તે ઉપરથી એમ કહી શકાય કે, "રસ ધાતુમાં દરેક ધાતુઓના તત્ત્વો છે." તેજ રીતે દરેક ધાતુઓમાં દરેક ધાતુઓના તત્ત્વો હોય છે. તેજ પ્રમાણે-શુક્ર ધાતુ પણ વીર્યાશયમાં એકત્ર થવા ઉપરાંતનો શરીરના તમામ ભાગમાં વ્યાપક થાય છે. અને તેથી કરીને તે તે અવયવોની યે મજબૂતી રહે છે. સાતેય ધાતુઓમાં વેગ અને ચંચળતા રહે છે. એ રીતે શુક્ર ધાતુ શરીરમાં વ્યાપક થવાથી જનનેન્દ્રિયો અને તેની આજુબાજુનો પ્રદેશ અને એકંદર આખું શરીર, અંદર ખરી ગરમી હોવા સાથે, બરફ જેવું ઠંડુ રહે છે. અને શુક્ર ધાતુની અધિકતાને લીધે જેમ જનન અવયવોમાં એક જાતની શ્યામતા હોય છે, તેજ પ્રમાણે શરીરમાં પણ એક જાતની શ્યામ છટા-કાન્તિ વ્યાપક થાય છે.

વિષમ આહાર પરિણતિ હજારો દર્દો ઉત્પન્ન કરે છે. આ માટેજ બ્રહ્મચર્યની નવવાડમાં યોગ્ય આહાર ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. અથવા બ્રહ્મચર્યવ્રતની પાંચ ભાવનાઓમાં પણ યોગ્ય આહાર ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી બીના છે.

આ ઉપરથી પૂજ્ય આચાર્ય મહારાજાઓએ પૂજ્ય ગુરુવર્યોએ અને પૂજ્ય પ્રવર્તિની કે ગુરુણીજી મહારાજાઓએ, તેઓના શિષ્યો અને શિષ્યાઓના જીવનમાં કેટલો પ્રવેશ કરવો જોઇએ? કેટલો ખ્યાલ રાખવાનો હોય? તે બરાબર સમજાશે. પૂર્વના મહાત્માઓ કેટલો

ખ્યાલ રાખતા હતા ? તેની પણ કલ્પના આવશે આ બધો ખ્યાલ એવી ખુબીથી રાખવાનો હોય છે, કે શિષ્યોને આ વાતની ખબર પડવી જ ન જોઇએ કે ગુરૂ મહારાજ અમારી આ બાબત ધ્યાનમા રાખે છે' કેમકે—કેટલીક બાબતો ચર્ચવા જેવી નથી હોતી, કેટલીક શબ્દોમા ઉતારવા જેવી નથી હોતી કેટલીક માત્ર વડિલોએ જ સમજવા જેવી હોય છે એમને એ બધી સર્વ બાજુની સમજ ઉપરથી શિષ્યાદિ ને આહાર,વિહાર તપશ્ચર્યા વિગેરેને માટેના આદેશો આપવાના હોય છે અને શિષ્યોએ તે પ્રમાણે જ માત્ર આજ્ઞાથી વર્તવુ પડે છે દરેકના કારણો જાણવાની ઇચ્છા રાખવી જ ન જોઇએ અને દરેકના કારણો દરેક વખતે અને દરેકને જણાવી શકાતા નથી માટે આજ્ઞાંકિતતા એજ શિષ્યવર્ગના અતિમ કર્તવ્ય-ધર્મ-ઉપાય રહે છે જણાવવા જેવા કારણો માટે પણ તે વખતે અવકાશ કે યોગ્ય સમય ન હોય, તો જણાવી શકાય નહી અને શિષ્ય હઠ કરે કે-"કારણ જાણ્યા વિના હુ આપની આજ્ઞા પાળવા ઇચ્છતો નથી તો તેથી શિષ્યનુ અહિત જ થાય તેમજ તો વડિલોની આજ્ઞાને માન આપીને તે વખતે શિસ્તપાલનની દષ્ટિથી પણ નિસંકોચપણે આજ્ઞાને અમલમા મૂકવી જ જોઇએ **आणाजुत्तो धम्मो** આ વાક્યની સાર્થકતા આથી બરાબર સમજાશે

શિષ્યાદિકની આહાર પરિણતિ ઉપર ગુર્વાદિકે, છાત્રોની આહાર પરિણતિ ઉપર નિરીક્ષકોએ, પુત્રપુત્ર્યાદિકની આહાર પરિણતિ ઉપર માતાપિતાએ કે વડિલોએ, અને વહુઓની આહાર પરિણતિ ઉપર સાસુઓએ પૂરતો ખ્યાલ રાખવાનો હોય છે

જો જનસમાજ આહાર પરિણતિનુ સામાન્ય શાસ્ત્ર અથવા તેના થોડા નિયમો અને તેનુ યથાશક્તિ પાલન શીખી જાય, તો ઘણા વૈદ્ય ડૉક્ટરોને તે ધધો છોડવોજ પડે પરતુ પ્રજાના અનારોગ્ય સાથે વિવિધ રીતે તેની સખ્યા વધતી જાય છે

ગૃહસ્થ અવસ્થામા રહેલા સસારીઓ માટે પણ યોગ્ય આહાર પરિણતિ બ્રહ્મચર્ય પાલનમા ઘણી જ મદદ કરે છે જો પ્રજા આહારપરિણતિ બરાબર શીખી જાય, તો આજે જે યાકુતીઓ, તિલા, અને કામોત્તેજક દવાઓ વેચનારની મોટી મોટી સ્વતત્ર દુકાનોનો રાફડો ફાટયો છે, સલાહ આપનારા વર્તમાન પત્રો અને પુસ્તકોનો રાફડો ફાટયો છે, તે બિચારાઓને આપોઆપ બીજા જ ધધાઓની શોધમા પડવુ પડે તેમ છે બાળ લગ્ન વૃદ્ધ લગ્ન પુનર્વિવાહ છુટાછેડા વિગેરે બનાવટી પ્રશ્નોના આપોઆપ નિકાલ થઇ જાય, અને નથી મારામારી આપોઆપ શમી જાય તેમ છે

યોગ્ય આહાર પરિણતિ સર્વ રોગોને નાબુદ કરે છે, ઉત્તમ આરોગ્ય વધારે છે, એટલુ જ નહીં પરતુ જીવનને સ્વર્ગીય બનાવે છે તેને હવાખાવાના સ્થળો શોધવા જવુ પડતુ નથી મનને આનંદ આપનાર સાધનોના ઠઠારા વસાવવા પડતા નથી અદરથી જ તાજગી આનદ, પ્રમોદ, શાતિ, સ્ફૂરે છે આઇસ્ક્રીમ, કુલફી ખાવા પડતા નથી અદરથી જ ઠડક ઉભરાય છે

મન પ્રસન્ન રહે છે તેવુ મન સેવા અને ભક્તિને લાયક થાય છે વિનય-નમ્રતા માટે સહજ બને છે, સતત ધર્ય, ઉદ્યમ, અને પરિશ્રમ માટે ક્ષમ બને છે ઉત્તમ વિચારો અને શાસ્ત્રમનન માટે તાજુ ને તાજુ રહે છે, કુવિચારો, કુથલી, વિકથા-રાજસ-તામસ ભાવો દૂર ને દૂર રહે છે સુરુચિ સદા જાગ્રત્ રહે છે, કુરુચિકર નિન્દ્ય પદાર્થો, વાર્તા, વિચારો તરફ સહજ રીતે કટાળો જાગે છે

ભારતીય આર્ય પ્રજાજીવનમા આવા ઉત્તમ તત્ત્વો વણવા માટે પૂર્વના મહાન પુરુષોએ ઘણા ઉપાયો અજમાવ્યા છે તેને લીધે ઘણા તત્ત્વો અનાયાસે વણાઈ ગયા છે જો કે આજની યુરોપની સસ્કૃતિ, શિક્ષણ, અને લલચામણા કૃત્રિમ સાધનો, તે તત્ત્વોના જાણ્યે અજાણ્યે પાયા ખોદી રહેલ છે, તેનો ખ્યાલ ન તો પ્રજાને છે, ન તો આજના બનાવટી

દેશનેતાઓને કે ભૂખ્યા વરુઓની માફક અનેક સ્વાર્થી પ્રજાઓ આ પવિત્ર પ્રજા ઉપર તુટી પડેલ છે, પૂર્વની વ્યવસ્થાને છિન્નભિન્ન કરવાને અનેક પ્રયાસો ચાલી રહેલ છે, તો પણ નિરાધાર છતા આ પ્રજા ટકી રહી છે તેમા માત્ર કોઈ પણ ખાસ કારણ હોય, તો તે એ છે કે–તેના પૂર્વ પુરુષોએ તેના જીવનમા અનેક સુતત્ત્વો વણી દીધા છે તે છે તેને ઉખેડી ફેંકી દેવાને બીજી પ્રજાઓના અનેકવિધ પ્રયત્નો છતા, લાખો કરોડો માણસો રાકવા છતા અને અબજોનો ખર્ચ થવા છતા, તથા કરોડો યુક્તિપ્રયુક્તિઓ અને વૈજ્ઞાનિક સાધનો અજમાવવા છતા, હજુ માત્ર તેની કાકરી ખેરવી શકાઇ છે એટલા બધા સગીન જીવનની એ મહાત્માઓએ આપણને બક્ષિસ આપેલી છે

જૈનોનુ જગતમા શુદ્ધ લોહી છે, આર્યસસ્કૃતિના મુખ્ય સચાલક અને વ્યવસ્થાપકો છે આર્યપ્રજાના અગ્રસરો છે માટે તેમની સાત્વિકતા ટકાવી રાખવાના ઉદ્દેશથી આહાર અને તેના બારીક રહસ્યોને લગતુ સક્ષિપ્ત વિવેચન આ **આહારમીમાંસામાં** કરવામા આવેલુ છે તેમા શાસ્ત્ર વિરુદ્ધ, અને સાધર્મિકોના હિતથી વિરુદ્ધ જે કાઈ લખાયુ હોય, તે બદલ **મિચ્છામિદુક્કડ** દઇએ છીએ

પરમાત્મા જિનેશ્વરદેવોએ ફરમાવેલી આજ્ઞાઓને જેમ બને તેમ સારી રીતે પૂરતી વફારીપૂર્વક વળગી રહી, સ્વાત્મકલ્યાણની અભિમુખ થઇ ક્રમે ક્રમે અણાહારી પદની પ્રાપ્તિ થાઓ ! એમ ઇચ્છી વિરમુ છુ —પ્ર બે પા

---

# વિષયાનુક્રમણિકા

પ્રકરણ ૩ જુ.



પ્રકરણ ૪ થુ, ૫ મું, ૬ ઠ્ઠું.

સમાપ્ત.

॥ श्री-वीतराग-परमात्मने नमः ॥

# अभक्ष्य-अनन्तकाय-विचार

## મંગલાચરણ: વિષય: સંબંધ: અધિકારી: પ્રયોજન: વિગેરે

અતિ દુષ્કર તપ: અને રાગ દ્વેષનો ક્ષય: કરી, મોક્ષની વિશાલ સમૃદ્ધિ પ્રાપ્ત કરવામાં નિકટોપકારી વર્તમાન શાસનના નાયક-શ્રમણ ભગવંત શ્રી **મહાવીર** જિનેશ્વર પ્રભુને અમે નમસ્કાર કરીએ છીએ.

આઠ મદનો જય કરવા સાથે ઇંદ્રિયોનું દમન કરનાર: અને ઉત્તમ ધર્મ અને શુક્લ ધ્યાન ધરવામાં સદા તત્પર: મુનિ પુંગવો: શ્રી ગણધર ભગવંતો: તથા ધુરંધર પૂર્વાચાર્યો: અમારું મંગળ કરો !

ચૌદ પૂર્વધર **શ્રીભદ્રબાહુસ્વામી: શ્રીસ્થૂલભદ્ર-સ્વામી:** દશપૂર્વી શ્રી **વજ્રસ્વામી** તથા શ્રી **દેવર્ધિગણિ-ક્ષમાશ્રમણજી:** આદિ નિર્ગ્રંથ શ્રમણ ભગવંતોનું અમોને શરણ હોજો !

શ્રી **મૃગાવતી:** અને **ચંદનબાલા:** પ્રમુખ સાધ્વીજીના ઉત્તમ ચારિત્ર: શિયલ: તથા વિનયાદિક: ગુણોનું અમને અહર્નિશ અનુમોદન હો !

શ્રી **આણંદજી:** શ્રી **કામદેવજી:** શ્રી **પુણિયાજી:** અને શ્રી **જીરણ:** પ્રમુખ શ્રાવકોના ઉત્તમ દ્વાદશ વ્રતો: જ્ઞાન:

દર્શન: ચારિત્ર: એ ત્રણુ રત્નોની આરાધક્તા તથા દૃઢ સમ્યક્ત્વાદિ ઉત્તમ ગુણો:નું અમે શીઘ્ર અનુકરણુ કરતા થઈએ !

શ્રી **સુલસા:** અને **રેવતી:** પ્રમુખ શિયળવતી શ્રાવિકાઓના દૃઢ સમ્યક્ત્વાદિ સુચરિત્રોનું સ્મરણ: અનુકરણ: અમને સદા પ્રાપ્ત થાઓ !

શ્રી જૈનશાસનની અધિષ્ઠાયિકા શ્રી **શ્રુતદેવી** સકલ સિદ્ધિ આપો !

શ્રી **મહાવીર** ભગવંતના શાસનની રક્ષા કરવાવાળા **માતંગ** યક્ષ: અને **સિદ્ધાયિકા** દેવી:ની સ્તુતિ હું વિઘ્નશાંતિ માટે કરું છું.

શ્રી જૈનધર્મની સેવા કરવામાં તત્પર બીજા સમ્યગ્દૃષ્ટિદેવોનું સ્મરણ કરી, શ્રી **સૂત્ર-સિદ્ધાંતમાંથી** ઉદ્ધરી જિનાજ્ઞાનુસાર ત્યાગ કરવાની ઈચ્છાવાળા અને ધર્મના ખપી જીવોને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક સમજાવવા **અભક્ષ્ય-અનંતકાય-વિચાર** નામના ગ્રંથનો પ્રારમ્ભ કરું છું.

ઉત્સર્ગ માર્ગે: શ્રાવકને પ્રાસુક-અચિત્ત નિર્દોષ આહાર લેવાનું કહેલ છે, અને શક્તિ જો ન હોય, તો અપવાદ માર્ગે: શ્રાવક સચિત્ત ત્યાગી હોવા જ જોઇએ. તે પણ ન બની શકે, તો **બાવીશ અભક્ષ્ય:** અને **બત્રીશ અનંતકાય:** વિગેરેના ત્યાગી તો જરૂર હોવા જોઇએ.

* [ શ્રાવકના ધાર્મિક જીવનમાં પણ-અહિંસા: તપ: અને

---

*મૂળ ગ્રંથમાં અથવા નીચેની ટીપ્પણીઓમાં જ્યાં [ ] આવા કૌંસ વચ્ચે લખાણ આવે, તે આ આવૃત્તિમાં અમોએ હાલમાં કરેલો વધારો સમજવાનો છે.

સંયમ: પ્રધાનપણે હોવા જ જોઇએ, એટલે આહારમાં પણ એ ત્રણ તત્ત્વો ખાસ હોવા જ જોઇએ. એ ત્રણ તત્ત્વો જૈન આહાર વિધિ અને ભક્ષ્યાભક્ષ્ય વિચારની કસોટી રૂપ છે. " જૈન ખાન-પાનની વિધિમાં આરોગ્ય: રુચ્યુત્પાદકત્વ: વિગેરે તત્ત્વોને સ્થાન નથી" એમ કોઇએ માનવાનું નથી. પરંતુ ઉપર જણાવેલા ત્રણ તત્ત્વો મુખ્ય હોય છે. વાચક મહાશયો તે હકીકત આ પુસ્તક-માં કંઈક વિસ્તારથી જાણી શકશે. ]

## ઉદ્દેશ ગ્રન્થ:

### બાવીશ અભક્ષ્યો

पंचुंबरि चउ विगई हिम-विस-करगे अ सव्व-मट्टी अ।
राइ-भोयणगं चिय बहु-बीअ-अणंत-संधाणा ॥ १ ॥

घोलवडा वायंगण अमुणिअ-नामाइं पुप्फ-फलाइं।
तुच्छ-फलं चलिअ-रसं वज्जे वज्जाणि बावीसं ॥ २ ॥

પાંચ પ્રકારના ઉંબર ફળ: ચાર મહા વિગઇએ: હિમ: વિષ: કરા: સર્વ પ્રકારની માટી: રાત્રિભોજન: બહુબીજ: અનંતકાય: સંધાન-બોળ અથાણું વિગેરે: ઘોલવડાં: વેંગણ: અજાણ્યા ફુલ અને ફળ: તુચ્છ ફળ: અને ચલિત રસ: એ ૨૨, બાવીશ વર્જવા યોગ્ય અભક્ષ્યોને વર્જવા જોઈએ: ૧-૨

## બાવીસ અભક્ષ્યો

**પાંચ ઉંબર**

૧. વડના ટેટા
૨. પારસ પીંપળા તથા પીંપળાની ટેટીઓ
૩. પ્લક્ષ (પીંપળા) ની ટેટીઓ.
૪. ઉંબરા (ગુલર) ની ટેટીઓ
૫. કચુંબર (કાળા ઉંબરા) ની ટેટીઓ

**ચાર મહાવિગઇઓ**

૬. મધ
૭. મદિરા
૮. માંસ
૯. માખણ

૧૦. હિમ (બરફ)
૧૧. વિષ (ઝેર)
૧૨. કરા
૧૩. સર્વ પ્રકારની માટી
૧૪. રાત્રિ ભોજન
૧૫. બહુ બીજ
૧૬. અનંતકાય
૧૭. બોળઅથાણું
૧૮. ઘોલવડાં
૧૯. વેંગણ
૨૦. અજાણ્યા ફળ-ફૂલ
૨૧. તુચ્છ ફલ
૨૨. ચલિત રસ

ઉપર પ્રમાણે બે મૂળ ગાથાઓ ઉપર આણા ગ્રન્થની રચના કરવામાં આવેલી છે. તેથી ઉદ્દેશ ગ્રન્થ જણાવી તે દરેકનું વિવેચન કરવામાં આવશે.

૧ લા પ્રકરણમાં બાવીશ અભક્ષ્યો ઉપર ટુંકમાં વિવેચન.

૨ જા પ્રકરણમાં-૩૨ અનંતકાય.

૩ જા પ્રકરણમાં-ચલિત રસ.

૪ થા પ્રકરણમાં-ભક્ષ્યાભક્ષ્યનો કાળ.

૫ મા પ્રકરણમાં–અતિહિંસાને કારણે વર્જ્ય પદાર્થો.

૬ ઠ્ઠા પ્રકરણમાં– ઉનાળામાં અને ચોમાસામાં તથા આર્દ્રાથી અને ચોમાસીથી વર્જ્ય પદાર્થો.

૭ મા પ્રકરણમાં–ચાલુ વપરાશમાં આવતી વનસ્પતિઓ અને તે વિષે રાખવો જોઇતો વિવેક.

૮ મા પ્રકરણમાં–વ્રતધારીઓને કેટલીક અગત્યની સૂચનાઓ.

૯ મા પ્રકરણમાં–શ્રાવકના ઘરમાં તથા વર્તનમાં પાળવા જોઇતાં કેટલાક નિયમો.

૧૦ મા પ્રકરણમાં–શ્રાવિકાઓને અગત્યની સૂચનાઓ.

૧૧ મા પ્રકરણમાં–સમુર્છિમ મનુષ્યની દયા પાળવા વિષે.

૧૨ મા પ્રકરણમાં–કુમારપાળ મહારાજાના બાર વ્રતો.

---

## પ્રકરણ ૧ લું

### બાવીશ અભક્ષ્યો ઉપર ટૂંક વિવેચન

### ૫. પંચ-ઉદુમ્બર

૧ વડના ટેટાઓ

૨ પારસ પીંપળા અને પીંપળાની ટેટીઓ

૩ પ્લક્ષ જાતના પીંપળાની ”

૪ ઉંબરો[ગુલર]ની પીપુ [ટેટીઓ]

૫ કચુંબર (કાલુંબર)ના ફળો

એ પાંચેય વૃક્ષના ફળમાં ઘણા સૂક્ષ્મ ત્રસ જીવો ઉડતા જોવામાં આવતા હોય છે, જેની ગણત્રી થઈ શકતી નથી. માટે [તેમ જ, તેમાં જીણા બીજ પણ ઘણા હોય છે] તે સઘળા અભક્ષ્ય છે. તેથી તેનો ત્યાગ કરવો. દુષ્કાળ વિગેરે પ્રસંગે કદાચ અન્ન ન મળે, તો પણ વિવેકી પુરુષો એ ખાય જ નહિ. [[1]બીજના ઘણા વનસ્પતિ જીવોની: અને તેમાં પડેલા બીજા ત્રસ જીવોની: એમ બે પ્રકારના જીવોની વિરાધના થાય. પીંપરની ટેટીઓ પણ આ પ્રકારની સમજવી.]

## ૪. મહાવિગઇઓ.

| | |
|---|---|
| ૬ મધ | ૭ મદિરા |
| ૮ માંસ | ૯ માખણ |

એ ચારેય વસ્તુઓના રંગના જેવા રંગના અસંખ્ય જીવો તેમાં નિરંતર ઉપજે છે, માટે અભક્ષ્ય છે. તથા તે ચાર મહાવિગઇઓ અતિ વિકાર કરનારી છે. [એટલે માનસિક અને શારીરિક દોષો પણ ઉત્પન્ન કરનારી છે.] તેનું વિશેષ વર્ણન યોગશાસ્ત્રઃ જૈનતત્ત્વાદર્શઃ વગેરે ઘણા ગ્રન્થોમાં બતાવ્યું છે, જેથી અત્રે સંક્ષેપમાં જ કહીએ છીએઃ—

### ૬ મધ

વાઘરી લોકો વિગેરે મધના પુડા લાવે છે, ત્યારે પ્રથમ તેઓ તે જગ્યાએ ધુમાડો કરી મધમાખીઓને અત્યંત ત્રાસ ઉપજાવી તેના રહેઠાણરૂપ એ પુડામાંથી બહાર કાઢે છે. તેમાં ઉડ-

---

૧ ફળમાં જેટલાં બીજ તેટલા વનસ્પતિકાયના જીવો જાણવા.
૨ બધાની માત્ર અલ્પ સ્વાદ ખાતર હિંસા કરવી યુક્ત ગણાય ?

વાને અશક્ત તેનાં નાનાં અનેક બચ્ચાંઓ હોવાથી, તે સર્વ પોતાના પ્રિય પ્રાણોથી મુક્ત થાય છે. એક માણસે ઘણા વર્ષો સુધી અત્યંત પરિશ્રમથી સંગ્રહેલું ધન એક જ રાત્રિમાં ચોરો આવીને ચોરી જાય છે, ત્યારે તેને, તથા તેના કુટુંબીઓને કેટલું દુઃખ થાય છે? તે જ પ્રમાણે આ અનેક જીવોએ ઘણા વખતના કરેલા પરિશ્રમથી પોતાના નિર્વાહ માટે તૈયાર કરેલું મધ [ મધપોડું-વિશ્રામ સ્થળ-ગૃહ ] વાઘરી વગેરે અનાર્ય સ્વભાવના લોકો અત્યંત કષ્ટ આપીને લૂંટી જાય, ત્યારે તેઓને કેટલું દુઃખ થતું હશે? અને તેવા હિંસક લોકોને આપણે ઉત્તેજન આપીએ, તે કેટલું બધું ત્રાસજનક?

વળી **મધ**માં નિરંતર અસંખ્ય જીવો ઉપજે છે, તેથી તેનો અવશ્ય ત્યાગ કરવો યુક્ત છે.

[1]રસ લોલુપતાથી કોઈ માણસો **મધ** ખાય, એ વાત તો દૂર રહી, પણ **ઔષધ** માટે **મધ** ખાય, તો પણ તે નરકનું કારણ છે. જેમ જીવવા માટે કોઈ ભૂલથી **કાલકૂટ** વિષની કણી માત્ર ખાઈ જાય, તો જરૂર તે મરી જ જાય. તેમ **મધ** ખાવાથી નરક ગતિ પ્રાપ્ત થાય જ. તેથી **અન્યોના પુરાણ** વગેરે **શાસ્ત્રોમાં** પણ સર્વથા તેનો ત્યાગ કરવાનું કહ્યું છે. આત્માર્થી શૂરા જીવો બીજા જીવોને સ્વ સમાન ગણી,

---

૧ **કુંતા, ભમરી** અને **માખી**: એમ ત્રણેયે બનાવેલું ત્રણ પ્રકારનું મધ શ્રીભાષ્યકારે વર્ણવ્યું છે. દરેક મધ તે તે જીવ-જંતુની લાળ છે. બરાબર નિરીક્ષણ કરીએ, તો વિષ્ટાદિ દુર્ગંચ્છનીય વસ્તુમાંથી પણ તે ચૂસવામાં આવે છે. તેથી તે એકઠું કરેલું એઠું છે, તે ભલે મીઠું લાગે, છતાં પણ પાપ બીરુઓએ ચાખવા જેવું પણ

આવી અભક્ષ્ય ચીજોનો સર્વથા ત્યાગ કરે છે, અને મહારોગ આવે, કે પ્રાણાન્ત કષ્ટે આવે, તો પણ તેનો સ્પર્શ પણ કરતા નથી. તેઓને સહસ્ર વાર ધન્ય છે! માટે હે બંધુઓ! પ્રમાદ ત્યજી આ ચીજ પરિહરવા શૂરવીર થાઓ.

[ હાલમાં ખોરાક તરીકે મોટા પ્રમાણમાં મધનો ઉપયોગ કરાવવા રાજ્યો તરફથી મોટા ખર્ચે મધપુડા ઉચ્છેરવામાં આવે છે. પરંતુ મધનો યે અતિયોગ ઉલટું આરોગ્યને બગાડશે, એમ અમારો મક્કમ મત છે. આરોગ્યના નિયમોનો વિચાર કરતાં કોઇપણ એકજ રસપ્રધાન ચીજ સર્વને: સર્વદા: સર્વથા: માફક આવે જ નહીં. તેથી એવા પ્રયાસો હિંસક, પ્રજાના ધન અને ભાવિ આરોગ્યને હાનિકારક જ અમોને જણાય છે. વખત વખતના રંગ પ્રમાણે અનેક પ્રવૃત્તિઓનો જનસમાજમાં પવન ફુંકાય એટલે તે પ્રમાણે ધૂન ચાલ્યા કરે છે. તેટલા ઉપરથી તે બધી ગ્રાહ્ય જ છે, એમ સમજવું નહીં. પરંતુ વિવેકથી: અનુભવથી: વિચારીને આપણે ગ્રાહ્યનું જ ગ્રહણ કરવું. અને અગ્રાહ્યનો ત્યાગ કરવો જોઇએ. માટે મધ ઉચ્છેર પ્રવૃત્તિમાં સાથ આપવો વ્યાજબી નથી. ]

૭ મદિરા—

તેનો સર્વથા ત્યાગ કરનારે વિલાયતી દવા વિગેરેનો પણ ત્યાગ કરવો જોઇએ. કેફી દ્રવ્યો મિશ્રિત દવાઓ તત્કાળ લાભ કરે છે, પણ તેની તાકાત ઓસરતાં વધુ નબળાઈ આવે છે. એટલે દવાઓમાં પણ તેનો ઉપયોગ વાસ્તવિક તો નથીજ. કારણ કે-તેમાં પ્રાયઃ ટિન્કચર-સ્પીરીટો[૧] (દારૂ) આવે છે. વળી કેટલીક

૧-દ્રાક્ષાસવ, ૨ કુમાર્યાસવ, ૩ લોહાસવ, એ દેશી દવાઓ પણ એવીજ છે. કેમકે-દ્રાક્ષ અને મહુડાને સડાવે છે, તેવા સડનું

પાઉડર ( ભૂકો—ચૂર્ણ ) વાળી દવાઓમાં પણ અભક્ષ્ય વસ્તુના મિશ્રણ થાય છે, જેથી [૨]વિલાયતી દવાનો ત્યાગ કરવો જ ઉત્તમ છે.

---

નામ આસવ છે. [ જમીનમાં અમુક વખત પડી રહે છે. ત્યારે તેમાં દારૂનાતત્ત્વો અને જંતુઓ ઉત્પન્ન થઇ જાય છે.] **શરબતમાં** પણ અભક્ષ્યના કારણોનો સંભવ છે.

૨ અનેક જાતના **વાઇન** ( દારૂ ) પીનારા દરેક વ્યસનીના બુરા હાલ જગ જાહેર છે; કોઈ જાતનો કેફ હિતકારી છે જ નહીં. **ગાંજો, લીલાગર-ભાંગ** પણ તજવાં જોઇએ. દારૂ—એટલે અનેક વસ્તુનો સડો કરતાં તેમાં અનેક ત્રસ જીવો ઉપજે, તે સુદ્ધાંનો યંત્રથી રસ કાઢી લેવો, તે. કેટલાએક ભોળા લોકો **કોલનવૉટર** વાપરે છે, પણ તે અચિત્ત નથી. અને તેના ઉપર દારૂ તરીકેની મોટી જગાત લેવાય છે. તેમાં પણ એક પ્રકારનો સ્પીરીટજ હોય છે.

**૨—વિલાયતી દવાઓમાં અભક્ષ્ય પદાર્થ હોય છે, તેની વિગત.—**

૧ **કૉડલીવર પીલ્સ**—દરિયાઈ માછલીના કલેજાના તેલની ગોળી.

૨ **સ્કૅાટઇમલશન બૉવરીલ**—બળદ અને પાડાના અમુક ભાગનું માંસ.

૩ **વિરોલ**—ગાયના મગજનો માંસ રસ.

૪ **બીફાઇરન વાઇન**—ઘેટાના માંસ યુક્ત વાઇન.

૫ **કારતિક લીકવીડ**—માંસ મિશ્રિત.

૬ **સરોવાની ટોનિક**—સ્પીરીટ [ મદિરા ] યુક્ત.

૭ **એક્ષટ્રેટ મોલ્ટ**—મધ અને માંસ મિશ્રિત.

૮ **એક્ષટ્રેટ ચિકન**—કુકડીના બચ્ચાનો રસ.

૯ **વેસેન ઈન**—ડુક્કરની ચરબી.

૧૦ **પેપસીન્ટ પાઉડર**—કુતરા અને ડુક્કરની બે ગોળી [ અંડ ]નો ભૂકો.

[૧૧ પેન્સલ તથા ઘણાં ઇંજેકશનો પણ આવા હિંસામય અને અભક્ષ્ય પદાર્થોમાંથી બનાવેલાં હોય છે. ]

દેશી અને વિલાયતી અનેક જાતના દારૂઓ થાય છે. તે દરેક સર્વથા ત્યાગ કરવા જેવા જ છે તાડી વિગેરે પણ ત્યાગ કરવા લાયક જ છે એકદર કોઇ પણ કેફી પીણાંઓ હિંસા દૃષ્ટિથી, આરોગ્ય દૃષ્ટિથી, નૈતિક દૃષ્ટિથી, આર્થિક દૃષ્ટિથી ધાર્મિક દૃષ્ટિથી અને સભ્ય-લાયક જીવનની અને સયમી જીવનની દૃષ્ટિથી,પણ ત્યાજ્ય જ છે [વિલાયતી કે દેશી દારુ ગમે તે જાતનો દારુ નુકશાન કરે છે માટે સાત વ્યસનમાં તેને ગણાવીને આપણા શાસ્ત્રકારોએ તેનો ત્યાગ કરવાના ઉપદેશ ઉપર સખ્ત ભાર મૂક્યો છે એટલે તે રીતે પ્રભુની આજ્ઞા પ્રમાણે આપણે સર્વ લોકના હિતને માટે ઉપદેશ આપી શકીએ છીએ દેશી દારુની બનાવટના સાધનો બધ થાય, અને વિલાયતી દારુ જ શરૂ થાય, માટે દારૂબંધીની હાલની આખી હીલચાલ એક વ્યવસ્થિત ચળવળતરીકે મોટા પાયા ઉપર ચાલતી હતી સારૂ થયુ કે-તેમા આપણા મુનિમહારાજાઓએ ગમે તેવી ટીકાઓ થવા છતા ભાગ ન લીધો નહીંતર વિલાયતી દારુના પ્રચારમા તો આજે આપણી સમ્મતિ ગણાઈ જ જાત દેશનેતાઓને દેશી દારુ બંધ કરાવવા પૂરતુ જ એ કામ કરવા દેવામા આવ્યુ હતુ દારુ અટકાવનાર દેશનેતાઓએ તાજી તાડી પીએ ને દારૂને બદલે તેની જરૂરીઆતનો દાખલો બેસાર્યો હતો કેટલુ આશ્ચર્ય! હવે કયા ગઇ દેશનાયકોની લાગણી? કેમ કોઇ પીકેટીંગ કરતું નથી? પણ એ બધુ બનાવટી હતું આપણે તો સ્વાભાવિક રીતે જ દારૂ છોડવાનો ઉપદેશ સમાન ભાવે સર્વ આપી શકીશુ જ ]

૮ માંસ—

[3]અનેક જીવો મારીને તૈયાર થાય છે તે મુખ્ય

---

૩ જ્યારે આયુર્વેદના કર્તાઓએ અનાર્યોનીયે ખાતર અભક્ષ્ય ઔષધો ચરબી તેલ વગેરે બતાવેલા છે, ત્યારે યુનાની હકીમો

ત્રણ ભેદે છે-જળચરમાં મચ્છી વગેરેનું; સ્થળચરમાં પાડા, બકરા, હરણ, ગાય, ઘેટાં, સસલાં વગેરેનું; અને ખેચરોમાં ચકલાં, કુકડા, પારેવાં વિગેરેનું અનેક પચેંદ્રિય પ્રાણીઓના શીકાર તરીકે કે ધધા ખાતર મારીને જ માંસ તૈયાર થાય છે નિરપરાધિ છતાં તે બિચારાએને મારવામાં આવે છે તે સઘળાં પ્રાણી પોતપોતાના માતાના રુધિર-અને પિતાના વીર્યથી જન્મ્યા હોય છે. માટે એ મહા દુગચ્છનીય ગણાય ક્ષત્રિઓ વિગેરે માસાહારી કેટલાક હિંદુઓએ, તેમજ મુસલમાનોએ કે સર્વેએ માંસ તજવા યોગ્ય છે આવો મલીન પદાર્થ સભ્ય માનવને ખાવા લાયક ગણાય જ કેમ? જગલી માણસો માણસોનું માસ ખાય, તેથી કાંઇક સુધરેલા તે શિવાયનું ખાય. તેટલા ઉપરથી જ સભ્ય માનવોને લાયકનો એ ખોરાક જ નથી

પુરાણમાં અને કુરાનમાં પણ માંસ અભક્ષ્ય તરીકે ફરમાવેલું છે, છતાં બળ, પુષ્ટિ અને જીભના લોલુપી તેવું અખાદ્ય ખાય છે જો કે બીજાના પ્રાણ લેવા છતાયે પોતે મરણના ભયથી બચતા તો નથી, એ નિર્વિવાદ છે પછી બળ

---

ઔષધોમાં માંસ' ઈંડા અને મચ્છી વગેરે અભક્ષ્ય પદાર્થોનો ઉપયોગ સહેજે સૂચવે છે માટે દરેક દવા લેતા આર્યધર્મ જાળવનાર ચવુ જોઈએ. [ આયુર્વેદ વનસ્પતિ પ્રાય ઔષધીઓનો મુખ્ય ઉપદેશ આપે છે યુનાની વૈદ્યો પ્રાણી જન્ય ઔષધો વાપરે છે વિલાયતી દવાઓમાં-પ્રાણીજન્ય ઔષધો, પ્રાણીજન્ય અને ખનિજ તથા વનસ્પતિ વિષોઃ અને કેફી તત્વો સ્પીરીટોઃ વિગેરે મુખ્યતાએ અને મોટા પ્રમાણમા વપરાય છે. તે દવાઓ તુરત ફાયદો કરતી જણાય છે. પરતુ "નવા રોગો ઉત્પન્ન કરે છે અને પરિણામે આરોગ્યને નુકશાન કરે છે, અને આયુષ્યનો હ્રાસ કરે છે" એમ અનુભવીઓનો મક્કમ મત છે ]

અને શરીરની પુષ્ટિનો અર્થ શો રહે છે? જેમ-આપણને મરવું ગમતું નથી, 'બાળબ'ચાંનો કે માવતરનો વિજોગ પોસાતો નથી, તેમ દરેક જીવ મરણ કે વિજોગ ઇચ્છતા નથી. માટે જેવું વર્તન આપણે બીજા તરફથી આપણી તરફ ઈચ્છીએ છીએ, તેવું જ વર્તન આપણે બીજા દરેક પ્રાણી તરફ રાખવું જોઇએ. આ ન્યાયસરની દલીલ દરેકે હમ્મેશાં ખાસ પોતાની સામે રાખવી જોઇએ તેમાં જ આપણું ને સર્વનું ભલું છે.

હિંદુસ્થાનમાં પવિત્રતા અને આર્યપણું છે, તે માંસાહારના ત્યાગથી અને ફક્ત વનસ્પતિ તથા દુધ વિગેરે સાત્વિક અને નિર્દોષ ખોરાકથી જ જળવાયેલ છે, પરંતુ સીધી કે આડકતરી રીતે માંસ, લોહી કે ચરબીજન્ય પાપમય ચીજો ખાવાપીવાથી જળવાતું નથી. માંસાહારથી તંદુરસ્તી પણ બગડે છે. મનુષ્યનું યે માંસ ખાનારા રાક્ષસ જેવા જંગલી માણસોની વાત સાંભળતા હરકોઈ માંસાહારીના મનમાં તેના પાપાચારની ઘૃણા ઉત્પન્ન થાય છે. તો પછી માંસાહારમાં ધર્મ તો હોય જ શાનો? [ છતાં, યાંત્રિક-વાહનો અને ખેતીના સાધનો વધતાં મોટા ભાગના છુટાં પડતાં પશુઓ કતલખાને જવાના જ. તેને માટે યાંત્રિક કતલખાનાઓ વધતા જાય છે. તે વધવામાં દેશી કતલ ખાનાઓની વધુ ક્રુરતાના વર્ણનો, દુધાળાને બચાવવાની હીલચાલો, જીવ દયાદિન વિગેરે પ્રવૃત્તિઓ સાધનો તરીકે થાય છે.]

કોઈક [બૌદ્ધ] ધર્મવાળાએ તો "કુકડા, હરણ અને માછલા વગેરેના માંસ ભક્ષણથી અનેક પ્રાણીઓ મારવાનું પાપ થાય, તેથી બચવા માટે એક હાથીને મારવાથી તેનું માંસ ઘણી મુદત સુધી પહોંચે, જેથી એક જ જીવની-થોડી હિંસા થાય."

એવી ખોટી દલીલ ચલાવી છે. જેથી જીવદયા પાળવાની શોભા લઈ શકાય, અને **માંસ** પણ ખાઈ શકાય! શું આ ન્યાયસરની દલીલ છે? [મોટા પ્રાણીને મારવામાં ઘણી મહેનત પડે છે, એટલે તેને મારવા માટે ઘણી યુક્તિઓ–પ્રયુક્તિઓ કરવી પડે છે, તેથી વધારે તીવ્ર હિંસાના વિચારથી મન ડહોળાયેલું રહે છે. તેમ જ ક્રૂરતા પણ આકરી મનમાં કેળવાય છે. સારાંશ કે–કોઈપણ પ્રાણીને મારવામાં **હિંસા** જ છે, અને મોટાઇવાળાને મારવામાં મોટી હિંસા છે.] જે લોકો પોતાના દેવોના વાહન તરીકે કે–દેવોની આકૃતિ તરીકે અમુક પ્રાણીઓ માને છે, તેઓને ગણપતિની આકૃતિ જેવો હાથી અને ઈંદ્ર કે મહાદેવના વાહન તુલ્ય હાથી–સિંહ કે વાઘને મારવાનું યોગ્ય કેમ ગણાય? ખરેખર, આવો જીવહિંસાનો વિચાર પણ અધોગતિમાં જવાનું સૂચન કરે છે.

ખાટકી પોતાનો માંસ વેચવાનો ધંધો છતાં બકરાં, ઘેટાં, કે પાડાનું ગળું જાતે કાપતાજ નથી. પણ એકાદ પૈસો આપી ગળકટ્ટા વિગેરે વધુ નીચને હાથે છુરી મુકાવે છે, કેમ કે–તેમ કરવામાં તે પણ પાપ તો માનેજ છે [એટલે માંસ ખાવામાં પાપ છે. એ વાતમાં દરેક લોકો સમ્મતજ છેજ.]

ઉપરાંત **માંસની** અંદર પળે પળે અનેક ત્રસ જીવ ઉપજે છે. માંસને અગ્નિ ઉપર પકાવતાં અને પકાવ્યા પછી પણ તેઓ ઉપન્યા કરે છે. તેની ખાત્રી એ છે કે–પડયા રહેલા ગડદાગાં મોટા મોટા કીડા પડી જાય છે. પરંતુ તે કીડાઓ વખત જતાં મોટા થયા હોય છે. પ્રથમ તો બારીક હોય છે. શરીરમાંથી છુટું પડેલું **માંસ** એ શરીરનો સરેલ ભાગ છે. એટલે શરીરમાંથી છુટું પડતાં જ તે સડવા માંડે છે. અને તુરત જ

તેના જ રંગના બારીક જંતુઓ ઉત્પન્ન થઈ જાય છે. એટલે તે રીતે પણ "**માંસ** ખાવામાં અસંખ્ય જીવોની હિંસા થાય છે." એમ પરોપકારી પુરુષોએ કહ્યું છે. માટે દરેક પ્રાણીને પોતાના સમાન ગણવા, અને તેઓની હિંસાથી બચવા માંસ વિગેરે પ્રાણીજન્ય–**ખાન–પાન** તથા **ઔષધ** વિગેરેનો કોઈપણ પ્રકારે ઉપયોગ ન જ કરવો જોઇએ.

એ જ હિસાબે શ્રી જૈનશાસનમાં **પંદર કર્માદાન** તજવાનું દરેક ધર્મિ પુરુષોને હંમેશને માટે ખાસ ફરમાવ્યું છે. કેટલાક દગાખોર લોકો **ઘીમાં ચરબીનો** ભેગ કરે છે, વિલાયતી **બિસ્કુટ** પ્રમુખમાં અભક્ષ્ય પદાર્થના મિશ્રણનો સંભવ હોય છે. આજે કેટલાક તેવી ચીજો ખાય છે, એ ખરેખર ખેદજનક છે. તેથી **બિસ્કુટ**, [ કોઈ બિસ્કુટમાં કે ચોકલેટોમાં ઈંડાનો રસ સ્વાભાવિક જ હોવાનું સંભળાય છે. ગાયના માંસની પણ ચોકલેટો આવે છે. આપણે, પતાસા વિગેરેને બદલે પીપરમેંટની ગોળીઓ છોકરાઓને પાઠશાળાઓમાં વ્હેંચીએ છીએ. તે મોટામાં મોટી ભૂલ થાય છે. કેમકે ભવિષ્યમાં આપણા અમુક પેઢીના સંતાનોને માંસાહારી બનાવવાની એ પ્રાથમિક યોજના છે. પીપરમેંટની ગોળીઓમાંથી નાની ચોકલેટો અને તેમાંથી મોટી ચોકલેટો અને તેમાંથી વધુ મોટી ચોકલેટો અને તેમાંથી તેથી વધુ મોટી અને કિંમતી તથા વીટામીનવાળી જે લગભગ માંસમાંથી બનાવેલી હોય છે. તે તરફ ધીમે ધીમે દોરવી શકાય છે. ] વગેરે આભડછેટવાળી ચીજોનો સ્પર્શ પણ ન કરવો જોઇએ.

કેટલીક વિલાયતી દવાઓ જેમકે **કૉડલીવરઓઇલ**[1]

---

[1] કૉડલીવરઓઇલની ગરજ ઓપરેલથી સરે છે. જૂઓ ડૉ૦ ત્રિભોવનદાસ. કૃત વૈદ્યક ગ્રંથ. [ ટોપરામાં ક્ષય મટાડવાનો

(કોડ માછલીનું તેલ) કૉટ ઇમલશન ઓવરીલ અને ²મુંબઇ પ્રમુખ **ચરબી** વિગેરેના ભેગથી બનાવે છે. તેનો અવશ્યક ત્યાગ કરવો જોઈએ.

તંદુરસ્ત થવા માટે કેટલાક **ભક્ષ્યાભક્ષ્યનો** વિચાર કર્યા વગર આવી ચીજો વાપરે છે. પણ હે ભવ્યો ! તેના

---

ગુણ છે. હિંદુઓમાં દરેક પ્રસગે શ્રીફળનો રીવાજ છે. તેમાં આવા યોગ્ય હેતુઓ પણ સંભવિત છે. દરદીની હોજરીની શક્તિના પ્રમાણમાં ટોપરાનો રસ, કે ટોપરાં આપવાથી લોહી વધે છે, એમ જ્ઞાની પુરુષો અને અનુભવી વૈદ્ય પાસે સાંભળેલું છે. સ્ત્રીઓને ધાવણ વધારવા ખાસ ટોપરાં ખવરાવાય છે. તથા ગાયનું ચોકખું દૂધ વિાધસર પીવામાં આવે તો તે પણ ક્ષય મટાડે છે. કેમકે-મનુષ્યના શરીરના કણો અને ગાયનાં કણો સમાન છે. ભેંસ કરતાં ગાય ચપળ પ્રાણી છે, તેથી દરેક ધાતુઓ પણ ચપળ બને છે. અને દૂધ સીધું લોહીમાં ભળે છે. ક્ષયના તાપની ગરમી હારે છે કોડલીવરથી મટેલા ક્ષય કરતાં ગાયના દૂધથી વધારે સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય તેવી રીતે કાયમી ક્ષય મટે છે. આજકાલ-**પંચગની** જેવા સેનેટરીયમમાં ઘણા આર્યો ઔષધ કરાવવા જાય છે. ત્યાં દરદીઓને એવી જ અભક્ષ્ય દવાઓ અને ખોરાકો ડૉકટરો ખાસ કરીને આપે છે. **નરોડા** પાસેના આપણા ક્ષયના જૈન સૅનેટેરીયમમાં આવા ઉપચારો ન થાય, તેની કાળજી સંપૂર્ણ લેવાવી જોઈએ. ડૉકટરોનો આધાર આવી દવાઓ અને ખાનપાન થઈ ગયેલ છે.]

૨ મુંબઇ નામની દવા જે માણસ તથા જનાવરના કલેજામાંથી બનાવે છે, તે તો પ્રગટપણે અભક્ષ્ય છે, તેના બદલે **શીલાજીત** વાપરવાથી તે દવાનું કામ કરશે.

૩ નબળાઈના દરદ માટે જો તેલનો ખપ હોય તો **બદામનું** તેલ સર્વ દવાથી ચઢીયાતું કામ આપે છે.

કિંપાકના ફળ જેવાં ફળ બહુ માઠી ગતિમાં જઈ ભોગવવાં પડશે, તે વિચારો ! અનાદિ કાળથી સ્થૂલ શરીર [પુદ્ગલ] ની સંભાળમાં જ આ જીવ ચારેય ગતિમાં ભમ્યો, પરંતુ પવિત્ર મન વગર આત્માનું કલ્યાણ થવાનું નથી. તેથી-જન્મ: જરા: મરણ: આધિ: વ્યાધિ: અને ઉપાધિ: નાં દુ:ખનું નિવારણ કરવા આવી અભક્ષ્ય ચીજોનો ત્યાગ કરો ! ધન્ય છે-વંકચુલ રાજકુમારને, જેણે પ્રાણાન્તે પણ **માંસનું** ભક્ષણ ન કર્યું, અને દેવ ગતિ સાધી. આપણે તેવા મહાત્મા પુરુષોનું અનુકરણ કરતાં ક્યારે શીખીશું ? અને શિવસંપદા ક્યારે પામીશું ?

૮ **માખણ—**

જેમ **દુધ** વખત જતાં બગડી જઈ ખાવા લાયક રહેતું નથી. તે પ્રમાણે **દહીં** પણ જેમ મેળવ્યા પછી બે રાત્રિ પછી જંતુ પડી જવાથી અભક્ષ્ય થાય છે. **ઉંટડીના દુધમાં** અન્તર્મુહૂર્તમાં જંતુઓ ઉપજે છે, અને અભક્ષ્ય થાય છે. તે જ પ્રમાણે માખણ સર્વજ્ઞ ભગવંતોએ અભક્ષ્ય કહ્યું છે. **છાશમાં માખણ** સ્વાભાવિક રીતે જ આવી જવા સંભવ છે. તેથી વિરતિવંતે ગાળીને વાપરવી જોઇએ. અથવા અજાણતા આવી ન જાય, તેની જયણા રાખવી. **માખણ છાશમાંથી** બહાર કઢાય કે તરત જ [1]અંતર્મુહૂર્ત્તમાં તદ્વર્ણા સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થાય છે. **માખણ** તથા **દ્વિદલ** પ્રમુખમાં જે જીવ ઉત્પન્ન થાય છે, તે **હેતુગમ્ય** નથી, પણ—**આગમગમ્ય** છે. માટે-**જિને-**

---

૧ અહીં જઘન્ય અંતર્મુહૂર્ત સમજવું. તેનો કાળ **નવસમય-સમ**યપૃથકૃત્વ છે. એક સેકન્ડમાં અસંખ્યાતા સમય થાય છે, માટે **છાશથી** જૂદું પડયું કે તરત જ અભક્ષ્ય સમજવું.

**શ્રીભગવંતોએ** જે પ્રરૂપ્યું છે, તે સત્ય માનવું જોઈએ. [**આગમગમ્ય** પદાર્થોના પણ કેટલાક પદાર્થો **પ્રયોગગમ્ય** અને **હેતુગમ્ય** કરી શકાય છે. પરંતુ તેવા સાધનો ગોઠવવામાં મોટો ખર્ચ થાય છે. અથવા સૂક્ષ્મ હેતુવાદ સમજવામાં ઘણા જ ઉંડા **અભ્યાસ** અને **સૂક્ષ્મબુદ્ધિ**ની જરૂર પડે છે. તેવા સાધનો ન હોય, અથવા તેવું સમજવાની શક્તિ ન હોય, તેટલા ઉપરથી **સર્વજ્ઞભગવંતોએ** કહેલી હકીકતો સાચી ન માનવાને કારણ રહેતું નથી. પરંતુ **સર્વજ્ઞ ભગવંતોએ** કહેલી દરેક વાતો સત્ય જ માનવી. ]

### ઉપસંહાર.

ઉપર જણાવેલી **ચાર મહા વિગઇઓ** [ **મધ-મદિરા-માંસ-માખણ** ] નો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. પ્રભુની આજ્ઞા પાળવી તે ધર્મ છે, અને તેમાં દયા: સંયમ: તથા નિર્મળ જીવન: નો લાભ સમાયેલો છે. એ ચાર વિગઇ ખાનારાજ જીવે છે, ને ન ખાનારા મરી જાય છે. એમ છે જ નહીં. તો શા માટે પાપમાં પડવું ?

### ૧૦. બરફ—

**બરફ: હીમ: અને કરા:** એ ત્રણે ય ચીજોમાં સરખો દોષ છે. **અપ્‌કાય** [ દરેક સચિત્ત પાણી ] નું એક બિંદુ અસંખ્ય જીવમય હોય છે, તે એક જીવનું શરીર સરસવ જેવડું કલ્પીએ, તો પાણીના એક બિંદુના જીવો લાખ જોજનના જંબૂદ્વીપમાં ન સમાય, એટલા સૂક્ષ્મ શરીરવાળા હોય છે. [ પાણીને ગાળીને બરફ કોણ બનાવે ? અને ગાળે તો પણ ઘણા નાના જીવો ગળણામાંથી પણ નીકળીને રહી ગયા હોય, તે

સિંધ પદાર્થ વિજ્ઞાન નામનું પુસ્તક અલ્હાબાદ
ગવર્નમેંટ પ્રેસમાં છપાયલું છે જેમાં કેપ્ટન
સ્કોર્સબીએ સૂક્ષ્મદર્શક યંત્રથી એક પાણીના
ટીપામાં ૩૬૪ ૫૦. જીવો હાલતાચાલતા જોયા
તેનુંઆ ચિત્ર છે.

બધા ઠંડીના ઉપદ્રવથી સંકોચાઈને મરી જાય, તથા કોઈ બાકી રહ્યા હોય, તો ઉપયોગ કરતી વખતે તેનો મરો થાય. એમ અનેક રીતે તેમાં પાપ પ્રત્યક્ષ રીતે સમજાય છે. માટે બરફ વિગેરે અભક્ષ્યમાં ગણાવેલ છે, તે વ્યાજબી જ છે.

એટલે પાણી પોતે અસંખ્ય જીવમય હોય છે, તે ઉપરાંત પાણીના એક બિંદુમાં કેટલા બીજા ત્રસ જીવો હોય છે, તે આ સામેના ચિત્રમાં જુઓ ] તથાપિ પાણી વિના નિર્વાહ ન થાય, માટે જરૂર પૂરતું અને પ્રાસુક વાપરવું પડે છે.

દાહ થતો મટાડવાને **ચંદન** [ સુખડ ] કે **બરાસનું** અથવા **ખડસલીયા પિત્તપાપડાનું** વિલેપન કરાય છે. **સાકરનું** પાણી, **બદામ** અથવા **સુખડ સહિત** પિવાથી તૃષા છીપે છે, કેળાં પણ ઠંડી કરનાર છે.

**મલયાગરુ, સુરોખાર, લીંબડો, ગળોનું સત્વ, કરીયાતું** અને **બુચકણ** વગેરે અણાહારિ ચીજો રાત્રે પચ્ચક્ખાણ છતાં વપરાય છે

**હિમ** [**બરફ**] કુદરતી હોય છે, તથા સંચાઓ પ્રમુખ સાધનોથી બનાવાય છે તે બન્ને ય જાતનો અભક્ષ્ય છે. કારણ કે-તેમાં પાણીના અસંખ્ય જીવો છે. બહુ આરંભનો તીર્થંકર પરમાત્માએ નિષેધ કર્યો છે. **આઈસક્રીમ, આઈસવૉટર,** (બરફનું પાણી), **આઇસ સોડા, કુલફી,** પ્રમુખ બરફની ચીજોનો પણ ત્યાગ કરવો. [આઈસક્રીમ બનાવવામાં બરફ તથા કાચા પાણી અને મીઠાનો આરંભ થાય છે. એટલે એકેંદ્રિય અને ત્રસ જીવોની વિરાધના થાય છે.] ૧ સંચાઓની અંદર રહેલો દૂધ પ્રમુખનો રસ-તે સાફ કરવામાં ન આવે-તો

બેઇંદ્રિય વગેરે જીવોની ઉત્પત્તિ થવાનો પણ સંભવ રહે છે. પણ તે જીવો બહુ સૂક્ષ્મ હોવાથી દૃષ્ટિએ પડી શકે નહિ અને નવું દૂધ વિગેરે પડતાં તરત જ તે બિચારા વિનાશ પામે. આ રીતે ત્રસની હિંસાનોયે સંભવ છે. આવી વિરાધનાનો વિચાર–જિહ્વાઇંદ્રિયમાં લુબ્ધ થવાથી આપણામાંના કેટલાક અહિંસામય ધર્મના આગેવાન જેવા જૈનબંધુઓ પણ ન કરતાં અનેક જીવોના પ્રાણ લેવાના કારણિક થઈ પડે છે. જ્યારે આગળ તેમના પૂજ્ય વડિલો સચિત્ત ત્યાગી તથા ગંઠસી–વેઢસી પ્રમુખ સખ્ત નિયમો પાળવામાં દૃઢપણે વર્તતા હતા. ત્યારે આજે અનેક બંધુઓ રસ્તામાં ચાલતાં, હોટલો–વિશ્રાંતિગૃહ [ વિશ્રાંતિ નહિ પણ ખરેખર વિનાશકારીગૃહ ] વગેરેમાં ભક્ષ્યાભક્ષ્ય અને સ્પર્શાસ્પર્શનાં મલીન દોષનો વિચાર ન કરતાં તેમજ પરભવનો પણ [ આ ભવમાં ગુરુ, વડિલ, કે જ્ઞાતિનો ભય ન હોય તો, ] ભય નહિ રાખતાં સ્વચ્છંદપણે નિર્ધ્વંસ પરિણામે આવી તુચ્છ વસ્તુઓથી સ્વ મનકામનાઓ તૃપ્ત કરી સ્વઆત્માઓને મલિન–ભ્રષ્ટ કરે છે ! અફસોસ ! આ કેવું ખેદજનક ? બંધુઓ ! પરના જીવોને થતી વેદનાનો સહજમાત્ર વિચાર આપના વિચારશીલ મગજ ઉપર લાવી, આવી તુચ્છ–અસાર વસ્તુઓનો સદંતર ત્યાગ કરો ! ! બગડતું વાતાવરણ સુધારો ! [ તાવમાં બરફનો વપરાશ ઘણો થાય છે. કેટલાક ચિકીત્સકોનો એવો અભિપ્રાય જાણવામાં આવેલો છે કે–" જો તાવ મારી નાંખે તેવો ઝેરીજ હોય, તો ગમે તેટલા મણ બરફ મૂકવામાં આવે, તો પણ દરદી બચી શકતો નથી. અને જો મારી નાંખે તેવો ઝેરી ન હોય, તો અમુક વખત ગયા બાદ તાવનો ગમે તેટલો આકરો વેગ નરમ પડતાં માથાનો ભાર ઓછો થઇ જાય છે. એટલું ખરું કે બરફ

મૂકતી વખતે દરદીને આરામ રહે છે. પરંતુ આકરો તાવ હોય, તો બરફ ખસેડીએ કે તુરત તેને ફરી તાવની અસર થવા માંડે છે. એટલે બરફ મૂકવાનો રીવાજ પ્રસરતો જાય છે. પરંતુ બરફ મૂકવાથી નુકશાન પણ એ થાય છે કે-જ્યાં બરફ મૂકાય, ત્યાં લોહી ઘાટું થાય છે. જેમ બરફથી દુધ વિગેરે ચીજો થીજી આઈસ્ક્રીમ બને છે, તે પ્રમાણે લોહી પણ થીજે છે. અને તે થીજેલું લોહી હૃદયમાંથી પસાર થાય, ત્યારે તેને નબળું પાડે છે. અને હૃદય નબળું પડે, એ પણ બીજા રોગોને નોતરવા રૂપ થાય છે. " એવો અભિપ્રાય છે. ]

૧૧. વિષ—[ વિષ ચાર જાતના હોઇ શકે છે. ખનીજ: પ્રાણીજ: વનસ્પતિજ: અને મિશ્રણજ. સોમલ: હડતાલ વિગેરે ખનીજ છે. વીંછી: સર્પ: વિગેરેનું પ્રાણીજ છે. વચ્છનાગ: અફીણ: ધત્તુરો: આકડો: વિગેરે વનસ્પતિજ: છે. અને મધ અને ઘી સમભાગે હોય, તથા એવી ઝેરી દવાઓ: મિશ્રણજ વિષ ગણાય છે.] અફીણ, સોમલ, વચ્છનાગ, હરતાલ, મીઠા, તેલીયા, સંખીયા, પ્રમુખ ચીજો અભક્ષ્ય છે. કારણ કે-તે ઝેરો ખાવાથી પેટના કૃમિ આદિક જીવોનો નાશ થાય, શરીર શિથિલ થાય, અને પરવશતા થાય. માટે વિષ ભક્ષણ કોઈ શોખથી કે બળ પુષ્ટિ અર્થે ન કરવું. ઔષધ તરીકે છૂટ રખાય છે [ તે પણ વાસ્તવિક નથી ]. જુઓ વ્યસની માણસના હાલ શા શા થાય છે? તથા અવસરે અમલ ન મળે, તો ચેતના મુંઝાય, ક્રોધ-મિજાજ વધે, અને તે વસ્તુ ખાનારો જ્યાં મલ-મૂત્ર કરે, તે ક્ષેત્રમાં ત્રસ સ્થાવર જીવની હિંસા થાય. વળી, આવી વસ્તુ ખાઈને આપઘાત કરવાથી પરભવે નરકાદિ નીચ ગતિ પ્રાપ્ત થાય માટે વિષ, વ્યસન કે આપઘાત કરવામાં વાપરવુંજ નહિ. તેમ તેનો વ્યાપાર પણ કરવો

નહિ. રાજ્યકર્તાઓ પણ વિષવ્યાપારની સનંદો માત્ર તેની હદ રાખવા માટે આપે તો યોગ્ય ગણાય. સર્વજ્ઞ પ્રભુઓએ પંદર કર્માદાન તજવામાં વિષવ્યાપાર નિષેધ્યો છે. કેમકે—તેના વ્યાપારથી અનેક અનર્થ નીપજે છે માતાઓ બચ્ચાંઓને બાળાગોળીનું અમલ આપે છે, જેમાં અફીણ આવે છે. પણ તે વ્યસનથી બચ્ચાંઓને ફાયદો નથી, પરંતુ ઉલટું નુકશાન કરે છે. [ખોટી રીતે બાળકને સ્ફૂર્તિમાં રાખે છે, ને રોગો અંદર ઘર કરી જાય છે, તેનો ખ્યાલ રહેવા દેતું નથી] અને કોઇ વેળા ભૂલથી બાળા ગોળી ઠેકાણાસર ન મૂકાઈ હોય, અને બાળકના હાથમાં આવી જાય, ને વધારે પ્રમાણમાં ખવાઈ જાય, તો મૃત્યુ પણ પામે છે. જેથી સુજ્ઞ માતાએ આવી ઝેર કે અભક્ષ્ય વસ્તુઓનાં અમલ આપવા નહિ. તેને માટે તો દેશી વૈદ્યકૃત ગુટિકા બસ છે. ×

× [ મોમલઃ પારોઃ ગંધકઃ વચ્છનાગઃ ઝેરકોચલુંઃ ધતુરોઃ અફીણઃ કુીનાઈનઃ વિગેરે ઝેરી ચીજો જે ઔષધોમાં વપરાય છે. તે ઔષધ ઘણુંજ શક્તિશાળી અને પ્રભાવવાળું થાય છે. અને જલ્દી રોગ મટાડીને તુરત આરામ આપે છેઃ આથી વૈદ્યો અને ડૉકટરોની તથા પરસુરણ દવા વેચનારની જાહેરાત સારી થાય છે, તેઓની પ્રતિષ્ઠા તથા ધનપ્રાપ્તિમાં સારો વધારો થાય છે. પરંતુ કેટલાક વિદ્વાન અને સમજુ વૈદ્યો અને ડૉકટરોના અભિપ્રાય પ્રમાણે " પરિણામે વિષૌષધથી ભયંકર નુકશાન થાય છે." એવી ખાસ માન્યતા તેઓ ધરાવતા જણવામાં આવ્યા છે. " એ પદાર્થો ઝેરી છે. એટલે તેનું ઝેર અસર કર્યા વિના રહે જ નહીં. પરંતુ તેને બીજી ચીજોના પુટ દઈને તેની ઝેરી અસર નાબુદ કરવામાં આવે છે. પછી તે ઝેર શી રીતે અસરકરે ?"કેટલાક આ જાતનો તેઓને પ્રશ્ન કરે છે. તેના જવાબમાં તેઓ કહે છે કે-"વનસ્પતિના પુટ વિગેરે ઝેરની અસર મૂળથી નાબુદ કરી શકતા નથી. પરંતુ તેને દબાવી દે છે, અને વ્હેચી નાંખે છે. ઝેર હમ્મેશાં-જલ્દી ફરીવળવાના સ્વભાવવાળું [યોગવાહી] હોય છે. એટલે એકદમ લોહીમાં ફરી વળે છે. તથા લોહીને

એકદમ ફેરવે છે સાથે વનસ્પતિના પુટોની અસર તેમા હોય છે, એટલે તે, તે વખતે નુકશાન ન કરતા ઉલટી રીતે વનસ્પતિ વિગેરે ઔષધના તત્ત્વોને જલ્દી શરીરમા ફેલાવે છે એટલે ઉલટુ શરીર સારુ થતુ દેખાય છે પરતુ વખત જતાં અપાયેલા પુટો શરીરમા અને સાત ધાતુઓમા પચી જાય છે પછી ઝેરો ઉઘાડા પડી જાય છે અને હૃદયમા જઈ તેને નબળુ પાડે છે પછી એ નબળાઇને લીધે બીજા કોઈ નવા રોગ ઉત્પન્ન થવાની તૈયારી થાય છે જેની દરદીને માહિતી હોતી નથી અને આખી જીંદગી સુધી ખાધેલા વિવિધ ઝેરીનો શરીરમા થયેલો સમૂહ વૃદ્ધાવસ્થામા જલ્દી જીદગીનો અંત લાવે છે. તે વિષમય દવાઓની મદદને ભીયાણાની ચોકી કહી છે ગામમા ચોકી કરે અને જગલમા માણસ એકલો પડે તો તેજ લુટ ચલાવે તેજ પ્રમાણે શરીરમા લોહી વિગેરે ધાતુઓનો પૂરવઠો બરાબર હોય, ત્યા સુધી તે શરીરને સશક્ત રાખે પરતુ જેમ જેમ લોહી ઘટતું જાય, તેમ તેમ તે વધારે ને વધારે હુમલો કર્યે જાય પરિણામે દરદી પોતાના સ્વાભાવિક આયુષ્ય કરતા વ્હેલા મરવાના બીજા ઘણા કારણો ગ્રહે છે તેમા આ ઝેરી દવાઓ પણ ઝેર ખાવા જેટલીજ અસર કરીને વધારો કરે છે માણસને ખબર નથી હોતી, "કે પોતાનુ કેટલું આયુષ્ય ખરુ હતુ ? અને તેમા આ ઝેરે કેટલો ઘટાડો કર્યો ?" એ સમજે છે કે "મારુ મૃત્યુ સ્વાભાવિક રીતે થયુ છે" પરતુ ખરી રીતે આ ઝેરોએ તેના આયુષ્યનો ઘટાડો કરેલો હોય છે એટલે ઝેર તે છેવટે ઝેર જ રહે છે. વિશેષ ખુબી તો એ થાય છે, કે–ગમે તેવા રોગમા દર્દીને ચાલુ ખોરાક ઉપર રાખીને આરામ આપનારા હોશીયાર ડૉકટરો અને વૈદ્યો એવી સરસ અસરકારક દવા આપે છે, કે–જેથી દર્દીને ફાયદો તુરત થાય કેમકે–વિષ અને કેફી દ્રવ્યોથી મિશ્રિત દવાઓ પોતાનો એટલો બધો પ્રભાવ બતાવીને મગજ, હૃદય, તથા શરીરની સૌમ્ય ધાતુઓ વિગેરે રક્ષક તત્ત્વોમાથી મદદ મેળવીને દરદ મટાડી દે છે અને આરામ આપી દે છે પરતુ ખરી રીતે રોગ મટતો નથી રોગ શરીરના અંદરના તત્ત્વોમા

ગુંથાઈ જાય છે, વ્હેંચાઈ જાય છે. અને દવાના ઝેરથી તાજગી બરાબર જણાય છે. દવાનું જોર ઓછું થતાં ફરીથી એ પ્રમાણે દવા લેવા જતાં પ્રથમની દવા અસર કરતી નથી. ત્યારે તેના કરતાં વધારે જોરવાળી દવા આપવામાં આવે છે. અને તેની અસર સારી માલૂમ પડે છે. આમ ઉત્તરોત્તર જોરદાર દવાના જોરથી ઘણા દરદીઓ ટકી રહેલા હોય છે. પરંતુ આમ ઝેરની અસર એકઠી થતાં દરદીના આયુષ્ય ઉપર મોટી અસર કરે છે. અને દેશી વિદેશી વૈદકમાં એવી ઉત્તરોત્તર જોરદાર દવાઓની બનાવટો શાસ્ત્રીય પદ્ધતિ ઉપર ખીલવવામાં આવેલી હોય છે. સારા વૈદ્ય ડૉકટરો ઉગ્ર દવાઓ આપે છે. પરંતુ તેને વધુ વખત લેવાની ના પાડે છે. અને બનતા સુધી તો તેવી આપતા પણ નથી. અથવા જરૂર પુરતી જ આપે છે. ખાસ આત્યયિક કારણોમાં આપે છે. પરંતુ વિલાયતી દવાઓ અને તેમાં ખાસ કરીને ઇન્જેક્ષનો તો મોટે ભાગે વિષમય જ હોય છે. એટલું જ નહીં, પરંતુ હોમીયોપેથિક જેવી બાર ક્ષારવાળી કે બીજી દવાઓ પણ ઝેર મિશ્રિત હોય છે. જેમ કે–એળીયો કે એવી દવાઓને શુગર ઑફ મિલ્કમાં ઘુટી ઘુંટીને તેના ક્રમે એટલી બધી સૂક્ષ્મ કરવામાં આવે છે. એટલે કે–જેમ તે વધારે દુધની સાકરમાં ઘુંટાય તેમ તે ઝેરના રજકણો ઘણાજ બારીક બનતા જાય, તેમ તેમ તે શરીરમાં એકદમ ફરી શકે અને બારીકમાં બારીક તત્ત્વોમાં પેસી જઈને શરીરના તત્ત્વોને અસરકારક કૃત્રિમ વેગ આપીને રોગ નાબુદ કરે છે. પરંતુ પાછળથી પોતાની ઝેરી અસર કર્યા વિના ન રહે. કેટલીક દવાઓ અવયવોને જડ બનાવીને–બ્હેરાબનાવીને રોગની અસર ન થવા દે. પરંતુ એટલા ઉપરથી રોગ મટયો હોય, એમ માની શકાય નહીં. દેશી વૈદ્યોમાંના કેટલાક **હિમગર્ભની** ગોળીના એકાદ બે ઘસારાથી મરવા પડેલા દરદીને બોલાવીને તેની સાથે વાતચીત કરાવે છે, તેનું કારણ મરવાને તૈયાર થયેલા દરદીને મરવાની વાર હોય છે, છતાં તેના હૃદય અને મગજ અસ્વસ્થ થતા જતા હોય છે. તેને આ દવાઓ એકદમ પરાણે

મારીમચડીને સ્વસ્થ બનાવે છે. વાતચીત કરવા સુધી ટકાર કરી આપે છે. પરંતુ એ દવાની શક્તિ ચાલી જતાં મરવાનો હોય, તેના કરતાં કંઇક વ્હેલો દરદી મરે છે. અને તે દવા આપનારા પણ કોઇ વખત કહેતા જાય છે કે-"હવે જલ્દી મરી જશે." તેનું કારણ વિષ હોય છે. બહુ પ્રાચીન વૈદકમાં આવા વિષોનો ઉપયોગ ખાસ કરીને બતાવ્યો નથી. અલબત્ત, એવા પણ સંજોગો હોય છે, જેમાં વિષની ખાસ જરૂર પડે. જેમ કે-પાણીમાં ડુબેલો માણસ બેભાન હોય, તેવે વખતે તેને હિમગર્ભની ગોળી જેવીનો જરૂરીઆત પ્રમાણે એકાદ ઘસારો પાયો હોય, તો તેની મૂર્છા ઉડી જાય. પરંતુ તે પણ થોડો વિલંબ કરવાથી ચાલે તેમ ન હોય, તો જ આપવો જોઇએ. પરંતુ મરી જશે કે જીવશે ? એવા ખાસ મહત્ત્વના સદિગ્ધ પ્રસંગમાં અપાય, તો ખાસ હરકત ન ગણાય. આવા સંજોગોમાં બતાવવામાં આવેલી વિષ ચિકિત્સાને પાછળના વૈદકોમાં દરેક રોગમાં વ્યાપક કરી નાંખવામાં આવેલ જણાય છે. અને આધુનિક વિદેશી ચિકિત્સાનો તો વિષ ખાસ પ્રાણ છે, એમ ગણાય છે." આ ઉપરથીવિષને અભક્ષ્યમાં ગણાવવામાં જૈનશાસ્ત્રકારોની કેટલી સૂક્ષ્મ દૃષ્ટિ છે? તે સમજાવવા આ વસ્તુ ચર્ચી છે. ]

૧૨. કરા—વરસાદના કરા આકાશમાંથી પડે છે, તેમાં પણ બરફના જેવો મહા દોષ[૧] છે; જિનઆજ્ઞા વિરુદ્ધ છે. તેથી વર્જવા [હિમ-વિષે વાંચો].

૧૩ ભૂમિકાય—(પૃથ્વીકાય)-સર્વ જાતની માટી, ખડી, ભૂતડો (સરાકડો), ખારો, કાચું મીઠું, વિગેરે અભક્ષ્ય છે.

૧ જેમ કાચું ફળ કે ઉગતુ ધાન્ય ખાવાથી મીણો ચડે છે, અને ગર્ભિણી સ્ત્રીને કાચો ગર્ભ પડી જાય ત્યારે સુવાવડમાં ખાવાની ઘી વગેરે ઉત્તમ ચીજોને બદલે તેને કસુવાવડમાં તલ ગોળા કળથી અને બાજરીનો લુખો રોટલો વગેરે ખાવું પડે છે. તેમ કાચા વરસાદનું સ્વરૂપ કરા કુદરત વિરુદ્ધ હોવાથી [પણ] અભક્ષ્ય છે.

કારણ કે-તેમાં અસંખ્ય જીવ છે. માટી, મીઠું, એમાં દોષનું પહેલું કારણ—પ્રત્યેક વનસ્પતિકાયમાં જેમ એક શરીરે (પાદડાં, ફુલ, ફળ, બીજમાં) એકેક જીવ છે, પણ એક લીલાં આંબળા પ્રમાણ પૃથ્વીકાયમાં જેટલા જીવ છે, તે દરેક જીવ કબૂતરના જેવડું શરીર કરે, તો તેટલા જીવો આ લાખ જોજન ગોળાકૃતિવાળા જંબૂદ્વીપમાં સમાય નહિ, એવી બહોળી સંખ્યાના છતાં નાના શરીરવાળા હોય છે. તેનો વિનાશ કરીને અલ્પતૃપ્તિ લેવી તેના કરતાં તેવી ચીજો તજી, તેવા સામટા જીવોને અભયદાન દેવું યોગ્ય છે. તેવિના આપણે મરી જવાના નથી. એ ચીજોને બદલે બીજી ઘણી અ-ચેતન ચીજો મળી શકે છે. આંબળાં, કકોડી, અરીઠાં, વિગેરે ચીજો નહાવા ધોવામાં વાપરવા ઠીક છે.

ગર્ભિણી સ્ત્રીને ભૂતડો ખાવાનું સૂઝે, તે ગર્ભને વ્યાધિ, અને નુકશાનકારી તો થાય છે.

પાપડ કે સાળીયાં બનાવવા માટે ખારો વાપરવાને બદલે સાજીખાર ઉપયોગી છે.

ચાક, ચૂનો, ગેરુ, અચિત્ત હોવાથી તેનો ઉપયોગ કરી શકાય છે. માટી ખાવાથી પેટમાં અસંખ્ય જીવોની ઉત્પત્તિ થાય છે. તથા પાંડુરોગ, આમ વાત, પિત્ત, પથરી પ્રમુખ રોગ થાય છે, તથા કેટલીક જાતની માટી દેડકાં વિગેરે સમૂર્છિમ જીવોની યોનિરૂપ હોય છે, તેથી પણ તે અભક્ષ્ય છે. માટે તેનો અવશ્ય ત્યાગ કરવો. પણ અનાજમાં કાંકરો ખાવામાં આવી જાય, કે પાણીમાં ધૂળ-રજ ઉડીને પડે, તેમજ શાક ભાજીમાં માટી ચોંટેલી હોય, તેથી સાવચેતી રાખવા છતાં

આવી જાય, તો કાચી માટીની બાધાનો ભગ થતો નથી, છતા તેની જયણા તો રાખવી

**કાચુ –સચિત્ત મીઠુ** શ્રાવકે વર્જવુ અને અચિત્ત વાપરવુ પૃથ્વીમાથી ખાણ ખોદી કાઢેલુ, કોઈ પહાડના શીખરરૂપે મળેલુ, અને સમુદ્રના પાણીથી આગરમા જમાવેલુ, એવુ સર્વ–વડા ગ.રૂ, ઘશીયું, ખારો, લાલ સિંધવ વગેરે અનેક ક્ષાર જેને અગ્નિ શસ્ત્ર ન લાગ્યું હોય, ત્યા સુધી તે "સચિત્ત' છે, તેવુ સર્વ મીઠુ દરેક જૈનોએ શ્રદ્ધાથી તજવા યોગ્ય છે, ગૃહસ્થોને જો અચિત્ત કરેલુ વેચાતુ ન મળે, તો ખપ જેટલુ અચિત્ત કરાવે છે દાળ ચડતા શાકમા નાખેલુ–તો સચિત્તનું અચિત્ત થઈ જાય છે પણ અથાણામા, મશાલામા, મુખવાસમા અને ઔષધમા અચિત્ત મીઠુ હોય, તો તે વાપરી શકાશે

અણાહારીમા ગણેલા સુરોખાર, સાજીખાર, ટકણખાર અને ફટકડી તો અચિત્તજ છે અચિત્ત મીઠુ જુદી જુદી રીતે થાય છે, એક તો માટીના વાસણમા મીઠુ ભરી ઉપર મજબૂત પેક કરી કુભારની અગર કદોઇની ભઠ્ઠીમા +મૂકવાથી બરોબર અચિત્ત થાય છે તે મુજબ અચિત્ત કરેલુ મીઠુ બે ચાર વર્ષ કે તેથી વધારે વખત સુધી સચિત્ત

---

+ મીઠુ કુભારને ત્યા અચિત્ત કરવા માટે આપવાની પ્રવૃત્તિ ગુજરાતમા **પાટણ** શહેરમા છે, જે કુમારપાલ મહારાજાના વખતથી ચાલી આવે છે, એમ કહેવાય છે ત્યા દાતણની ચીર પણ તૈયાર વેચાતી મળે છે વળી મીઠુ પણ અચિત્ત મળે છે જે **અમદાવાદના** કેટલાક શ્રાવકો મગાવે છે તથા ખારો કદોઈ (હલવાઈ) ની પેઢીમા અચિત્ત મળે છે

થતું નથી. શ્રાવકો પોતાને ઘેર એક શેર મીઠું ખાંડીને દળીને આશરે બે શેર પાણીમાં તે એક રસ થઇ જાય ત્યારે તે રસ ગાળીને ચૂલા ઉપર જેમ સાકર–ખાંડનું ખુરૂં બનાવે છે, તેમ શેકી નાંખે છે. આ પ્રમાણે બનાવેલું મીઠું અચિત્ત બરાબર થાય પણ પાણીના સંયોગે રસ કર્યો છે માટે બે ચાર માસે સચિત્ત થવાનો સંભવ છે. ભઠ્ઠીના પાકેલા બલમણ જેટલો કાળ ટકવાનો તેનો સંભવ નહિ. કારણ કે–ભઠ્ઠીમાં શેકેલું મીઠું જ ગળી પાણીરૂપ થઈ ઢેફું બંધાય છે. કોઇ ઠેકાણે તાવડી કે +લોઢી ઉપર શેકે છે. પણ તે લાલ રંગ જેવું થાય તેવું આકરૂં શેકેલું હોય, ત્યારે અચિત્ત થાય. કારણ કે–મીઠાની યોનિ બહુ સૂક્ષ્મ છે. તેથી તેને અગ્નિનું બરાબર શસ્ત્ર લાગે ત્યારેજ અચિત્ત થાય. મુનિરાજ **શ્રીવીર વિમલજી મહારાજ સચિત્ત અચિત્તની સજ્ઝાયમાં** લખે છે કેઃ—

---

+ કાઠીયાવાડમાં કેટલાએક આયંબીલ, એકાસણા પ્રમુખમાં અચિત્ત મીઠું વાપરવા માટે તાવડી ઉપર કે વાટકામાં સચિત્ત મીઠું નાંખી ચૂલા ઉપર થોડી વારમાં શેકીને ઉપયોગ કરે છે. તેઓએ અવશ્ય સમજવું કે–મીઠાની યોનિ એટલી બધી સૂક્ષ્મ છે, કે–તેને માટે **શાસ્ત્રકારોએ શ્રી ભગવતીસૂત્રના ૧૯ મા શતકના ત્રીજા** ઉદ્દેશામાં ફરમાવ્યું છે કે " ચાવર્તિની દાસી વજ્રમયી શીલા ઉપર વજ્રના લિસોટાથી મીઠું એકવીશ વાર વાટે, તો પણ તેમાંના કેટલાક જીવોને કાંઇ અસર પણ થતી નથી. " માટે અગ્નિનું શસ્ત્ર બરાબર લાગે તો જ અચિત્ત થાય છે, અન્યથા શંકાશીલ જાણવું. અચિત્ત મીઠું કાઢતી વખતે કોરા હાથ કરીને કાઢવું, નહિંતર સચિત્ત પાણીનું એક ટીપું માત્ર પડવાથી તે મીઠામાં ભળી જતાં સચિત્ત થઇ જાય છે. તેનું બહુ ધ્યાન રાખવું.

અચિત્તલવણ વર્ષા દિન સાત,
સીયાલે દિન પન્નર વિખ્યાત ॥
માસ દિવસ ઉન્હાલા માંહિ,
આધો રહે સચિત તે થાય ॥ ૮ ॥

એટલે—"અચિત્ત કરેલું મીઠું વર્ષા ઋતુમાં સાત દિવસ, શીયાલામાં પન્નર દિવસ અને ઉન્હાલામાં એક માસ સુધી અચિત્ત રહે, તે પછી તે સચિત્ત થાય." એ કાળમાનની વીગત જોતાં ઘરમાંજ તાવડી,ઠીબ, લોઢી કે તવામાં શેકીને કરેલા અચિત્ત મીઠાનો આટલો કાળ સંભવે છે. કેમકે—ભઠ્ઠીમાં પાકેલા બલમણનો કાળ તો **પ્રવચનસારોદ્ધાર** વગેરેમાં ઘણો મોટો—પ્રભૂત કહ્યો છે:—"બે ચાર વર્ષ કે તે ઉપરાંત સુધી અચિત્ત રહે." અર્થાત્ તેનો કાળ ઘણોજ સમજવો. શ્રાવક મૂળ ભાંગે સચિત્ત પરિહારિ હોય તેથી પ્રમાદ ત્યજી સચિત્ત સર્વનો ત્યાગ કરવો, તેમાં પણ સચિત્ત મીઠું તો અવશ્ય વર્જવું.

૧૪. **રાત્રિભોજન**—આ ભવ તથા પરભવને વિષે મહાદુઃખોનું કારણ છે. રાત્રિએ ચારે આહાર અભક્ષ્ય છે. રાત્રિ ભોજન કરનારા પરભવે ઉલુક, કાગ, ગીધ, ભૂંડ, વીંછી, ઘો, બિલાડા, ઉંદર, સર્પ, વાગોલ, ચામાંચીડીયા વિગેરેના ભવ પામે છે, મહા દુઃખી થાય છે, અને તેને ધર્મ પામવો દુર્લભ થાય છે. જે પોતે રાત્રિ ભોજન કરે, તો તેના પુત્રાદિક

* આ દુનિયામાં આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન એ ચારે સંજ્ઞા સર્વ જીવોને હોય છે. ચાર ગતિમાં દેવ દેવીઓને તો કોઈ વ્રત પચ્ચક્ખાણ નથી હાતા. તેથી તેઓ પાછલા ભવની કમાણી ભોગવીને પછી પ્રાયઃ ખાલી હાથે પરભવ જનારા હોય છે. તથા નરક ગતિમાં જીવો એકલું દુઃખ જ ભોગવે છે, તેમજ તેઓ દિવસ કે રાત્રિને જોતા નથી, તેથી વ્રત નિયમનુ ત્યાં પાલન કે શુભકરણી કરી

પણ તેવી કુચાલે વર્તે. વળી, ભોજનમાં કીડી ખાવામાં આવે, તો બુદ્ધિ મંદ કરે છે, જૂ જલોદર કરે છે, માંખી વમન કરાવે, કરોળીયો કુષ્ટ રોગ કરે, અરૂવેરી પ્રમુખ

---

પુણ્યરળવાનુ નથી હોતુ. અને નિર્યંચગતિમાં પશુપણું સર્વ વિવેકહીન (માતાપુત્રની વ્યવસ્થા રહીત) હોવાથી દિવસનું કે રાત્રિનું ભાન નથી, ખાવું પીવુ પ્રાયઃ પરાધીન હોય છે. ફક્ત મનુષ્ય ગતિમાં જેઓને સાચાં શાસ્ત્રનો ભરોંસો છે,અને તેનો ત્યાગ કરે છે. તે પૈકીના બ યો રાત્રિભોજનના પારાવાર દોષને સમજે છે. મોક્ષ એટલે મનુષ્યનુ જ કર્તવ્ય કરો, ત્યાગ એટલે દાન અર્થાત્ અભયદાન કરો કે–જેનું ફળ શિવ છે, તે તમે મેળવો. અઢાર પાપ સ્થાનકમાં પહેલું પ્રાણિવધ તજવાનું છે. પછી બીજા તજાય છે. અથવા તો પહેલું પ્રાણાતિપાત વિરમણ વ્રત પાળવાને અર્થે તે બીજાં વ્રતો પ્રથમ વ્રતની સંભાળ માટે ક્ષેત્રની વાડરૂપે જરૂરનાં છે. ત્યારે કોઇ પ્રાણીનો ઘાત આપણે નિમિત્તે થવા ન દેવો, એવું સદ્વર્તન રાખવાની ખાતર "રાત્રિભોજન"નો ચાર પ્રકારે ત્યાગ સર્વજ્ઞ, સર્વદર્શિ પ્રભુએએ પરોપકાર અર્થે અનેક શાસ્ત્રોદ્વારા ફરમાવ્યો છે. અને સાધુ મુનિમહારાજાઓને રાત્રિ ભોજનનો સર્વથા ત્યાગ હોય છે. એટલેજ પાંચ મહાવ્રત સાથે તેને છઠ્ઠા વ્રત તરીકે પાળવાને સૂચવાયો છે.

બીજા જીવોને પણ મનુષ્યોની જેમ કાન, આંખ, નાક, મોઢું વગેરે હોય છે. પરંતુ વિવેકથી સદ્વર્તન રૂપ ધર્મ મનુષ્યોને વધારે છે, પણ અનાદિકાળથી "ખાઉં ખાઉં" કરતો આવેલો જીવ તૃષ્ણા છોડે નહિં, ત્યાં સુધી સંતોષનું સુખ મેળવી શકતો નથી.

સૂર્ય હોય ત્યારે વાતાવરણ સ્વચ્છ રહે છે, અને તે નહોય ત્યારે વાતાવરણ રાત્રે બગડે છે, તેના બગાડ સમયે ખાતું પીતું જે કરે, તે રાક્ષસ અને ભૂત પ્રેત સ્દશ છે. તેઓ નીશાચર (રાત્રે ચારો લેનારા ઘુઅડ તથા બીલાડી જેવા) કહેવાય છે. ખોરાક બનાવતાં, પડતી ન દેખાય તેવી ઝેરી જીવોની લાળના ઝેરથી મિશ્રિત થયેલા

કાંટા તથા કાષ્ટના ટુકડા તાળવું ચીરીને નાંખે છે. વડાં વગેરે કે તેના જેવા–સદશ રૂપવાળા શાકભાજીમાં વીંછી આવી જાય, તો તાળવું વીંધે, અને વાળ આવે, તો ગળામાં અતિ પીડા ઉત્પન્ન કરે, ઈત્યાદિક રાત્રિભોજનના ઘણા દોષો છે. પશુ પંખી પણ રાત્રિ ભોજન કરતા નથી. માટે રાત્રિભોજન વર્જવું[1]. દિવસ છતાં પણ અંધારામાં

આહારથી મોત નીપજ્યાના ઘણા દાખલા મળે છે. જેમ કોઈને મારીને ભાગી જવું, તે અન્યાય છે, તેમ ખાઈને સુઈ જવું પણ દુર્વર્તન–અનારોગ્યકર છે. માટે–એક વારઃ અને સૂર્ય છતાંઃ જમવું, એ વેદ અને પુરાણામાં કહેલું છે, તેનો ઉંધો અર્થ બતાવીને તેની આજ્ઞા લોપે છે. કીડી, કુંથુ, જુ, ઈયળ, ઉધેઈ, મચ્છર વગેરે ઝીણા મોટા જીવનો ઘાત રાત્રે ખાવા પીવાથી થાય છે, તે સૌ કબુલી શકે તેવું પ્રત્યક્ષ છે. જે કામ આર્યોને છાજતુ નથી.

જ્યારે માગ્યું ન મળે ત્યારે, અને જોગવાઈ ન હોય ત્યારે કે માંદગીથી અને લઘનથી ભુખ્યો રહે, તો રાત્રિ ભોજનના ત્યાગનું ફળ નથી મળતું. પરંતુ છતી શક્તિ અને છતા જોગે ત્યાગ ભાવે ઈચ્છા રુધે તો રાત્રિ ભોજન તજવાનું દરરોજ અરધા ઉપવાસ પ્રમાણે મહાફળ થાય છે.

૧ **પુરાણ આદિ હિંદુ શાસ્ત્રોમાં** પણ–રાત્રિભોજનનું મહાપાપ કહેલુ છે. અને એજ કારણથી "સૂર્ય છતા એક વખત ભોજન કરવાનું" ફરમાન કરેલું છે.

શ્રી **નિશીથ સૂત્રની ચૂર્ણિમાં** પણ કહેલુ છે કે "ગરોળીનો અવયવ રાત્રિએ જમવામાં આવે, તો જરૂર પેટમા ગરોળી જેવા જીવડાં ઉપજે. અને સર્પાદિની લાળ પડેલ હોય, તો મોત નીપજે છે. ઉદર વગેરેની લીંડીથી મૂત્રનો મહા વ્યાધિ થાય છે, તેમજ વ્યંતર પણ છળે છે."

કે સાંકડા વાસણમાં જમવું, તે પણ તેવું જ દોષિત છે. ૧. દિવસે બનાવેલું ભોજન રાત્રિએ ખાવું, ૨. રાત્રિએ બનાવેલું રાત્રિએ ખાવું, ૩. રાત્રિએ બનાવેલું દિવસે ખાવું. એ ત્રણે ભાંગા અશુદ્ધ છે. ફક્ત ૪. દિવસે યતના પૂર્વક બનાવેલું ભોજન દિવસે ખાવું, તે જ શુદ્ધ છે. મુખ્યતાએ સૂર્યાસ્ત પહેલાં તથા સૂર્યોદય પછીની બે ઘડી સુધી પણ આહારનો ત્યાગ કરવો તથા લગભગ વેળાએ એટલે સૂર્ય છતાં પણ સૂર્ય અસ્તાચળની અત્યંત નજીક આવી જાય, સૂર્ય કાંઇક જણાય અને કાંઇક નહિ, તથા સૂર્ય હશે ? કે નહીં ? એમ

---

તેજ નિશીથ સૂત્રના ભાષ્યમાં લખ્યું છે કે-" જો રાત્રે ફાસુ ચીજ ( તૈયાર-લાડુ, પેંડા, ખજુર, દ્રાક્ષાદિ ) ખાય તો પણ તેનાથી દીવો કે ચંદ્રનુ પ્રકાશ છતાં કુંથુ તથા પચવર્ણિ (તે તે ચીજને રંગે) લીલ, ફુગી, વિગેરેની વિરાધના થાય, માટે અનાચરણીય છે. મૂળ વ્રતનો વિરાધક થાય. "

સ્કંદ પુરાણમાં—" રાત્રે પાણીને લોહી જેવું તથા અનાજને માંસના કવળ જેવું કહ્યું છે.

રૂદ્રે કપાળ મોચન સૂત્રમાં—" રાત્રે ન ખાય, તેને તીર્થ યાત્રાનું ફળ કહેલું છે. તથા દાન, સ્નાન, શ્રાદ્ધ, પૂજા, આહુતિ અને ભોજન એટલા વાના રાત્રે ન કરવા. "

૧. આયુર્વેદમાં-" હૃદય અને નાભિ કમળ રાત્રે મીંચાઈ જાય છે. તેથી તેમાં કોઇ ( ચાર પ્રકારે ) આહાર ન કરવો " એમ કહેલું છે.

યોગશાસ્ત્રમાં-" સાંત્રે તથા સવારે બે બે ઘડી સૂર્ય છતાં રાત્રિ તરીકે ખાન પાન તજવાનું મહા પુણ્ય થાવાનું "કહ્યું છે.

૨. રાત્રે જમવા સાથે જો પાણી ભરેલી થાળી જોડે મૂકશો, તો તેમાં જેટલા જંતુ પડેલા જુઓ-જાણો, તેટલાનું માંસાહાર થતું જાણી રાત્રિ ભોજન વર્જવું.

ભ્રમ પડતી વખતે પણ ભોજન અવશ્ય વર્જવું. સંપૂર્ણ સૂર્ય છતાં ચૌવિહારના નિયમવાળા વિરતિવંત ભાગ્યશાળીએ છેવટ સૂર્ય અસ્ત થયા પહેલાં પાંચ દશ મિનિટે વાપરી લેવું જોઇએ [1] તિવિહાર, દુવિહારના પણ નિયમ લેનારે તે મુજબ ભોજન કરી લેવું જોઇએ અન્યથા દોષ લાગી જવા સંભવ છે. એક માસ પર્યંત દરરોજ ચૌવિહાર કરનાર ભવ્યને પંદર ઉપવાસનું ફળ **શાસ્ત્રકારોએ** કહ્યું છે, તે બરાબર છે. અનુક્રમે તે જીવ મોક્ષવધૂને વરે છે, એ પણ નિઃસંદેહ છે. વળી જેઓ ચૌવિહાર[2] કરવાને અશક્ત હોય તેણે યથાશક્તિ તિવિહાર, દુવિહાર તો અવશ્ય કરવોજ જોઈએ "રાત્રિએ પાણી રુધિર સમાન અને ભોજન માંસ સમાન છે." એમ **અન્યમતના શાસ્ત્રમાં** પણ કહ્યું છે. એક **ઇટાલીયન** કવિતાનો અર્થ નીચે મુજબ થાય છેઃ-

[2]पांच वागे उठवुं, अने नव वागे जमवुं.
पांच वागे वालु, अने नव वागे सुवुं.
एथी नेवुंने नव वरस जीवाय छे.

---

૧. **શ્રાદ્ધ વિધિમાં**-" ઉત્સર્ગ માર્ગે દિવસેજ **દિવસ ચિરમં** પચ્ચક્ખાણ કરીલેવું. પણ અપવાદે-તો રાત્રીએ પણ કરવું." એમ કહ્યું છે. **યોગશાસ્ત્રાદિકમાં દિવસ ચરિમં** શબ્દનો અર્થ-" અહોરાત્રિનો શેષ-બાકી રહેલો કાળ " એમ કરેલ છે. તેથી રાત્રે **દિવસ ચરિમં** ન થાય, એમ એકાંત નહિ, પણ ચીવટ રાખી દિવસેજ કરી લેવું ઉચિત છે. **ચોવિહાર તિવિહાર** અથવા દુવિહારનું પચ્ચક્ખાણ કરવાનો દરેક જૈને નાનપણથીજ અભ્યાસ પાડવો જોઈએ.

[૨. આપણા દેશમાં જમવાનો વખત સામાન્ય રીતે મજુર વર્ગમાં ત્રણ વખતનો છે. અને શિષ્ટવર્ગમાં બે વખતનો છે. શિષ્ટ-

અર્થાત્ રાત્રિભોજન પરિહરવામાં ધાર્મિક સાથે શારીરિક લાભ પણ ઘણો સમાયેલો છે. અને ઉભયલોકમાં તે સુખકારી

---

વર્ગમાં બાળકો સિવાય બેજ વખત જમવાનો રીવાજ હતો. હાલમાં ચાના પ્રચાર પછી સવારમાં કાંઈ પણ લેવાનો રીવાજ રૂઢ થઈ ગયો છે. નહીંતર સવારે ખાસ કારણ વિના કોઈ પણ ખાવાનું રાખતા નહીં. માત્ર લગભગ ૧૦ વાગે જમવાનું અને અને સાંજે-ઋતુ પ્રમાણે પાંચ વાગ્યાની આજુબાજુ જમવાનો રીવાજ હતો. એટલે દિવસે સૂર્યના પ્રકાશથી જઠરાગ્નિ તેજ રહે. અને ૭-૮ કલાકના અંતરમાં બપોરનું પચી જાય અને સાંજે પાંચ છ વાગ્યે ખાધેલું હોય, તે-આખી રાતમાંના લગભગ ૧૬ કલાકની મદદથી પચી જાય, એટલે ખરી ભૂખમાંજ ખવાતું હતું. મારવાડમાં હજુ આ રીવાજ જોવામાં આવે છે. પરંતુ હાલમાં તો સવારે ખવાય, બપોરે અનિમિત વખતે ખવાય, અને સાંજે કે રાત્રે ખવાય, આમ વિષમ આહાર થવાથી ઉપરા-ઉપર ખવાતું [અધ્યશન] હોવાથી, ઘણાને પિત્તની બિમારી કાયમ રહે છે: અને પીળા તથા ફીકા દેખાય છે. લોહીમાં ધોળા કે પીળા રજકણો વધારે હોય છે. અને લાલ રજકણો કમી થતા જાય છે. સ્ત્રીઓમાં પણ આ જાતના શરીરો અનિયત ખોરાકને આભારી હોય છે. જો મજુ-રવર્ગ શિવાયના માણસો બેજ વખત ખાવાની ટેવ રાખે, તો આરોગ્ય સારું રહે. એમ અમારું માનવું છે. મજુરવર્ગ પણ આ નિયમ ઉપર આવી શકે, તો તેમને પણ બીજા અનેક લાભ થાય. પરંતુ તેમની એ સમજ થવી ઘણા પ્રચારને અંતે થઈ શકે. આજ સુધી એ વર્ગને એ સમજણ આપવામાં આવી જ નથી. એટલે તેના લાભથી તે વર્ગ અજાણજ છે. પરંતુ બે વખત અને જરૂરીઆત હોય, તોજ તેથી વધારે વખત દિવસે ખાઈને ચલાવી શકાય છે, અને આરોગ્ય પ્રાપ્ત કરી શકાય છે. પિત્તના પ્રકોપમાં ખાધેલું જલ્દી પચે છે. એટલે કે-સૂર્યના તાપમાં પિત્તનો પ્રકોપ ભૂખ ખીલવે છે. વાદળાં હોય ત્યારે જઠ-રાગ્નિ મંદ પડે છે. ઊંઘ હમ્મેશાં કફનો પ્રકોપ થાય ત્યારે જ આવે છે.

છે. માટેજ દશ દષ્ટાંતે દુર્લભ એવો આ મનુષ્ય જન્મ, તેમાં પણ ચિંતામણિરત્ન રૂપી જૈનધર્મ પુણ્ય ઉદયે પ્રાપ્ત થયો છે, તો આત્માનું કલ્યાણ કરવા પ્રમાદ ત્યજી રાત્રિભોજનને દેશ-વટો દેવો, કે જેથી ચોરાશી લાખ જીવયોનિમાંથી મુક્ત થઈ અજરામર સુખ પામીએ. પુત્રાદિક ઉપર મમતાને લીધે રાત્રિભોજન કરાવવું તે પણ ઠીક નથી. પણ જો તેઓ રાત્રે આહાર માગે, તો તેના શારીરિક અને ધાર્મિક તથા નૈતિક ખરા હિત અર્થે રાત્રિ ભોજનના દોષ સમજાવી તેઓને પણ સુધારવા. [ ઘરમાં રાત્રિભોજનનો રીવાજ જે બાળક કદી જોશે નહીં, તે રાત્રિ ભોજન કરવાનો વિચાર સરખો પણ કરશે નહી. કદાચ મોટી ઉમ્મરે હોટેલો અને તેવા મિત્રો તેને રાત્રિભોજન કરાવી શકે, એ સંભવિત

---

અને કફના પ્રકોપમાં જઠરાગ્નિ અને શરીર મંદ-ઢીલું પડે છે. તેમજ સૂર્ય ન હોય, ત્યારે વાતાવરણ પણ ઢીલું હોય છે. દિવસે ઉંઘવાથી પણ કફનો પ્રકોપ થાય છે. અને શરીર ઢીલું પડે છે. આ બધી દૃષ્ટિથી રાત્રિભોજન ન કરવું, એ આરોગ્યને માટે પણ ફાયદા કારક છે. સવારે જઠરાગ્નિને ઉશ્કેરવાનો રીવાજ ઠીક લાગતો નથી. અને બપોરે મોડું ખવાય, તે પણ રોગના બીજ નાંખે છે. માટે બે વખત ભોજન એ શિષ્ટ પ્રકાર જણાય છે. આપણા પચ્ચક્ખાણોમાં પણ છઠ્ઠ [ આગળ પાછળ બે એકાસણા અને વચ્ચે બે ઉપવાસ એટલે ૭ ટંકના ખોરાકનો ત્યાગ ] અઠ્ઠમ [ આગળ પાછળ બે એકાસણાં અને વચ્ચે ત્રણ ઉપવાસ એમ ૩×૨=૬+૧+૧=૮ એ આઠ ટંકના ભોજનનો ત્યાગ. પાંચ દિવસમાં માત્ર બે ટંકજ ખવાયું માટે-અઠ્ઠમ-આઠ ભક્તાનો ત્યાગ-પચ્ચક્ખાણ સમજવું ] શબ્દમાં પણ વધુમાં વધુ બે વખત જમવાનું શિષ્ટ સમ્મત જણાય છે. ]

બને. ] વળી જેઓ પોતેજ રાત્રિના આહાર, અથવા તો દૂધ, ચા, કૉફી, ક્વાવો વિગેરે લેવાના ભોગી હોય, તેઓ જ્યારે ઉત્તમ સામગ્રી પામવા છતાં સ્વવશે મનને દૃઢ કરી સકામ નિર્જરા કરતા નથી, તો જે વખતે તેના કિંપાક સમાન ફળોઃ જેવાં કે—નારકીમાં સીસાના ધગધગતા રસો પીવાનાં, તિર્યંચમાં ભુખ–તૃષાની વેદના, તથા પરવશે ચાબુક પરોણા વગેરેના માર પડે, તે સહન કરવાનાં ઉદયમાં આવશે, ત્યારે પશ્ચાત્તાપ થશે કે–" હા ! ! મેં પૂર્વે બહુ અનાચાર સેવ્યો !" માટે હે ભવ્યો ! હજુ ચેતો ! ને રાત્રિભોજનથી વિરમો. કે જેથી શિવસમૃદ્ધિ વેગે સંપાદન થાય. [ આજની ક્રીકેટ વિગેરે રમતો સાંજે રમાય છે. તેથી નિશાળમાં ભણતા જૈન વિદ્યાર્થીઓ નિશાળમાંથી છુટતાં જ રમવા જાય છે. અને મોડા આવે છે, અને તે સ્હેજે રાત્રિભોજન કરવા લલચાય છે. અને બૉર્ડીંગો વિગેરેમાં–જ્યાં પ્રતિબંધ હોય છે. ત્યાં વ્હેલા આવવું પડે છે. એટલે રમવાનું બંધ રહે છે. વળી સાંજે જમ્યા પછી એવી મહેનતની રમતો રમી શકાય નહીં, આ જાતની ફર્યાદ ઉઠાવી જૈન વિદ્યાર્થીઓને પણ રાત્રિભોજનની છુટ આપવાની કેટલાક હિમાયત કરે છેઃ પરંતુ, રમતથી લાભ મળે, તેને બદલે રાત્રિભોજન કરવાથી શારીરિક ગેરલાભ થાય, તેતો ઉઠાવવો પડે જ. એટલે બેમાંથી એક લાભ લઈ શકાય. એક તો ગુમાવવો પડે જ. એટલે–રાત્રિભોજનનાં ત્યાગનો લાભ પણ લેવોજ હોય, તો સવારમાં જ કાંઇ પણ વ્યાયામ મળે, તેવી સગવડ કરવાથી, અથવા સાંજે નિશાળ છુટતાંજ છાત્રાલયોમાં શિયાળા શિવાય રમવાની અને વ્યાયામની ખાસ સગવડ રાખી હોય, તો વિદ્યાર્થીઓ બન્ને પ્રકારનો લાભ ઉઠાવી શકે છે. ઉનાળામાં

તો ઘણો વખત રહે છે. એટલે જેટલું રમવું હોય, તેટલું રમી શકાય છે. શક્તિ કરતાં વધારે વ્યાયામ પણ શરીરને નુકશાન કરે છે. એમ अर्धं-बलेन व्यायामः એ આયુર્વેદના વાક્ય ઉપરથી, અને યુરોપના ખાસ નિષ્ણાતોના લેખો ઉપરથી ચોક્કસ ઠરે છે. આજે પ્રજાના ખરા આરોગ્યની તો કોઈનેય પડી નથી. મોટા મોટા હેલ્થ ઓફીસોના ખાતાં ચાલે છે, અને પ્રજાનું આરોગ્ય બગડતું જાય છે. તેનો દોષ પ્રજા ઉપર નાંખવામાં આવે છે. પહેલાં પ્રજાનું આરોગ્ય સારું હતું. હાલ કેળવણીઃ અખાડાઃ વિગેરે વધવા છતાં આરોગ્ય બગડયે જાય છે. થોડી સંખ્યા પહેલવાન થાય, ત્યાં તો લાખોની સંખ્યાનું આરોગ્ય બગડી રહ્યું છે. ગામડાના લોકોના પણ આરોગ્ય જોખમમાં મૂકાઈ ગયાં છે. એટલે પ્રજાના આરોગ્યની વાસ્તવિક રીતે કોઇનેય પરવાજ લાગતી નથી. પરંતુ આરોગ્યના બ્હાના નીચે પ્રજાના ધાર્મિક, નૈતિક, બંધારણો તોડવાની મુખ્ય નેમ જોવામાં આવે છે. આઠ આઠ કલાક માત્ર પુસ્તકનુંજ જ્ઞાન આપવાને બદલે જાતમહેનતથી જ્ઞાન અપાય, તો ઉદ્યોગ આવડે. વ્યાયામ મળે, અને હોંશીયારીયે આવે! સાંજે માત્ર જરૂરી મહત્ત્વનાજ પુસ્તકોનું જ્ઞાન અપાય કે તેવા લાયક પુરુષોના સમાગમમાં જમૂકાય તો બુદ્ધિ પણ ખીલે, ચારિત્ર ખીલે; પણ એ ખરો રસ્તો કોઇને સુજતો નથી. અને લેવાયે નથી. ગતાનુગતિકતા ચાલે છે.]

૧૫ બહુબીજ—જે ફલોમાં—બીજે બીજને અંતર હોય નહિ. અર્થાત્ બીજે બીજ અડેલાં હોય, એવી રીતે જે ફલાદિકમાં બીજ રહેલાં હોય, જેમાં ગર્ભ થોડો, ને બીજ ઘણાં

હોય, જેના બીજને રહેવાનાં જુદા જુદા ખાસ ખાનાં-સ્થાન નથી, તે બહુ બીજ જાણવાં. કોઠીંબડા, ટીંબરૂં, કરમદાં ( બીજ થયા અગાઉ અનંતકાય ), રીંગણા, ખસખસ, રાજગરો, પંપોટા, પટોલ વિગેરે. તેમાં જેટલાં બીજ છે, તેટલા તેમાં પર્યાપ્ત જીવ છે. તેથી ત્યાગ કરવો. કેમકે-ખાવામાં થોડું આવે છે, અને જીવ હિંસા ઘણી જ થાય છે માટે બહુબીજવાળી ચીજોનો સર્વથા ત્યાગ કરવો શ્રેષ્ઠ છે. [ બહુબીજ ફલ ખાવાથી પિત્ત પ્રમુખ રોગનાં કારણ થાય છે, તથા જિનઆજ્ઞા વિરુદ્ધ છે. દાડમ તથા ટીંડોરાં અભક્ષ્ય નથી. કાચાં ટમેટાને પણ રીંગણાની જાત ગણાવીને બહુબીજ શાક તરીકે વર્જન કરવાની કેટલાક-મુનિરાજોની ભલામણ છે ]

૧૯ સંધાણ-શબ્દથી બોળ અથાણું વિગેરે સમજવું. તે લાંબો વખત રાખી મૂકવાનું હોય છે. તે અનેક વનસ્પતિઓનું થાય છે. જેમ કે-આંબવેલી, પાડલ, લીંબુ, કેરી, ગુંદા, કેરડાં, કરમદાં, કાકડી, હાળાં, લીલાં મરી, ચીભડાં, મરચાં અથાણું વિગેરે ત્રણ દિવસ ઉપરાંત અભક્ષ્ય છે. એ સર્વ અથાણાં તુચ્છ અને ત્રસ જીવની ખાણ છે. કંદમૂળ [ આદુ, હળદર, ગરમર, ગાજર, કુંવાર અને મોથ ] કે જે અનંતકાય છે. તે વસ્તુ, તથા પંચુંબર, બહુબીજ, અને બીલાં-ખીલી, લીલા વાંસ, વિગેરે પ્રથમથી અભક્ષ્યરૂપે ગણાતી ચીજોનું અથાણું પણ ન જ કરાય. ચોથે દિવસે તેમાં નિશ્ચયથી બે ઇંદ્રિય જીવો ઉપજે છે. એંઠે હાથે સ્પર્શ કરે, તો પંચેંદ્રિય સમૂર્છિમ મનુષ્યો પણ ઉપજે. લીલાં તીખાં ( મરી ) જે મલબારથી મીઠાનાં પાણીમાં અથાઇને અહિં આવે છે, તે બોળ અથાણું જ છે. તેથી તે અવશ્ય વર્જવાં. તેને અહીં આવતાં ઘણા દિવસ લાગે, છે.

અન્ય દર્શનીયોના શાસ્ત્રમાં પણ-"બોળ અથાણું નરકદ્વાર તુલ્ય" ગણ્યું છે. તે માટે તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

જે ફળમાં ખટાશ છે તે, અથવા
તેવી વસ્તુમાં ભેળવેલું હોય, તે અથાણું,

ત્રણ દિવસ ઉપરાંત અભક્ષ્ય છે. પરંતુ જો કેરી, લીંબુ; વિગેરેની સાથે નહિં ભેળવેલા ગુવાર, ગુંદા, ડાળાં, ચીભડાં, મરચાં વિગેરેના અથાણા-કે જેમાં ખટાઈ નથી,-તે તો એક રાત્રી વીત્યે બીજે જ દિવસે અભક્ષ્ય થાય.

કેરી કે લીંબુની સાથે આથ્યું હોય, તો ત્રણ દિવસ ખાવામાં બાધ નથી.

પણ જો શેકેલી મેથી નાંખી હોય, તો બીજેજ દિવસે વાશી થવાથી અભક્ષ્ય છે. કારણ કે-મેથી ધાન્ય છે, તેથી મેથી ચણાનો આટો કે દાળીયા નાંખેલ હોય, તો તે દિવસેજ વપરાય.

વળી જે અથાણામાં મેથી નાંખી હોય, તે કાચાં ગોરસની સાથે ખવાય નહિ.

કેરી, ગુંદાં, ખારેક, મરચાં વિગેરેનું સુકવેલું અથાણું બનાવે છે, તે પણ તડકા બરોબર ન દેવાયા હોય, અને લીલાશ રહેવાથી વાળ્યું વળી શકતું હોય, તો તેવું અથાણું પણ ત્રણ દિવસ ઉપરાંત અભક્ષ્ય થાય. "ત્રણ તડકા દેવા" તેવું કાંઇ નથી, પણ જ્યાં સુધી ખંગડી જેવું સુકાય, ત્યાં સુધી પાંચ સાત કે વધારે દિવસ પણ તડકા દેવા જોઇએ. તે

મુજબ સુકવ્યા બાદ રાઈ, ગોળ, ચડાવે અને તેલબુડ[1] હોય, તો તેવું અથાણું વર્ણ ગંધ રસ સ્પર્શ ફરે નહિ, ત્યાં સુધી ભક્ષ્ય સંભવે છે, પણ તેલ ઓછું હોય, તો વેળાસર બગડી અભક્ષ્ય થાય.

માટે આ પ્રમાણે ઉપયોગ પૂર્વક કરેલાં અથાણાં માટે પછી પણ બહુ ઉપયોગ તથા કાળજી રાખવી પડે છે.

(૧) અથાણાંની બરણીઓ ખુબ ગરમ પાણીથી સાફ કરી લુહીને કોરી કર્યા બાદ તેમાં અથાણુ ભરવું જોઇએ.

(૨) તે બરણી ઉપર સખ્ત ઢાંકણું મૂકી કપડાથી મજબૂત બાંધવું. તેમાં હવાનો પ્રવેશ ન થવો જોઇએ. નહિંતર ચોમાસામાં હવા લાગવાથી લીલ-ફુગ થવાથી અભક્ષ્ય થાય છે

(૩) અથાણું નોકર ચાકર કે બાળબચ્ચાં પાસે કઢાવવું નહિ, પણ ઘરના ઉપયોગવંત માણસે જાતે હાથ સ્વચ્છ કરીને કોરા કર્યા બાદ ચમચાવતી અગર બીજા કોઈ સાધનવડે કાઢવું. પણ બનતાં સુધી હાથ વતી કાઢવું નહિ. વળી પાણીવાળા હાથ કોરા કર્યા પછીજ કાઢવું, નહિંતર, તેમાં પાણીનું ફક્ત એકજ ટીપું પડવાથી જીવોત્પત્તિ થાય, માટે આ બાબત ખાસ ઉપયોગ રાખવો.

(૪) અથાણાંની બરણી ઉપર કીડી, મંકોડા વિગેરે જીવ ન ચડે, તેવા સ્થાનકે રાખવું. તથા ચોમાસામાં હવા ન લાગે,

---

૧ અથાણામાં ચીજ ડુબતી રહે અને તેલ કે સરસીયું જ નાંખેલ હોય, તે ઉપર રહે, તેવી રીતે તે નાંખવું જોઈએ.

તેવી જગ્યાએ રાખવું, કેટલાક લોકો અથાણાં, મુરબ્બા વિગેરે અંધારામાં રાખે છે, અને તેનો રસ પ્રમુખ પડવાથી કે સાફ ન થવાથી તે જગ્યાઓ ચીકાશવાળી ને ગંદી થવાથી ત્યાં મચ્છરાદિ જીવો થાય છે, અને અંધારાને લીધે કાઢતાં કરતાં તે બિચારા જીવો તે બરણીઓમાં પડવાથી મરી જાય છે. પછી પેટમાં પણ આવે. તેથી જ્યાં સારૂં અજવાળું પડી શકતું હોય, ત્યાં તથા સારી જગ્યાએ રાખવું.

(૫) સુકવતી વેળાએ જેવું તેવું સુકવ્યું હોય, તો તે અથાણાં ત્રણ દિવસથી વધારે ઉપયોગમાં ન લેવાય. માટે ઉપર કહ્યા મુજબ સુકવવું જોઇએ. તથા અથાણાં કરતી વખતે પાણીનો કિંચિત્ સ્પર્શ માત્ર પણ થવો ન જોઇએ.

(૬) વળી આ અથાણાઓ વરસ કે તેથી વધારે મુદત પણ રાખી મૂકાય છે, પણ તેમ ન કરતાં જેમ બને તેમ થોડા વખતમાં જ વાપરી નાંખવા જોઇએ.

ઉપર લખેલ સૂચનાઓ અનુસાર અથાણું કરી વપરાતું હોય, તોપણ દોષ લાગે? કે નહિ? તે પણ કેવળીગમ્ય. પણ આજ તો પ્રથમ આપણે રસઇંદ્રિયના લાલચુઓ તે મુજબ સુકવીએજ નહિ. કારણ કે-પછી તેમાંથી સ્વાદની લહેજત મળવી મુશ્કેલ લાગે છે. અને ઉપરની સૂચનાઓ મુજબ કરવા-વર્તવાવાળા ભાગ્યેજ કોઈ વિરલા હોય છે. ઉપરના તુચ્છ અથાણાંઓનો ખરેખરો જિંહ્વાઇંદ્રિયનો જય કરનારા રત્નશિરોમણિ વીરપુત્રો જ ત્યાગ કરે છે. અને તેજ ખરેખર પ્રશંસનીય છે. કારણ કે-આ જીવે અનંતીવાર દરેક ચીજો ખાઇને વમન કર્યું, તોપણ તૃષ્ણા જતી

નથી. તે આશ્ચર્ય જ છે! અણુાહારી થયા શિવાય કોઇ મોક્ષે ગયા નથી, જતા નથી, ને જશે પણ નહિ. તો ક્રમે ક્રમે આવી તુચ્છ અભક્ષ્ય વસ્તુપરથી મમત્વ ભાવ ઉઠાડવો, કે જેથી સદાને માટે અણાહારી પદ પ્રાપ્ત થાય. [ અથાણાં: મુરબ્બા વિગેરે સંધાન—સોડ રૂપ પદાર્થો અથવા આવી રીતે લાંબો વખત રાખી મુકાતા પદાર્થો વિષે ગમે તેટલી સાવચેતી રાખવામાં આવે, છતાં તેમાં જીવોત્પત્તિનો સંભવ માનીને ઘણા ભાઇઓ આવી ચીજોનો કાયમ ત્યાગ પણ રાખે છે. ]

૧૭. ઘોલવડાં—ઘોલવડાં એટલે દ્વિદળ—વિદળ અને ગોરસની મેળવણીથી થયેલી કોઇ પણ ચીજ. તે–અભક્ષ્ય ગણાય છે.

દ્વિદળ–વિદળ—એટલે સામાન્ય રીતે જેને આપણે કઠોળ ધાન્ય કહીએ છીએ, તે દરેક લેવા.

દ્વિદળની સામાન્યરીતે વ્યાખ્યા એ બાંધવામાં આવી છે, કે–

**જેમાંથી તેલ ન નીકળે, છતાં બે સરખી ફાડ થઇને દાળ થાય, અને તે ઝાડના ફળ રૂપ ન હોવું જોઇએ, તે દ્વિદળ ગણાય.**

ચણા: મગ: મઠ: અડદ: તુવેર: વાલ: ચોળા: કળથી: વટાણા: લાંગ: ગુવેર: મેથી: મસૂર: લીલવા: વિગેરે. તથા એ **દ્વિદળની**–ફળીઓ, લીલા સુકા પાંદડા, ભાજી, તેના આટા, દાળ, તેની બનાવટો, વિગેરે પણ દ્વિદળ ગણાય છે. જેમકે:–કઠોળ માત્રના પાંદડાની ભાજી, વાલોળ, ચોળાફળી, તુવેર: મગ: ગુવાર: ટાણાની ફળી, લીલા ચણા: પાંદડીનું શાક: તેની સુકવણી:

સંભારા: અથાણાં: દાળ: કળી: સેવ: ગાંઠીયા: પૂરી: પાપડ: બુંદી: વડી:ને પણ ભક્ષ્યાભક્ષ્ય વિવેકમાં દ્વિદળ ગણવા.

ઉપર લખેલી બધી હકીકત લાગુ પડતી હોય છતાં—જેમાંથી તેલ નીકળે, તો તે દ્વિદળ ન ગણાય, જેમકે-રાઇ: સરસવ: તલ:

મેથી નાંખેલ અથાણાં વિગેરે ચીજો દ્વિદળ ગણવી.

ઉપરની દરેક હકીકત લાગુ પડતી હોય, છતાં જો તે ઝાડના ફળરૂપ હોય, તો તે દ્વિદળ ન ગણાય જેમકે-**સાંગરી.** ઉપરની દરેક હકીકત લાગુ પડતી હોય, છતાં બે ફાડ ન થતી હોય, તો દ્વિદળ ન ગણાય. જેમકે-બાજરી: જુવાર: [ તેમાં તેલ નથી હોતું. ] વિગેરે.

**કાચા ગોરસ** એટલે દૂધ દહીં છાશની સાથે **દ્વિદળનો** સંયોગ થતાં જ તેમાં દ્વીન્દ્રિય જીવો ઉત્પન્ન થઈ જાય છે. માટે તે અભક્ષ્ય થઈ જાય છે.

પરંતુ ખૂબ ગરમ (ત્રણ ઉભરાથી) કરી અથવા ગરમ કર્યા પછી ઠંડા થયા પછી દ્વિદળ ચીજ તેની સાથે મેળવાય, તો દોષ લાગે નહિ.

આ બાબતનો શ્રાવકોના ઘરમાં ખાસ વિવેક રહેવો જોઈએ. દ્વિદળવાળી ચીજ ખાધા પછી પાણી પીવું જોઈએ, અને હાથ મોઢું ધોઈ, લુંછી નાંખવું જોઈએ. વાસણ બદલી નાંખવાં જોઈએ સારાંશ કે-કાચા કે રાંધેલ દ્વિદળની કોઈ પણ જાતની બનાવટનો અને કાચા ગોરસનો કોઈ પણ રીતે જરા પણ સ્પર્શ ન જ થવો જોઈએ.

**મેથી** નાંખેલા અથાણાં સાથે કાચા ગોરસ ન ખવાય.

**કઢીઃ** છાશને બરોબર ઉકાળ્યા પછી આટો ભેળવીને કરાય.

[ એવી રીતની કરેલી છતાં કઢી શિખંડ સાથે ખાઈ ન શકાય. કેમકે–શીખંડનું દહીં કાચું છે. માટે તે બન્નેયનો સ્પર્શ ન થવા દેવો જોઇએ. એટલે શિખંડના જમણમાં કઢી ચણાના આટાની કરવી જ ન જોઈએ.] છતાં કરવી હોય તો, બાજરીના આટાની કરવી.]

• દહીંવડાં દહીંવડી વિગેરે કાચા ગોરસમાં કર્યા હોય, તો તે અભક્ષ્ય છે. પરંતુ જો ઉકાળેલા ગોરસમાં કર્યા હોય, તો તે દિવસે જ ભક્ષ્ય છે.

રાઈતાં પણ ઉકાળીને બનાવવા જોઇએ. કેમકે–બીજી **વિદળ** ચીજ સાથે ખાવાનો પ્રસંગ આવે તો પણ હરકત આવે નહીં.

રોટલા રોટલી સાથે કાચું ગોરસ ખાવું હોય, તો દ્વિદળ વાળી વસ્તુનો સ્પર્શ દૂર રાખવો.

અને દ્વિદળવાળી ચીજ ખાવી હોય, તો ગોરસનો સ્પર્શ દૂર રાખવો.

કેટલાક ગરમ કરવાનો અર્થ **"માત્ર ગરમીની અસર થવા દેવી અને ઠંડક ચાલી જાય,"** એટલો જ કરી બેસે છે. પરંતુ તે ખોટો છે. તેથી વિદળનો દોષ લાગે છે. એમ કહેવાનું કારણ એ જણાય છે કે–છાશ, દહીંને ગરમ કરવાથી ફાટી જાય, એટલે તેમ થતું અટકાવવા માત્ર સહેજ આંચ લાગવા દે છે. પરંતુ મીઠું અથવા બાજરીનો

આટો નાંખી હલાવીને સારી રીતે ઉકાળવાથી છાશ ફાટી જશે નહિ. માટે સારી રીતે ઉકાળવું જોઈએ, પરંતુ લગાર ગરમ થયું [સામાન્ય વરાળ નીકળે] કે, તે ઉકાળેલું ગોરસ કહેવાય નહિ. શાસ્ત્રોમાં "ઉકાળેલું ગોરસ" એમ લખે છે. શ્રી. જિનદત્તસૂરિ મહારાજ વિરચિત સંદેહ દોલાવલીમાં આ પ્રમાણે ગાથા છેઃ-

" उक्कालियंमि तक्के विदलक्खेवे वि नत्थि तद्दोसो."

ઈત્યાદિ પૂર્વોક્ત ગાથાનો અર્થ વાચનાચાર્ય પ્રબોધચંદ્ર વિરચિત-વિધિરત્નકરણ્ડિકા નામની નાની ટીકામાં આવી રીતે કર્યો છેઃ—

"उत्कालितेऽग्निना-अत्युष्णीकृते, तक्रे गोरसे, उपलक्षणत्वाद्दध्यादौ च, द्विदलं-मुद्गादिः, तस्य क्षेपः=द्विदलक्षेपः, तस्मिन्नपि सति किं पुन ? द्विदल-भक्षणानन्तरं मुखेहादिपाने, इत्यपेरर्थः, नास्ति तद्दोषो द्विदलदोषो जीवविराधनारूपः।

ઈત્યાદિ—એ પાઠમાં પણ સાફ લખેલ છે કે "અગ્નિવડે અતિ ઉષ્ણ ગોરસ-છાશ. ઉપલક્ષણથી દહીં, આદિ શબ્દે દૂધ-માં દ્વિદલ પડવાથી વિદલનો જે દોષ છે, તે લાગતો નથી." માટે ઉપરના પાઠ મુજબ તો અતિ ગરમ થાય, ત્યાર પછી વિદલનો દોષ ન લાગે; આજકાલ ઘણા લોકો અજ્ઞાનથી જેમ આવે તેમ વર્તે છે, પણ તે અયુક્ત છે. તેથી પૂર્વોક્ત વિધિ અનુસાર ઉકાળ્યા પછીજ ચણાનો લોટ, મેથી પ્રમુખ દ્વિદલ મેળવાય, તો દોષ ન લાગે.

ખાટાં ઢોકળાંનો આથો કરે છે, તે માટે પણ ઉપર મુજબ પ્રથમ છાશ ગરમ કરવી જોઇએ. સ્વજનકુટુંબ, અન્ય દર્શનીય, નાત જમણવાર વિગેરે ઠેકાણે જમવા જતાં વિદલ માટે તીવ્ર ઉપયોગ રાખવો જોઇએ નહિંતર સહેજમાં દોષ લાગી જવાનો સંભવ છે. વળી કઢી, રાઈતું, પ્રમુખ બનાવેલ હોય, તે ગોરસ ગરમ કર્યા પછી વિદલ નાંખ્યું હશે ? કે કેમ ? તેવી શંકાને પ્રથમથી જ પૂછી દૂર કરી ભક્ષ્યાભક્ષ્યનું નક્કી કર્યા પછી વાપરવાં.

કદાચ ઘેર પણ ગોરસ બરાબર ગરમ ન કર્યું હોય, તો વિરતિવંતે સ્વઘેર પણ અવશ્ય ખાત્રી કર્યા પછી જ ખાવું ઉચિત છે વળી હાલ ઘણેખરે ઠેકાણે ગોરસ બરોબર ઉકાળવાની પ્રવૃત્તિ જોવામાં આવતી નથી, તેથી વિરતિવંતે તો ચોક્કસ ખાત્રી કર્યા વગર બહેતર છે, કે તેવી વસ્તુ વાપરવી નહિ. કે તેવા ઠેકાણે જમવા જવું પણ નહિ.

આશા છે કે–વિરતિવંતો તથા અન્ય શ્રાવક શ્રાવિકાઓ હવેથી ગોરસ પૂર્વોક્ત રીતે ગરમ કરવા–કરાવવાની ખાસ સંભાળ રાખી તે મુજબ વર્તવા ઉદ્યમ કરશે. દ્વિદલ સાથે કાચું ગોરસ મળવાથી દ્વીન્દ્રિય જીવ તરતજ ઉત્પન્ન થાય છે. **તે આગમગમ્ય છે.** તેનું વિવેચન આગળ "**માખણ**"ના સંબંધમાં થઈ ગયું છે. માટે શંકા કરવી નહી. અને આ અભક્ષ્ય તજવા અવશ્ય ખપ કરવો. પણ "બીજાને ત્યાં જમવા જતાં વિદલની જયણા અને સ્વઘેર ઉપયોગ રાખું." એવા નિયમો કાયર પુરુષો માટે છે. કોઈ પણ ઠેકાણે જમવા જતાં અભક્ષ્ય વસ્તુઓ ખાવાનો કદિ આગાર હોય જ નહિ. આ તો, '**લડ્ડુ બી ખાના**

ઔર મુક્તિમેં બી જાના' તેના જેવું થયું. પણ બંધુઓ અને બહેનો! એમ મુક્તિ કદી હાથ આવવાની નથી એ તો જ્યારે આત્મ વીર્ય ફોરવીશું, ત્યારે જ મુક્તિ મળવાની છે. પરંતુ પુદ્‌ગલ સાથે જ્યાંસુધી ભાઇબાપાનો સંબંધ રાખીશું, ત્યાંસુધી તો ચતુર્ગતિના ચોટામાંથી નીકળવું તદ્દન અશક્ય છે. તે પુદ્‌ગલનો તો સડન, પડન, વિધ્વંસન થવાનો સ્વભાવજ છે. તેથી પુદ્‌ગલ પરથી મમત્વ ભાવ ઉઠાડી, હે વીરપુત્રો! મોહરૂપી નિસો ઉતારો, પ્રમાદ દૂર કરી જાગ્રત થાઓ, અને આ મનુષ્ય જન્મ સાર્થક કરો!

"આજ કરશું, કાલ કરશું" એમ વિચારણા કરતાં કરતાં યમરાજના સપાટામાં ઓચિન્તા આવી જવાશે જેમ—

"આઇ અચાનક કાલ તોપચી,
ગહેગો જ્યું નાહર બકરીરી"

ની માફક ફસાઈ જઈશું. માટે પાછળથી પસ્તાવુ ન પડે, તે માટે સતત પ્રયાસ કરવા ઉજમાલ થાઓ!

પ્રભુજી કહી ગયા છે, કે "ક્ષણ લાખેણી જાય" તે કેમ ભૂલી જઓ છો? તે વાક્ય અહર્નિશ યાદ કરી, આ ક્ષણિક અને પરિણામે દુઃખરૂપી સુખ ઉપરથી રાગ ઉઠાવી, દ્વિદલનો સર્વથા ત્યાગ કરો. તો જિનેશ્વર મહારાજની આજ્ઞા યથાર્થ પાળી કહેવાય.

તેવા જગદ્વંદ્ય જિનેશ્વર મહારાજના વચનનો અખંડિતપણે આદર ક્યારે આપણે કરીશું? અને અવિચલ સુખ ક્યારે પામીશું?

### ૧૮. વેંગણુ—સર્વ જાતિના રીંગણા અભક્ષ્ય છે.

કારણુ કે–એક તો તેમાં બીજો બહુ હોય છે, તથા તેની ટોપીમાં સૂક્ષ્મ ત્રસ જીવો હોય છે. વળી તે ખાવાથી નિદ્રા વધે છે. અતિ વિકારી તથા નિર્ધ્વંસ પરિણામ ઉપજાવવાળા છે. પિત્તાદિક રોગ પણુ કરે છે, તેથી તેની સર્વ જાતિ અભક્ષ્ય છે. [1]રીંગણાની સુકવણી કરીને પણુ ખાવાનો નિષેધ છે; તેથી તેને તો શીઘ્રતાથી જલાંજલીજ દેવી. કેટલાક રોગના કારણે આ અને આવી અભક્ષ્ય વસ્તુઓનો આગાર રાખે છે. પરંતુ બંધુઓ! જે કર્મરૂપી રોગનું ઉન્મૂલન કરવા માટે ત્રિકાલજ્ઞાનીઓએ આ અભક્ષ્ય વસ્તુઓનો ત્યાગ કરવાનો કહ્યો છે, ત્યારે આપણે તેનો અનાદર કરી કર્મરૂપી રોગની વૃદ્ધિ થવા માટે રીંગણા પ્રમુખ વાપરી ભવભ્રમણુ વિશેષે વહોરી લઇએ છીએ. અફસોસ છે, કે–આપણા રોગનું તેથી નિવારણુ થવાને બદલે ખરેખર તેને પુષ્ટિ મળે છે.

ભવ્યો! જ્ઞાનચક્ષુથી જરા વિલોકન કરો. હવે આટલેથી

---

૧ પુરાણાદિ અન્ય શાસ્ત્રોમાં પણુ રીંગણા ખાવાનો નિષેધ કરેલો છેઃ–

"यस्तु वृन्ताककालिङ्गमूलकानां च भक्षकः ।
अन्त-काले स मूढात्मा न स्मरिष्यति मां प्रिये !"

અર્થઃ–"રીંગણાં, કાલિંગા, અને મૂળા ખાનારો મૂઢ આત્માને મરણુ વખતે હું યાદ આવીશ નહીં."

વળી કહ્યું છે કે "રીંગણાના શાકનો ધુમાડો લાગતાં આકાશે ચાલતું વિમાન અટક છે."

જો પુરાણીઓ ઉક્ત શાસ્ત્રને માન આપતા હોય, તો તેમાં સ્પષ્ટ રીતે નિષેધેલી વસ્તુ પોતે જ વર્જ્ય દઇ, તેઓએ પોતાના શ્રોતાઓ ઉપર સજ્જડ દાખલો બેસાડવો જોઇએ.

વિરમો ! જેથી આપણે કર્મરૂપી રોગનું વિદારણ કરી અમર-પદવી વેગે લઈએ.

**૧૯ અજાણ્યાં ફળ**—જેનું નામ કોઇ ન જાણતું હોય, તથા કોઈએ ન ખાધાં હોય, તેવાં ફળ કે ફૂલ અભક્ષ્ય છે.

કારણ કે–તેના ગુણદોષની આપણને ખબર નથી હોતી. કદાચ વિષફળ હોય, તો આત્મઘાત થાય, તે માટે–તેનો ત્યાગ કરવો. **વંકચુલ રાજકુમારને** હિતસ્વી મહાન ઉપગારી ગુરુમહારાજાએ અજાણ્યાં ફળનો નિયમ કરાવ્યો હતો. જે તેણે અતિ ક્ષુધા લાગવા છતાં પણ દૃઢપણે પાળવાથી તેના પ્રાણ બચ્યા હતા. અને તેની સાથેના બીજા ચોરો અજાણ્યાં ફળ ખાવાથી કાળને વશ થયા હતા.

લો ! ભવ્યો ! આવા પરમકૃપાળુ અને કેવળ નિઃસ્વાર્થી તીર્થંકર મહારાજ તથા ગુરુ મહારાજનો અનંતા દુઃખમાંથી શીઘ્ર મુક્ત કરવાનો ઉપદેશ પૂર્વ પુણ્ય ઉદયે જે પામ્યા છીએ, તે ફરી મળવો દુર્લભ છે. પુણ્યરૂપી મૂડીનું વ્યાજ ખવાઇ ગયા પછી મુડી પણ ખાવા લાગીયે, અને જો તે સઘળી ખાઇ જઇશું, તો પરભવે સુખ–સંપદા ક્યાંથી પામીશું ? માટે જ શાંત અને ગંભીરતાદિક અનંતગુણોના ધારક પ્રભુજીની ઉત્તમ શીખામણ માનો, અને તદ્દત્ આચરણ કરવા વીર્યોલ્લાસ ફોરવો ! જેથી સ્વયમેવ મોક્ષમાળા કંઠે વિષે આરોપિત થાય.

૨૦. તુચ્છફળ.—જે અસાર પ્રાયઃ હોય, તૃપ્તિકારક નહિ, ઘણા આરંભે પણ તૃપ્તિ થાય નહિ, [illegible]

ફેંકી દેવું ઘણું. જેમકે ચણીબોર,[1] પીલુ કે પીચુ[2], ગુંદી,[3] મ્હોર[4] વિગેરે તે તુચ્છફળ છે. તથા અત્યંત કુંણી મગ, ચોળા, ગુવાર, વાલ, શમી વિગેરેની શીંગો તથા બીજી જે ફળની જાતિઓ અતિ કોમળ હોય, તે સર્વે તુચ્છ ઔષધિ જાણવી.

અને ચણાના ફુલ, કેરીના મ્હોર કે જેમાં ગોટલી બંધાણી ન હોય, બોરના ઠળીઆમાંથી ગર્ભ કાઢીને ખાવો, તે વગેરેમાં પણ પ્રસંગે દૂષણ લાગી જાય છે. કેમકે–વનસ્પતિયો અતિ કોમળ અવસ્થામાં અનંતકાય પણ હોય છે. તેથી અનંતકાયના વ્રતનો ભંગ થઇ જાય. એવી વસ્તુઓ બહુ ખાઇએ તો પણ તૃપ્તિ ન થાય. અને ખાવામાં થોડી આવે તથા ખાધા પછી તેની ગોટલી (ઠળીયા) બહાર નાંખીયે, એટલે તેમાં મુખની લાળ અડકવાથી અસંખ્ય ( લાળીયા ) તથા સંમૂર્છિમ જીવ ઉત્પન્ન થાય. તથા જે પુરુષ બહુ તુચ્છ ફળ ખાય, તેને તત્કાળ રોગ પણ થઈ જાય છે, તેથી તુચ્છ ફળ સર્વથા વર્જવાં.

હે બંધુઓ! જ્યારે આ તુચ્છ અભક્ષ્ય વસ્તુ ઉપરથી આપણો તુચ્છ મમત્વ ભાવ ઉઠશે, ત્યારેજ શાશ્વતાં અનંત સુખની લ્હેરીઓમાં મગ્ન થવાનો સમય શીઘ્ર પ્રાપ્ત થશે.

૨૧. **ચલિતરસ**—કોહ્યું–સડયું અન્ન, વાશી રોટલા, રોટલી, ભાત, દાળ, શાક, ખીચડી, શીરો, લાપસી, ભજીયાં થેપલાં, પુડલા, વડાં, નરમ પુરી, ઢોકળાં વિગેરે અનેક રસોઇ

---

૧ કાશીના આમલબોરમાં પણ ત્રસ જીવો થાય છે. ૨. પીચ ૩. વડગુંદા, જાંબુ પણ તુચ્છ ફલ ગણાય છે. ૪. આંબાનો મ્હોર.

એવી હોય છે, કે જે એક રાત્રિ વ્યતીત થયા પછી વાશી થાય છે.એટલે સૂર્ય અસ્ત થયા પછીજ તે તે ચીજનો સ્વાદ ગંધ રંગ સ્પર્શ બદલાઇ જતાં " ચલિતરસ " થવાથી અભક્ષ્ય થાય છે.

મિઠાઇ વર્ષાકાળમાં સારી ઉત્તમ પ્રકારની બનાવી હોય, તો ઉત્કૃષ્ટ પંદર દિવસ,

ઉન્હાળામાં વીશ દિવસ,

શિયાળામાં એક માસ સુધી ભક્ષ્ય છે. અને બનાવવામાં કચાશ રહેવાથી જો તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, ફરે, તો કાળના પરિમાણ પહેલાં પણ એટલે આજની બનાવેલી મિઠાઈ આજેજ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ફરવાથી અભક્ષ્ય થાય છે.

શાસ્ત્રમાં જેટલો કાળ કહ્યો છે, તે વિત્યા પછી તે ચીજનો ચલિત રસ થાય છે. ત્યારે અસંખ્ય બે ઇંદ્રિય જીવો તેમાં ઉપજે છે. તેથી શ્રાવકે રાત્રે તલમાત્ર પણ અન્ન કે એઠવાડ રાખવો નહિં.

જે વિવેકી પોતે ભાણામાં પીરસેલું કાંઈ એઠું ન છોડે, તથા થાળી વાટકો ધોઇને પીએ છે, તેઓને નિમિત્તે સમુર્છિમ પંચેન્દ્રિય મનુષ્ય અસંખ્ય ઉપજતા અટકે છે, તેથી તેને આયંબિલ તપના જેવો લાભ મળે છે. માટે જમણવાર કરીને વાસણો કે એઠવાડ રાતવાશી ન જ રાખવા. દિવસે પણ એઠું બે ઘડી પહેલાં પરઠવી દેવું. અને જો જનાવરના ઉપયોગમાં આવી જાય તો વધારે સારૂં. લાપશી, શીરો પ્રમુખ સૂર્ય અસ્ત પહેલાં જો સારી રીતે ઘીમાં દાણેદાણો છુટો થાય તેવું શેકી નાંખ્યું હોય, અથવા રોટલી, રોટલા કે ખાખરા અંગડી જેવા આકરા શેકી નાંખ્યા હોય, તો તે વાશી ન થાય.

રાત્રે રાંધેલું પણ ખાવું ચુક્ત નથી. સવારે સૂર્યનાં કિરણ ફૂટયા પછી કે ત્યારથી નજરે જોઇને જીવની યતના પાળી શકાય, ત્યારથી ચુલાનો આરંભ રાખીને સાંજે સૂર્ય અસ્ત થયે, ઓલવી નાંખવો જોઇએ. તેજ દયાળુ શ્રાવકનો આચાર છે.

પ્રકાશ મળવા લાગે ત્યારે જ ચૂલા વિગેરેનો આરંભ કરવા માટે ઋતુ પ્રમાણે ચોક્કસ વખત નક્કી કરી લેવા જોઈએ.



# પ્રકરણ ૨ જું

## ચલિતરસનું સ્પષ્ટીકરણ

### ચલિત રસ એટલે શું ?

જે વસ્તુ જે જાતની ઉત્પન્ન થયેલી, ઉત્પન્ન કરેલી, કે બનાવેલી જે જે સ્વરૂપમાં યોગ્ય રીતે ખાવાના ઉપયોગમાં આવી શકે, તે યથાસ્થિત રસવાળી ગણાય.

યથાસ્થિત રસ ઉત્પન્ન થયો ન હોય, અથવા યથાસ્થિત રસ ઉત્પન્ન થયા પછી તેમાં ફેરફાર થઇ જાય, અને ખાવાના ઉપયોગને લાયક ન રહે, તે વસ્તુ ચલિતરસ કહેવાય.

કોઈપણ ચીજમાં સૂક્ષ્મ ફેરફાર તો સમયે સમયે થયા જ કરે છે. પરંતુ અમુક પ્રમાણમાં ફેરફાર થાય, કે-જે ફેરફારથી ઉપયોગ કરવા લાયક ગણી શકાય તેવી વસ્તુ ન રહે, તે ચલિતરસ કહેવાય છે.

## ચલિતરસના મુખ્ય પદાર્થોનું વર્ણન.

| | |
|---|---|
| ૧ આટો | ૧૬ રસોઇ |
| ૨ જલેબી | ૧૭ ઓદન |
| ૩ હલવો | ૧૮ દહીં |
| ૪ અમ્રતી | ૧૯ દૂધ |
| ૫ માવો | ૨૦ ઘી |
| ૬ મુરબ્બો | ૨૧ બળી |
| ૭ સેવ વિગેરે | ૨૨ ખાટાં ઢોકળાં |
| ૮ દૂધપાક | ૨૩ ઘોલવડાં |
| ૯ કેરી | ૨૪ ખાખરા |
| ૧૦ પાપડ | ૨૫ પાપડના લુઆ વિગેરે |
| ૧૧ ચટણી | ૨૬ જુગલી રાબ |
| ૧૨ સંભારો | ૨૭ રાયતું |
| ૧૩ પક્વાન્ન | ૨૮ શેકેલું ધાન્ય |
| ૧૪ વસાણું | ૨૯ ઢુંઢણીઆ |
| ૧૫ ચુરમાના લાડુ | |

૧. આટો—ચાળ્યા વગરનો આટો દળ્યા પછી કેટલાક દિવસ મિશ્ર [કાંઇક સચિત્ત ને કાંઇક અચિત્ત] રહે છે. પછી અચિત્ત થાય છે.

દળ્યા પછી વગર ચાળેલો આટો—

શ્રાવણ ભાદરવામાં પાંચ દિવસ મિશ્ર રહે છે; આસો, કાર્તિકમાં ચાર દિવસ; માગશર, પોસમાં ત્રણ દિવસ;

માહ, ફાગણમાં પાંચ પહોર; ચૈત્ર વૈશાખમાં ચાર પહોર;

જેઠ અશાડમાં ત્રણ પહોર.

પછી અચિત્ત થાય.

અને જે દિવસે દળ્યો હોય, તેજ દિવસે ચાળ્યો હોય, તો બધી ઋતુમાં તેજ દિવસે અચિત્ત છે, અને બે ઘડી પછી કારણ પડયે મુનિ મહારાજ પણ વહોરી શકે.

**સિદ્ધાંતમાં** આટાનો કાળ જોવામાં આવતો નથી. પરંતુ અચિત્ત થએલા આટામાં પણ ખોરાશ થએથી, અથવા વર્ણ, ગંધ, રસ સ્પર્શ પલટાય ત્યારે અભક્ષ્ય છે; તથા જીવની ઉત્પત્તિ જોવામાં આવે, તો તે આટો ચાળીનેય ન ખવાય. અર્થાત્ તે અભક્ષ્ય થયોજ માનવો.

ચોમાસાની ઋતુમાં આટો દરરોજ બે વખત, તથા શિયાળા ઉન્હાળામાં એક વખત ચાળવો, કારણ કે ન ચાળવાથી તેમાં જાળાં બાઝી જાય છે. અને તે તુરત બગડી જઇ અભક્ષ્ય થાય છે.

તથા દરેક વખતે વાપરતાં પહેલાં અવશ્ય ચાળવો જોઈએ, જેથી જીવની યતના સચવાય. [સંચે દળાવેલો આટો એકદમ ગરમ હોય છે. તેથી તેને બરાબર ઠરવા દીધા વિના ભરી દેવાથી બાફ મારી વરાળીયું પાણી છુટે છે. અને પછી આટો બટાઈ જાય છે, અને ગંધ મારે છે. તેથી તે વ્હેલો અભક્ષ્ય થાય છે. માટે ખુબ ઠારવો, અને પછી ભરવો. સામાન્ય રીતે સંચે દળેલાનો કાળ બહુ ઓછો રહેવાનો. સંચે દળાયેલો આટો ખાવાનું પ્રજાનું કમનશીબ ઉત્પન્ન થયું છે. તેમાંથી સત્ત્વ ઘણું નાશ પામે છે. વીટામીનની ચર્ચા

કરનારો જમાનો સંચાનો આટો છોડી શકતો નથી. ગામડાના મજુરો પણ માથે ઉપાડીને શહેરમાં દળાવીને લઈ જાય છે.] બાજરીનો આટો ઘઉં ચણાના આટા કરતાં બહુ વ્હેલો ખોરો થઇ જાય છે. તેથી ખાસ ખ્યાલ રાખવો.

બને ત્યાં સુધી કારણ વગર આટો સામટો દળવો દળાવવો જ નહિ. આટો બજારમાંથી તૈયાર લેવો નહિ. કારણ કે–વેપારીને ત્યાં ઘણા દિવસનો જુનો માલ હોય, સડેલો તથા હલકો દાણો બરોબર જોયા તપાસ્યા વગરનો પણ દળાવેલો આપે. તેઓને તો વ્યાપાર કરવો છે, એટલે પ્રાય: વેઠજ કરે. જેથી સ્વઘેર સારો માલ મંગાવી, જોઇ, તપાસી, જયણાપૂર્વક દળવો કે દળાવવો અને સારા આંક વતી ચાળીને વાપરવો.

ઘઉં વિગેરેમાં કેટલીક વખત બહુ ઝીણાં સાર [ છિદ્ર ] હોય છે, તેમાં ધનેડા વિગેરે જીવોની ઉત્પત્તિ થાય છે, તે જીવો બહુ ઝીણાં હોવાથી એકાએક નીકળી શકતા નથી, પરંતુ જ્યારે મોટા થાય છે, ત્યારે તે દાણામાંથી નીકળી શકે છે. તેથી તેવા દાણાઓ વીણીને ઉપયોગ પૂર્વક સારી જગ્યાએ મૂકી દેવા [અને તે જીવાતખાનામાં મોકલવા. ]. પરંતુ કેટલાક તેને સહેજ છિદ્રો સમજી જેમને તેમ દળવા પણ આપી દે છે, તે ખેદજનક છે. તુચ્છ સ્વાર્થની ખાતર તેવી વર્તણુંક અથવા પ્રમાદ મહા અનર્થકારી થાય છે. [પણ કેટલીક વખત લોકો સામટો દાણો ભરે છે, તે ઋતુ ફેરફાર આદિ કારણથી તદ્દન સડી જાય છે, તો તેવા દાણા ગમે તેટલા પ્રમાણમાં હોય, તોપણ કિંચિત્ ન વાપરવા. મુખ્યતાએ તો જેમ જોઇએ તેમ મણ બે મણ કે પાંચ મણ પરીક્ષા

કરી સારો માલ લેવો યુક્ત છે. પરંતુ કદાચ તેમ ન બને તો ઉપયોગ પૂર્વક અનાજ વધારે ભરી રાખવા માટે તેને સાચવવા શી ગોઠવણ કરવી? તે ખાસ અનુભવીઓ પાસેથી જાણી લેવું જોઇએ. દરેકને સાચવવાની જુદી જુદી રીત હોય છે. કેટલાક–બાજરી ઘઉં વિગેરે રાખથી રખેળાય છે. કેટલાક–મગ વિગેરે રેતમાં દબાવાય છે. કેટલાકમાં પારો નંખાય છે. કેટલાકને કેટલેક ઠેકાણે એરંડીયું લગાડે છે. કોઇ ઠેકાણે કળિચુનો નંખાય છે. કોઇમાં પારાની પીંડલીઓ નાંખે છે. જો કે આમાંની કોઇ પણ રીત અન્નના મૂળગુણને ચલિત કરે છે, અને બીજી રીતે–જીવજંતુ પડવાથી પણ એજ મુશ્કેલી આવે છે. પારો ગુપ્ત નુકશાન કરે છે. એરંડીયાવાળાને જો જીવજંતુ ચડે તો ચોટી જઇ મરી જાય છે. એટલે દરેક પ્રકારે સાવચેતી રાખવી જોઈએ જ. જરૂર પૂરતું સારૂં જોઈ ખરીદવું, એ આદર્શ સ્થિતિ છે. પરંતુ એ સ્થિતિ મોટા વરાવાળાને કે દુષ્કાળાદિક કારણે ટકાવી શકાય નહીં! સંઘરવું પણ પડે. આ દેશમાંથી પરદેશ અનાજ નહોતું ચડતું ત્યારે દરેક ઘરવાળા દરેક પ્રકારનું ધાન્ય જુદી જુદી રીતે સંઘરી રાખી કાળજીપૂર્વક સાચવતા હતા. તેની હકીકતો અનુભવીઓ પાસેથી જાણી લેવી જોઇએ. ]

રાખમાં ભારવા, પારો દેવો તથા જોવા તપાસવાનો ઉપયોગ કરવો જોઇએ. તેમાં પણ ચોમાસામાં ખાસ કરી દરેક વસ્તુઓમાં જીવોત્પત્તિ થવાનો સંભવ હોવાથી અતિ સંભાળ રાખવી.

આ વગેરે કાર્યોમાં સ્ત્રીઓએ વિવેક તથા ચતુરાઈ પૂર્વક

પોતાની ફરજ સમજી ઉપયોગ રાખવો ઘટે છે. વળી જો બની શકે, તો બીજાને દળવા પણ ન આપે. કારણ કે દળનારને તો મજુરી કરવી હોય, તેથી ઘંટી પ્રમુખ પ્રમાર્જે કે નહિ. ઘંટી ઉપર ચંદરવો પણ હોય. કે નહિ. (પ્રાયઃ કરી તેઓ ધર્મના અજાણ હોવાથી તેવો શુદ્ધ ઉપયોગ કયાંથી રાખે?) તથા તિથિને દિવસે પણ દળે અને ભેળ સંભેળ–દગો પણ નજ કરે, [સ્વચ્છતાની દૃષ્ટિથી પણ બીજી કેટલીક શી જાળવણી રાખે?] તેનું શું કહી શકાય? [તથા કેટલાક તો હાથે દળવાના પૈસા લઇ સંચે દળાવી ઠરવા દઇને આટો આપી જાય છે.] પણ આ યન્ત્રના કાળમાં મોટા શહેરોમાં ગરીબ સ્થિતિનો માણસ સંચેથી દળાવીને વાપરે, ત્યારે શ્રીમંત પુરુષોની તો શી વાત? પણ ધર્મ તો શ્રીમંત કે ગરીબ બન્નેયને માટે એક સરખો છે. શાસ્ત્રમાં ઘંટી ઉપર ચંદરવો ન હોવાથી કેવા કેવા દોષો કહ્યા છે? તે વગેરેનું અત્રે વિવેચન ન કરતાં ટુંકમાં એટલું જ કહેવું બસ થશે કે–આપણે જીવદયાના હેતુ માટે જયણાપૂર્વક જેમ આજથી ફક્ત પચીસ કે પચાસ વર્ષ પહેલાં શ્રીમંતોના ઘરવાળાઓ પણ જાતેજ દળવું, પાણી ભરવું વગેરે કાર્યો કરતા હતા, તેમ કરીશું તો તેમાં લઘુતા નથી. આ બાબત સુજ્ઞ બહેનોનેજ લાગણી હોય, તો ઘણે દરજ્જે સારો ઉપયોગ રાખી અનેક જીવોને જીવિતદાન આપ્યાનું ફળ મેળવે, તથા અનુક્રમે સુખ સંપદા પામે. તેથી જયણાપૂર્વક જાતે કરવું, તેજ ઉત્તમ છે. [આજની કેટલીક બાળાઓ રસોઈ કરવા પણ ખુશી નથી, તો પછી જાતે દળવા ખાંડવા અને યતના માટે તેમની તરફથી જાત કાળજીની આશા શી રીતે રાખી શકાય?

આજનું શિક્ષણ પુસ્તકો વાંચતાં તથા લખતાં શીખવે છે. પરંતુ જીવનમાં ઉપયોગી યોગ્ય તાલીમ, ધાર્મિક જીવન, યતના, જાત મહેનત વિગેરે જીવનના યોગ્ય તત્ત્વોથી વંચિત રાખે છે, અને આર્ય સંસ્કાર તથા ધર્મથી વિમુખ બનાવે છે. અગ્નિમાંથી પાણીની આશા રાખવા જેવી આશા આજના શિક્ષણમાંથી યતના અને કાળજીપૂર્વકના જાતમહેનતના જીવનની આશા રાખવી. કેટલીક ભણેલી બ્હેનોમાં યે કોઇ કોઇ વાર એ સંસ્કાર જોવામાં આવે છે, તે તો પ્રાયઃ વારસાનાજ હોય છે. એટલે કે–આધુનિક શિક્ષણ હજુ બાલ્યાવસ્થામાં જ્યાં સુધી છે, ત્યાં સુધી પૂર્વના સંસ્કારો ટકી રહે છે. જેમ જેમ હાલનું શિક્ષણ વધુ સંગીન પાયા ઉપર થતું જશે, તેમ તેમ પૂર્વના જીવનના કેટલાક સુંદર તત્ત્વો પણ સંગીન પાયા ઉપર અદૃશ્ય થવાનો સંભવ લાગે છે. ]

૨ જલેબી–જલેબીનો આથો કરવાની જે રીત છે, તે જીવોની ઉત્પત્તિનો હેતુ છે. કોઈ ઠેકાણે દિવસના આથો વગેરે બનાવી તેજ દિવસે બનાવી ઉપયોગ કરે છે. અને "તેમાં દોષ લાગતો નથી." એમ કહે છે. પણ આ બાબત વિશેષ નિર્ણય કરતાં જણાયું છે, કે કિંચિત્ પણ જુના ઘોળનું જામણ દીધા શિવાય નવો ઘોળ કદિ ઉપસતો નથી. અને ઉપસ્યા વિના જલેબી ફુલે નહિ. માટે આથો હોય, તોજ ઉપસે છે. અને ઘોળ ઉપસતો નથી. માટે જલેબી કોઈ પણ રીતે અનાચરણીય જણાય છે. કેમકે–તેમાં અસંખ્ય બેઇંદ્રિય જીવો ઉપજે છે. તેથી તેનો સર્વથા ત્યાગ કરવો, જલેબી દિવસની બનતી નથી. એમ સાંભળ્યું છે, છતાં તત્ત્વ કેવલી-

ગમ્ય. પણ બજારમાં જે થાય છે, તે તો રાત્રેજ આથો કરે છે. તેથી તે અભક્ષ્યજ છે.

૩. **હલવો—લીલો, સુકો, બદામ** વિગેરે જાતનો હલવો અભક્ષ્ય છે, કારણ કે-ઘઉંના લોટને બે ત્રણ દિવસ સડાવીને તેમાંથી સત્ત્વ કાઢીને પછી બનાવે છે. તેથી તેમાં અસંખ્ય જીવ ઉત્પન્ન થાય છે. માટે તેનો સર્વથા ત્યાગ કરવો યુક્ત છે. **દૂધીનો** હલવો ફક્ત તે દિવસનો કરેલો ભક્ષ્ય છે, બીજે દિવસે અભક્ષ્ય થાય છે. જલેબી, હલવો કે જે ઘણાં આરંભથી નિષ્પન્ન થાય છે, તેનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

**મુંબઇમાં હલવો** બહુ પ્રસિદ્ધ હોવાથી જેઓ ત્યાંથી સ્વવતન જાય છે, ત્યારે હલવો ખાસ કરી લઈ જાય છે. પણ બંધુઓ ! અનેક બેઇંદ્રિયાદિક જીવોની હિંસાવાળા પદાર્થ ખાવા કે ખવરાવવામાં આપણા આત્માને તેનાં કટુક ફળ ચાખવાં પડશે, તે વખતે માતા, પિતા, બંધુઓ, બ્હેનો, સ્વજન, કુટુંબી કે મિત્ર અથવા તો સ્ત્રી કે કોઈ પણ તે મહા દુઃખમાંથી મુક્ત કરાવવા નહિં આવે, કે થતી વેદનામાંથી થોડી પણ પોતે અંગીકાર નહિં કરે. અર્થાત્ સર્વે કર્મનો ભોક્તા આપણોજ આત્મા થશે. માટે તેવા અભક્ષ્ય પદાર્થ મુદ્દલ વાપરવા નહિ. તેમ નાતમાં કે કુટુંબી અથવા અન્યદર્શનીયને ત્યાં જમવા જતાં પણ તેવી અભક્ષ્ય વસ્તુઓને વિષસમાન સમજી સ્પર્શ પણ ન કરવો. ખાંડ વગેરેના રમકડાંની જનાવરરૂપે કરેલી ચીજો અભક્ષ્ય છે. જેમ-**યશોધર** રાજાએ પૂર્વે માતાની દાક્ષિણ્યતાથી અડદનો કુકડો કલ્પી મારીને માંસરૂપે તેનું ભક્ષણ કર્યું, તેથી ઉપરાઉપર તિર્યંચના ભવોમાં કેવા છેદન

ભેદનાદિ થયાં ? માટે તે અવશ્ય વર્જવું. ધર્મી માતાપિતાએ આ બાબત અવશ્ય લક્ષ્યમાં રાખી પોતાનાં બાળકોને તેની સમજ આપવી.

૪. **અમ્રતી**–કલકત્તા તરફ બનાવે છે. તેનો દેખાવ લગભગ **જલેબીના** જેવોજ જણાય છે. પણ **અમ્રતી** બનાવવામાં આથો કરવો પડતો નથી. તેથી તે વસ્તુઓ દિવસના ઉપયોગ પૂર્વક બનાવી હોય, તો તે દિવસે વાપરવામાં બાધ જણાતો નથી બીજે દિવસે તે અભક્ષ્ય થાય છે માટે કયારે બનાવી છે ? તે બાબતનો નિર્ણય કરીનેજ લેવી.

૫. **માવો**—દૂધનો માવો જે દિવસે કર્યો હોય, તેજ દિવસે ભક્ષ્ય છે, રાત્રીએ અભક્ષ્ય થાય છે. પણ જો તે માવાને ઘીમાં તળીને સોંતળી રાખ્યો હોય, તો રાત્રી રહી શકે.

તેથી **પેંડા, બરફી, જાંબુ. ઘારીપુરી, મોહનથાળ** વિગેરે મિઠાઇઓ, કે જેમાં માવો આવે છે, તે માવાની મિઠાઈ તુરત બનાવવી જોઇએ. અને ચાર પાંચ દિવસમાં તેની મિઠાઇ વિગેરે વાપરી નાંખવી જોઇએ, તે ઉપરાંત રાખવાથી ખાટો થઈ જવા તથા લીલ ફુલ પણ થઈ જવા સંભવ છે. અને તે મુજબ કેટલાક વેપારીઓના માવા ઉપર લીલ ફુગ થયેલી જોવામાં આવે છે, તેવા માવાની મિઠાઈ અભક્ષ્ય છે.

વળી માવો કાચો રહ્યો હોય–એટલે તેની અંદર દૂધનો પ્રવાહી ભાગ રહ્યો હોય, તેવા માવાની મિઠાઈ તેજ દિવસે બનાવવી જોઈએ.

મીઠો માવો [ ખાંડ નાખેલો ] જે ઢીલો વેચાય છે, તે વાશી થયે ન લેવો.

કેટલાક દગાખોરો માવાની સાથે **બટેટાં, રતાળુ** પ્રમુખ કંદ બાફી તેનું મિશ્રણ કરે છે. માટે તે વિષે ઉપયોગ રાખવો.

હે ભવ્યો ! આવી મિઠાઇઓમાં પ્રથમ, મધ્યે અને પશ્ચાત્ કેટલી હિંસા થાય છે ? તથા કેવા દગા થાય છે ? તેનો સહજ ખ્યાલ કરો. **જલેબી, હલવો** વિગેરે મિઠાઈ વગર શું આપણને નથી ચાલતું ! કે બીજી ભક્ષ્ય મિઠા નઈથી મળતી ? જેથી આવી અભક્ષ્ય મિઠાઇનો ઉપયોગ કરવો ? ધન્ય છે તેવા વીર રત્નોને ! કે–જેઓ બહુ આરંભથી નિષ્પન્ન થતી એવી મિઠાઈનો રસ સ્વાદથી વિમુખ થઈ સર્વથા ત્યાગ કરે છે. તે વાત યથાર્થ જ છે કે–એક રસ ઇન્દ્રિયના તુચ્છ સ્વાદ માટે અસંખ્ય જીવોની હાની થાય, છતાં આપણે ભક્ષ્યાભક્ષ્યની દરકાર રાખ્યા વિના આંખ આડા કાન કરી, અનાદિકાળની ટેવ મુજબ મુખ હલાવ્યાજ કરીએ છીએ, તે કેવું અફસોસજનક છે ?

અરે ! આપણા મુખો કયારે બંધ રહેશે ? અને અણાહારી અનંત સુખમાં કયારે લય લીન થઈશું ? જો એક રસઇન્દ્રિય વશ ન થઈ, તો બાકીની ચાર ઇન્દ્રિઓ કદિ વશ થવાની નથી. તેથી પ્રબલ એવી રસ ઇન્દ્રિયને વશ ન થતાં, તેનો જય કરવા ઉજમાળ થવું.

સુજ્ઞ બંધુઓ ! જુઓ કે વીર પ્રભુએ સાડાબાર વર્ષ મધ્યે ફકત ૩૪૯ દિવસજ આહાર કર્યો છે. બાકી સર્વથા તપ કર્યો છે. તેવા આત્મ–શૂરાઓજ આત્માનું કલ્યાણ કરી સિદ્ધિમહેલ પામ્યા. અને અત્યંત રસઇન્દ્રિયને વશ થઇ પૌદ્‌ગલિક સુખમાં આનંદ માનતા એવા આપણે હજુ ચતુર્ગતિમાં ભ્રમણ કરીએ છીએ. અનુભવીએ છીએ. છતાં અનાદિની કુવાસના હે ચેતન !

કેમ મટાડતો નથી ? હવે તો ચેત ! ચેત ! જિનશાસન ફરી મળવું દુર્લભ છે, તો આ દેહવડે કાંઈક સાર્થક કર ! કર !

૬. મુરબ્બો—કેરીનો મુરબ્બો શીત, ઉષ્ણ તથા વર્ષાઋતુમાં જ્યાં સુધી તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ પલટાય નહિ, ત્યાં સુધી ભક્ષ્ય અને પછી અભક્ષ્ય છે. એમ **સેનપ્રશ્નાદિકમાં** છે. પણ જેમ અથાણાંને માટે જુક્તિથી રાખવાની તથા કેમ કાઢવું ? વગેરે સૂચનાઓ લખી છે, તેમ મુરબ્બા માટે ઉપયોગ રાખવો. ચોમાસામાં લીલ, ફુગ થઈ ન જાય, તેવી જગ્યાએ સંભાળથી રાખવો. મુરબ્બાની [1]ચાસણી જો નરમ હોય, તો વેળાસર બગડી જાય છે. નરમ ચાસણીના મુરબ્બામાં પદર વીશ દિવસ પછી લીલ ફુગ થઇ જાય છે. માટે આવી ચીજો બનાવવા-રાખવામાં બહુ ઉપયોગ રાખવો.

બીજોરાં, સફરજન, નારંગીના મુરબ્બાનો લેખ નથી, માટે ઉપયોગ રાખીને વર્ણ ગંધાદિકની તપાસ કરી, લેવો ઘટિત છે. મુરબ્બો, અથાણાં વિગેરે ઉઘાડા રહેવાથી બગડી જવા

---

૧. ચાસણી ત્રણ તારી કરવાથી ઘટ રહેવાથી પછી આપ મૂકે એટલે ઢીલા ગોળ જેવો મુરબ્બો થશે, તે નહિ બગડે, પરંતુ જે આમળાંનો તથા સફરજનનો મુરબ્બો અથવા તેનો રસો દવા સાથે લે છે, તેમણે તે જુનો હોય તો નહીં લેવો.

શરબત—દાડમ (અનાર) નો, ગુલાબનો અને બીજા જે થાય, તે પ્રવાહી હોવાથી ભલે પેકબંધ છતાં બોળ અથાણા જેવો ગણવો જોઈએ. કેમકે-તેની ચાસણી કાચી હોવાથી, તેમાં પાણી ઘણું છે.

સીરકો—અનેક લીલોત્રીનો બનેલો આવે છે, તે-બોળ અથાણું છે.

સંભવ છે, અને મિઠાઈ, ચવાણું (સેવ, ગાંઠીયા પ્રમુખ) તદ્દન બંધ રાખવાથી બગડી જાય છે, અને ચોમાસામાં તો હવા લાગવાથી પણ લીલફુગ થઇ જવાથી અભક્ષ્ય થાય છે. માટે જે જે વસ્તુ જેમ ઉપયોગ પૂર્વક સારી રહી શકે, તેમ કરવું. બહેતર છે, કે-જેમ બને તેમ રસ સ્વાદની ન્યૂનતા કરી આવી વસ્તુઓનો ત્યાગ થાય, તે શ્રેષ્ઠ છે. અને જો કોઇ પણ રીતે જીભલડીને ચાલે નહિં, તો અતિ ઉપયોગથી વર્તવાની આવશ્યકતા છે; નહિંતર અનેક જીવોના વિનાશના કારણિક થઈ દુર્ગતિમાં જઇ કરેલ કર્મ ભોગવવાં પડશે. માટે કાં તો રસ ઇન્દ્રિયનો જયજ કરવો, નહિંતર પ્રમાદ વર્જી જયણાપૂર્વક વર્તવું. જેથી અલ્પ દોષ લાગે.

૭. સંભારો તથા સેવ, વડી, પાપડ, ખેરો, ફરફર, અડદની સેવ, સાળીવડાં કે ખીચીયાં પાપડ વિગેરે શિયાળા ઉન્હાળામાં સૂર્યઉદય થાય, ત્યારે તેનો લોટ બાંધી બનાવવા[1] અને સૂર્યઅસ્ત પહેલાં બરોબર સુકાઈ જવું જોઇએ. નહિંતર વાશી થાય. ચોમાસામાં આવી ચીજો બનાવવી, રાખવી, કે ખાવી

---

૧. સેવ [ પરદેશી મેંદાની અભક્ષ્ય ] પાપડ, અડદની કળીનો લોટ, સૂર્યોદય પછીજ બાંધવો. વડી, ફરફર, ખીચીયાં (સાળીવડાં) જે ચોખાનો લોટ રાંધીને કરે છે, તે પણ સૂર્યોદયેજ કરવું; ખેરો પણ જે ચણાનો લોટ મસાલો પાણીમાં આથીને પાડે છે, તે પણ સૂર્યોદયે આથીને બનાવવો જોઇએ, અન્યથા તે અભક્ષ્ય છે. વિરતિવાળાએ ખાસ આવી ચીજોનો ઉપયોગ કરતાં અગાઉ તે કયાં, કેવી રીતે' બનાવેલ છે? તે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કર્યા પછીજ વાપરવું યુક્ત છે.

યુક્ત નથી. કારણ કે-તેમાં ત્રસ જીવની તથા લીલફુગની ઉત્પત્તિ થવા પામે છે. કદાચ ચોમાસામાં પાપડ [ જે આષાઢ સુદ ૧ થી ૧૫ સુધીમાં બનાવેલા હોય, તે ] ખાવા માટે રાખવા હોય, તો તેને તડકો અવાર નવાર દેવો. અને વારંવાર પ્રમાર્જવાની તથા હેરવવા ફેરવવાની બહુ સંભાળ રાખવી. પણ આજે પ્રમાદને વશ થઈ પ્રાયઃ તેવો ઉપયોગ કોઈ રાખતા નથી, કે રાખવાના નહિ. માટેજ ચોમાસાનાં નજ ખાવા ઉત્તમ છે. કેટલાક શિયાળા, ઉન્હાળામાં બનાવેલ સેવ, પાપડ, પ્રમુખ ચોમાસું અને બીજા ( આવતા ) શિયાળા પર્યન્ત રાખી ખાય છે, તે કેવળ અયુક્ત છે. ખરી રીતે તો અશાડ સુદ ૧૫ પહેલાંજ તેવી ચીજો વાપરી નાંખવી અને કાર્તિક શુદ ૧૫ પછીજ બનાવવી યોગ્ય છે. સેવ, પાપડ, વિગેરે જે બજારમાં તૈયાર મળે છે, તે વાપરવું યુક્ત છેજ નહીં. ઉપયોગપૂર્વક ઘેરજ બની શકે તેજ વાપરવું જોઈએ. "પાપડ, વડી, ચોમાસામાં અભક્ષ્ય છે." એમ **શ્રાદ્ધવિધિમાં** કહેલ છે.

૮. **દૂધપાક**—બાસુદી, ખીર, શીખંડ, દૂધ, દૂધની મલાઈ વિગેરે બીજે દીવસ વાશી થાય છે, તેથી અભક્ષ્ય છે. તથા રાત્રે બનાવેલું પણ અભક્ષ્ય છે. રસાસ્વાદની લોલુપતાને લીધે આવી ચીજો રાતવાસી રાખીને બીજે દિવસ ખાવી, તે શરમ ભરેલું છે. દહીંની મલાઈનો કાળ દહીં મુજબ જાણવો.

૯. **કેરી—આર્દ્રા નક્ષ** બેસે, ત્યારથી પાકેલી કેરીનો રસ ચલિત થાય છે, તેથી કેરી અભક્ષ્ય છે. ગંધાઈ ગયેલી, સડેલી, ઉતરી ગયેલી, કાયમ અભક્ષ્ય છે. કેરી ચૂસીને ખાવી,

તે કરતા રસ કાઢીને ખાવી યુક્ત છે કારણ કે–ચૂસવાથી તેનો ગોટલો જ્યા નાખીએ ત્યા આપણી લાળ અડી હોય, તેથી અસખ્ય સમૂર્છિમ લાળીયા તથા પચેન્દ્રિય મનુષ્ય ઉત્પન્ન થાય વળી કેરીમા ત્રસ જીવ (ઈયળો) કદાચ નીકળે છે, તેથી રસ કાઢયો હોય, તો જોવામા આવવાથી રસની જીવાનો પેટમા નહિં જતાં, તેની અને આપણી રક્ષા થાય વળી ચૂસવાથી સચિત્ત રસ વપરાય, અચિત્ત ન વપરાય કેરીનો રસ ઉન્હાળાની સખત ગરમીને લીધે સવારનો કાઢેલો સાજ સુધી રહી શકવાનો સભવ થોડો હોય છે તેથી જ્યારે ઉપયોગ કરવો હોય, ત્યારે રસ કાઢવો, અને ચાર છ કે આઠ ઘડી રાખવો હોય તો ઠડા પાણીના વાસણમા રસનુ વાસણ રાખવું, અને જ્યા ગરમી ન લાગે તેવી જગ્યાએ રાખવો આર્દ્રા નક્ષત્રથી કેરીનો અવશ્ય ત્યાગ કરવો ઘટે છે કેમકે ત્યાર બાદ આ ક્ષેત્રમા તો કેરી પ્રત્યક્ષ કોહીજતી જણાય છે વરસાદ વિગેરે કારણે કોઇ વખત વ્હેલી પણ બગડી જાય, અને કોઈ વખતે આર્દ્રા પછી પણ કઇક સારી રહેતી હોય, તેટલા ઉપરથી શાસ્ત્રકારોએ આર્દ્રાની મર્યાદા રાખી છે, તે ખોટી ઠરતી નથી [ કેમકે–આર્દ્રામા વરસાદનો ખાસ સભવ હોવાથી એ પ્રમાણે મર્યાદા બરાબર છે આગળપાછળ વસ્તુસ્થિતિ ગમે તેવી હોય, છતા અમુકકાળ મર્યાદા નક્કી કરવીજ જોઇએ અને પછી એ મર્યાદાનુ આગ્રહપૂર્વક પાલન કરવુજ જોઇએ નહીતર તો કાંઈ વ્યવસ્થાજ ન રહે ]

[ બીજા દેશોમા ચોમાસામા કેરી પાકે છે, ત્યાને માટે પણ શાસ્ત્રમાં જુદો ઉલેખ જણાતો નથી એટલે સામાન્ય

રીતે તે દેશોમાં પણ આર્દ્રા બાદ કેરી અભક્ષ્ય ગણવાની શાસ્ત્રાજ્ઞા જણાય છે. નહીંતર પૂર્વાચાર્યોના વિહાર ભારતવર્ષના દરેક વિભાગમાં રહેલ છે, એટલે જો ફેરફાર હોત, તો તેવો ઉલ્લેખ કોઈ પણ ઠેકાણે કરવામાં આવ્યો હોત. પરંતુ તેવો ઉલ્લેખ હજુ જોવામાં આવેલો નથી, ]

૧૦. પાપડ—શેકેલો પાપડનું બીજે દિવસ રૂપાન્તર ફરી જવાથી વાશી થાય, તેલ કે ઘીમાં તળેલો બીજે દિવસ વાપરી શકાય, પાપડમાં નીલફૂગની બહુ સંભાળ રાખવી જોઈએ.

૧૧. ચટણી—કોથમીર, ફોદીનાની ચટણી કરવામાં આવે છે, તેમાં દાળીયા [ શેકેલા ચણા ] કે ગાંઠીયા વિગેરે નાંખીને બનાવેલી તેજ દિવસ ભક્ષ્ય, બીજે દિવસે વાશી થાય. ખટાઇ (લીંબું કોઠ પ્રમુખ) વાળી કોથમીર ફોદીનાની પાણી વિનાની કોઈ પણ અનાજ નાંખ્યું ન હોય, તેવી ચટણી ત્રણ દિવસ સુધી લેવાય, ઘુંટતાં પાણી નાંખ્યું હોય, તો બીજે દિવસ વાશી જરૂર થાય. ખટાઈ વિનાની ચટણી તડકો દઈ સુકવી રાખી હોય, તો બીજે દિવસ લેવામાં બાધ જણાતો નથી. અન્યથા બાધક જાણવો. ખરૂં જોતાં, તાજે તાજી રોજે-રોજની બનાવીને ખાવી ઉત્તમ છે. કદાચ એઠવાડ પડી જાય, કે એઠા હાથનો સ્પર્શ થઈ જાય, તેથી પણ અભક્ષ્ય થાય.

૧૨. સંભારો—લોટ કે મેથી પાણી નાંખીને બનાવેલ સંભારો બીજે દિવસ વાશી થાય.

૧૩. પકવાન્ન—મિઠાઈ—ગોળપાપડી—કે પાકના લાડુ જે પાણી વિનાજ થાય છે, તે વર્ણ ગંધ રસ સ્પર્શ ફર્યે અભક્ષ્ય થાય. એટલે તેના માટે "પકવાન્નના જેટલોજ કાળ હોય"

તેમ કહી શકાય નહિ, "વિશેષ કાળ પણ પહોંચે", તેમ શાસ્ત્રમાં પણ કહેલ છે. જો ગોળની તથા ઘીની વિગઈનો ત્યાગ કર્યો હોય, અને નીવિયાતાની જેને છૂટ હોય, તેને તે દિવસની કરેલી ગોળપાપડી લેવાય નહિ. બીજે દિવસે લેવાય. કેમકે-તેનેતેજ દિવસે તેમાંનુ વિગઈપણું મટે નહિ. તોપણ ઉત્કૃષ્ટથી સુખડીના કાળ મુજબ લેવામાં ઠીક છે. કારણ કે-કેટલીક વખત રસઈંદ્રિયમાં લુબ્ધ થઇ જવાથી તેના વર્ણગંધાદિક પલટાયા હોય, ને ખબર ન પડે, તો તે વાપરવાથી દોષ લાગે, માટે ગોળપાપડીનો કાળ જે પક્વાન્નોના કાળ જેટલો કહેલ છે, તે પ્રમાણે લેવો તે વધારે સારૂં છે.

મિઠાઈ સારી ઉત્તમ પ્રકારની બનાવેલી વર્ષાકાળમાં ઉત્કૃષ્ટ **પંદર દીવસ**, ઉન્હાળામાં **વીશ દીવસ**, તથા શિયાળામાં **એક માસ** સુધી ભક્ષ્ય છે, પછી અભક્ષ્ય છે.

કંદોઈની દુકાનની મિઠાઈ પ્રાયઃ તેવી ઉત્તમ ન હોવાથી તેનો કાળ ઓછો જાણવો. અને જો વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ફરે, તો કાળમાન પહેલાં પણ અભક્ષ્ય થાય. કંદોઈની દુકાનની મિઠાઈ વાપરવામાં અનેક દોષ છે, તેથી ઘેર બનાવી-કરાવીને ખાવી, એ ઉત્તમ છે. કારણ કે-કંદોઈ જે પાણી વાપરે, તે ગળેલ હોય, કે નહિ. બીજું તે પાણી પીઇને એઠો પ્યાલો તે વાસણમાં બોળે, એટલે અસંખ્ય સંમૂર્છિમ જીવ થાય, વળી જુનો માલ (સુખડી) વધેલ હોય, તેનો ભૂકો વિગેરે નવી મિઠાઇ સાથે પણ મેળવે, લોટ વગેરે જુનો માલ વાપરે, ચાળ્યા વગર પણ વાપરે, રાત્રે આરંભ કરીને બનાવે, પરદેશી મેંદો વિગેરે અભક્ષ્ય ચીજ વાપરે, ઘી હલકું-ખોરૂં

પણ વાપરે, લાકડાં, ચૂલો, વિગેરે પ્રમાર્જે, કે નહિ, ચૂલા ઉપર ચંદરવો ક્યાંથી હોય ? એમ યતના વગર બનાવતા હોવાથી એકેંદ્રિયથી માંડીને ચૌરિંદ્રિય અને અસંજ્ઞી–સમૂર્છિમ પંચેંદ્રિય સુધીના અનેક જીવોની સખ્ત હિંસાઓ થવા પામે છે. વિગેરે કારણોથી કંદોઈની દુકાનની મિઠાઈ કે સેવ, ગાંઠીયા, બુંદી, ચવાણું પ્રમુખ પ્રાય : અભક્ષ્ય હોય. ચોમાસામાં તો કંદોઈની મિઠાઈનો અવશ્ય ત્યાગ કરવોજ જોઈએ.

**મિઠાઈનું કાળમાન**–કાર્તિક શુદ ૧૩ કે ૧૪ સુધીમાં જે મિઠાઇ બનાવી હોય, તેનો **કાળ ૧૫ દિવસનો** જાણુવો. કારણ કે–તે મિઠાઈ ચોમાસાના કાળમાં બનાવી છે. ફાગણ શુદ ૧૩ કે ૧૪ સુધીમાં જે મિઠાઈ બનાવી હોય, તેનો કાળ (૨૦) વીશ દિવસનો ગણુવો. જો કે તે મિઠાઈ શિયાળાના કાળમાં બનાવી છે, પણ ગ્રીષ્મ ઋતુમાં વાપરવી છે, તેથી તેનો ઉન્હાળા પ્રમાણે કાળ ગણુવો. અને અશાઢ શુદ ૧૩ કે ૧૪ સુધીમાં જે મિઠાઈ બનાવી હોય **તેનો કાળ ૧૫ પંદર દિવસ**નો ગણુવો, કારણ કે–તે મિઠાઈ વર્ષાઋતુમાં વાપરવી છે. તેવી રીતે ઓછો કાળ સમજવો, પણ વિશેષ નહિ.

તેમ વર્તવાથી દોષ લાગે નહિ, વ્રત બહુ શુદ્ધ રહે. કેટલીક મીઠાઈ તો બીજે જ દિવસે કે બે ચાર દિવસે જ પણ વર્ણ ગંધ રસાદિ ફરી જવાથી અભક્ષ્ય થાય છે, તેથી દરેક ચીજ સારી રીતે જોઈ, તપાસી, સુંઘી, ખાતરી કરીને વાપરવી ઉચિત છે.

પરદેશી મેંદાની કે પરદેશી પડસુદીના આટાની મીઠાઈ અભક્ષ્ય છે.

જિનેશ્વર ભગવંતોએ ઉપયોગે અને આણાએ ધર્મ કહ્યો છે, માટે આવી અનેક બાબતોમાં અતિ ઉપયોગ રાખવો જરૂરનો છે. બંધુઓ! પ્રથમ તો ધર્મ માર્ગમાં પ્રવેશ કરતાં ઘણાં જીવોને તે કડવો ઔષધ સમાન લાગે, કોઇ મહા પુન્યશાળી હલુકર્મી પ્રાણીઓને ધર્મ પ્રત્યે અત્યંત ઉત્સુકતા હોય છે.(ધર્મ જો ખુશીથી કરવો ન ગમતો હોય, તો પણ કર્મરૂપી રોગ દૂર કરવા ધર્મરૂપી ઔષધ પરાણે ગ્રહણ કરવું.) જેમ કોઈ રોગી માણસ હોય તેને કડવી વિષસમાન દવા પીવી જરાયે ગમતી નથી, ત્યારે તેથી વિમુખ થઈ જો તે દૂધપાક પુરી આદિ મિષ્ટ પદાર્થો વાપરે, તો અલ્પ વખતમાં તે કાળવશ થઇ જાય, અને જો ઝેર જેવી કડવી દવા પરાણે પણ પીયે, તો તેના રોગનું અવશ્ય નિવારણ પણ થાય. તેમજ (જો આપણને ધર્મ ઉપર રુચિ થતી ન હોય, તો પણ કરવી, અને જો વિષયવાસના વિગેરેમાં લપટાઇશું તો અનંત ભવ ભ્રમણ કરવું પડશે. તેથીજ કર્મરૂપી રોગનું નિવારણ કરવા આ ધર્મરૂપી જુદાં જુદાં અનુપાનો (ઔષધ) પ્રયોગો) જણાવ્યા છે, તેથી કંટાળીને વિમુખ ન થતાં, સંપૂર્ણ આત્મવીર્ય ફોરવવું, જેથી સહેજે શિવ સંપદા પામીશું.

૧૪ **ચવાણું**-સેવ, ગાંઠીયા, બુંદી,[૧] દાળ[૨], ચેવડો, વિગેરે ફરસાણ ચવાણાનો કાળ મિઠાઇ જેટલો જાણવો-અને વર્ણ ગંધ રસ સ્પર્શ ફરે તો કાળમાન[૩] પહેલાં પણ અભક્ષ્ય જાણવું,

---

૧ બુંદી નરમ તળેલ હોય, તો વાશી થાય.

૨ રાત્રે પલાળેલી દાળ વાશી થાય, માટે વાપરવી નહિં.

૩ ઘી તથા તેલ ખોરૂં થાય, તો અભક્ષ્ય કહેલ છે. તો તેવા ઘી તેલની મીઠાઈ પણ અભક્ષ્ય જાણવી.

ભજીયાં કચોરી, લોચાપૂરી, માલપૂઆ, વિગેરે નરમ વસ્તુઓ બીજે દિવસે વાશી થાય છે.

**૧૫ ચૂરમાના લાડુ**—મૂઠીયા તળીને બનાવ્યા ન હોય, તે બીજે દિવસ વાશી થાય પરંતુ સારી રીતે તળેલા ઉત્તમ મૂઠીયાંના બનાવ્યા હોય, તો બીજે ત્રીજે દિવસ ખાવામાં બાધ નથી. +ખસખસ ચૂરમાના લાડુ તેમજ કેટલીક મિઠાઇમાં છાંટે છે, તે વાપરવા યુક્ત નથી વિરતિવંતે તો ખાસ ખ્યાલ રાખવો. [ આકરા તાપથી તળેલા અંદર કાચા રહે, અને ઉપર લાલ જલ્દી થઈ જાય તો વાશીનો સંભવ થાય માટે ધીમા મધુરા તાપથી તળવાં જોઇએ ]

**૧૬. રસોઈ**—ઉન્હાળામાં સવારે રાંધેલ દાળ, ભાત વિગેરે રસોઈ સખત તાપને લીધે સાંજે ઉતરી જઈ બેસ્વાદ [ ચલિત રસ ] થઇ જવા સંભવ છે. ત્યારે અભક્ષ્ય થાય છે. રોટલી, રોટલા વિગેરે પણ સંભાળથી મૂકી રાખવા જોઇએ. એકદમ ગરમ ગરમ હોય તેવા તેના જ વાસણમાં ભરી ન દેવા. પણ થોડીવાર પછી ભરવા. તેમજ ગરમ તાપની અસરમાં ન મૂકવા. ઢાંકવામાં કાળજી રાખવી જોઇએ તથા મૂકવાનું સ્થળ સ્વચ્છ અને જીવજંતુઓ વગરનું તથા ખુલ્લી હવા મળે તેવું હોવું જોઇએ [રસોઇ મધ્યમ પાકથી બનાવવી જોઇએ. કડક રાખવાથી, કે વધારે પડતી બાળી નાખવાથી, વધારે પડતી તળી નાંખવાથી, વધારે પડતી રાધી નાંખવાથી, દુણાઈ જવા દેવાથી વિગેરેથી પણ ઠીક નથી. પચવામાં ભારે થાય છે. અપક્વ અને દુષ્પક્વ ન

---

+ **ખસખસ** અભક્ષ્ય છે, માટે કંદોઈની દુકાનેથી મીઠાઈ લેનારે તેનો નિર્ણય કર્યા વિના વિશ્વાસ રાખવો નહિ.

હોવી જોઈએ. તેવી રસોઈ ખાવામાં અતિચાર ગણાવેલ છે.] વળી કલઇ વિનાના વાસણમાં દહિં છાશ વિગેરે ખાટા પદાર્થો તથા બીજી રસોઈ દાળ, શાક, વિગેરે પણ કટાઈ જાય છે, તેથી તે વસ્તુના વર્ણાદિક ફરવાથી તે ખાવા લાયક રહેતા નથી, જેથી પીતલ ત્રાંબાના કલઇ રહિત વાસણમાં તે વસ્તુઓ જરાવાર પણ ન રાખવી. કેટલીક વખત થોડી કલઈ રહી હોય, તેવા વાસણમાં રાંધવું, રાંધેલી વસ્તુ, કે દહિં-છાશ રાખવાથી પણ તે કટાઇ જાય છે, માટે અવાર નવાર કલઈ કરાવવાનો ખાસ ઉપયોગ રાખવો. તેમાં પ્રમાદ કે લોભવૃત્તિ રાખવા જતાં તેનું પરિણામ વ્યાધિ વિગેરે અતિ ખરાબ થાય છે. [કોઈ પણ રસોઈ સામાન્ય રીતે રાંધ્યા પછી જેમ વખત પસાર થતો જાય, તેમ તેમ પચવામાં પણ ભારે થતી જાય છે. એજ પ્રમાણે ખાંડેલા દળેલા મશાલા દળેલા આટા મીઠાઇઓ વિગેરે પણ પચવામાં ભારે થતી જાય છે. અને બતાવેલા કાળમાનના વખત પછી તો અંદર ઘણા ખરાબ તત્ત્વો પ્રવેશ પામીને ખાવા લાયક રહેતી નથી. એટલે જંતુઓ પણ ઉત્પન્ન થવા માંડીને અહિંસા દૃષ્ટિથી પણ અભક્ષ્ય બને છે. કલાઇ કરાવેલા તથા કાંસાના વાસણો ખોરાકના પદાર્થો મૂકવા માટે જરૂરી છે. પરંતુ આરોગ્ય દૃષ્ટિથી પણ જેમ બને તેમ ખાટા પદાર્થો ખાવાને જેમ બને તેમ પ્રચાર ઓછો રાખવો હિતાવહ છે ખાટો રસ જેમ પાચક છે, તેમ સ્તંભક હોવાથી આખી જીંદગી સુધી ખાધેલા ખાટા રસનું પરિણામ વૃદ્ધાવસ્થામાં બહુ અસરકારક જણાય છે. સામાન્ય રીતે આંબળા અને દાડમ શિવાયની તમામ ખાટી વસ્તુઓ ગરમ છે. સફેદ કોકમ, લીંબુ એ ચીજ વિગેરે તીવ્ર ખટાશવાળા પદાર્થો દાળશાકમાં

નાંખવા ઠીક નથી. કાળા કોકમની ખટાશ માફકસર છે. માટે તે ઠીક છે. ખાટો રસ સ્વાદ આપે છે. પાચનમાં પણ મદદ સારી કરે છે. પરંતુ ખોરાક સાથે પોતે પણ પચીને શરીરમાં ઘર કરે છે, ને પછી વાના રૂપમાં કે બીજા રૂપમાં શરીરને નુકશાન કર્યા જ કરે છે. જે વૃદ્ધાવસ્થામાં જણાય છે. **એલ્યુમેન્યમ**નાં વાસણો રાંધવા ખાવા કે-તેલ સિવાયની ચીજો રાખવા માટે નકામા જણાય છે. ]

૧૭. **ઓદન** (ભાત)-રાંધેલો *ભાત છાશમાં રાખેલ હોય, તેનો કાળ આઠ પહોર સુધીનો છે. તેટલો કાળ ભાત સાંજે રાંધ્યો હોય, અને છાશ છાંટેલ હોય, તેનો સમજવો. પરંતુ સવારનો ભાત જો છાશ છાંટીને રાખ્યો હોય, તો તેજ દિવસે વપરાય, સૂર્ય અસ્ત પછી તે કામ ન આવે.

છાશ છાંટીને સાંજનો રાંધેલો ભાત રાખવામાં પણ બહુ ઉપયોગ રાખવાનો છે. તે ભાતના (સૂર્ય અસ્ત થતાં પહેલાં) દાણેદાણા છુટા કરી નાંખવાજ જોઇએ, અને જો તેમ ન થાય, તો તે વાશી થાય. માટે એક એક દાણો છુટો કરી નાંખવો. તથા તેની ઉપર ચાર આંગલ તરતી છાશ જરૂર રાખવી જોઇએ, વળી તે છાશનો કપાળમાં ચાંદલો થઈ શકે તેવી અર્થાત્ પાણી બહુ થોડું ને છાશ-દહિ ઘણું હોય, તેવી જોઈએ. તથા તે ભાત જ્યાંથી તૈયાર થયો હોય, ત્યાંથી કાળ આઠ પ્રહરનો ગણવો, પણ છાશ છાંટી હોય ત્યારથી નહિ.

---

* છાશમાં શુદ્ધ જોઇએ, છાશનતું પાણી ભેળવેલ નહિ. ત્રણ દિવસનું **ઓદન** ન લેવાનું અતિચાર **સૂત્ર**માં કહેલ છે, તે ફક્ત ખાટી છાશથી રાંધેલ અનાજ સમજવું.

અને સૂર્ય અસ્ત થતાં પહેલાંજ તેની પૂર્વોક્ત સઘળી ક્રિયા કરી લેવી જોઈએ.

ચોમાસામાં તો આ પ્રમાણે ભાત રાખવોજ યોગ્ય નથી. બહેતર તો એજ છે કે-આવી વસ્તુપરથી મમતા ઉઠાડવી. કેમકે-પ્રમાદવશાત્ આપણે ઉપર કહ્યા પ્રમાણેની કાળજી પ્રાયઃ રાખી શકતા નથી, અને તેથી વાશીનો દોષ લાગે છે. માટે જોઈતું જ રાંધવું અને કદાચ તેમ છતાં વધે, તો અનુકંપાદાન કરવું ઠીક છે.

કેટલેક ઠેકાણે નાતમાં સાંજે ભાત, મગ વિગેરે રાંધેલી રસોઈ વધી પડી હોય, તેનો કૃપણુ પ્રકૃતિને લીધે સદુપયોગ તો ન કરી શકે, પરંતુ બીજે દિવસ તે વાશી રસોઈ નવી સાથે ઉમેરી દઈ ખવરાવે છે. તેથી ચળિત રસના ત્યાગીએ ખાસ, તથા બીજાઓએ પણ આવે ઠેકાણે જમતા પહેલાં સાવચેત રહેવું. વિચાર કરવો.

શ્રાવકે આ પ્રમાણે વાશી ખવરાવવું તેજ શરમાવા જેવું છે, પોતાના અલ્પ નુકશાનને ખાતર અસંખ્ય જીવોનો વિનાશ થાય, તે, તે કબુલ કરે છે. અફસોસ ! બંધુઓ ! તેના કિંપાક સમાન ફળ ચાખવાં પડશે, ત્યારે અતિ ત્રાસ થશે. માટે સમજો અને અનાદિની કુમતિને કાઢો, જેથી સુમતિના સંગથી સ્વઆત્માનું શ્રેયઃ કરી અવિચલ સુખવાસ પામીએ.

૧૮ દહીં—"પ્રભાતે [દૂધમાં ખટાઈ નાંખીને] મેળવેલું દહિં સોળ પહોર પછી અભક્ષ્ય થાય. અને સંધ્યા સમયે મેળવેલું દહિં બાર પહોર પછી અભક્ષ્ય થાય છે." એમ **સેન પ્રશ્ન**માં કહ્યું છે.

એટલે દષ્ટાંત તરીકે–રવિવારની સવારે સાત આઠ કે દશ વાગ્યે મેળવણુ નાખ્યું હોય, તેનો કાળ રવિવારના સૂર્ય ઉદયથીજ ગણવો. નહિં કે–"દશ વાગે મેળવ્યું એટલે ત્યાર પછી ૧૬ પહોર." અર્થાત્ રવિવારના અહોરાત્રિના આઠ પહોર મળી સોળ પ્રહર.

તે દહિ મંગળવારના સૂર્યોદય પહેલાં વલોવી નાંખવું જોઇએ, ત્યારથી સોળ પહોર તેની છાશનો કાળ સમજવો. તેવીજ રીતે રવિવારની સંધ્યા સમયે કે ત્યાર પછી મેળવણુ નાંખ્યું હોય, તેનો કાળ રવિવારના સૂર્યાસ્તથી ગણવો. એટલે રવિવારની રાત્રિના ચાર પ્રહર તથા સોમવારની અહોરાત્રિના આઠ પહોર મળી બાર પહોરનો કાળ જાણવો. અર્થાત્ દહીં મેળવ્યાં પછી બે રાત્રિનું કાળમાન જાણવું. [ મેળવણુ ગમે ત્યારે નંખાય, પરંતુ સામાન્ય રીતે દૂધ દોહવાના પ્રસિદ્ધ વખતથી દૂધની અંદરના તત્ત્વો દહીં બનવાની ક્રિયા તરફ ગતિ કરી રહ્યા હોય છે. તે તે દોહવાયા પછીથી જ કાગળ ગણના કરવી બરાબર છે. ]

વર્ણાદિક ન પલટાય તો દૂધ ચાર પહોર સુધી ભક્ષ્ય છે, તે દરમિયાન મેળવવું જોઇએ. અને બપોર પછી કે સંધ્યા પછી ગમે ત્યારે દોહેલું દૂધ હોય, તેમાં રાત્રિના બાર વાગતાં મધ્ય રાત્રિ પહેલાં મેળવણુ નાંખી દેવું જોઇએ.

દહિં બજારમાંથી લેવા કરતાં ઘેર બનાવવું શ્રેષ્ઠ છે, કારણ કે–તેઓનાં વાસણુ પ્રાયઃ શુદ્ધ ન હોય, ઉઘાડાં–ઢાંક્યા વગર પણ રહે, વાશી દૂધનું કે મિશ્રણ કરેલા દૂધનું કે સંચાના દૂધનું બનાવે, કાળમાન ઓછું–વધારે કહે, વળી પઉવાં રાંધી

દૂધની સાથે મિશ્ર કરી મેળવી દહીં બનાવે છે. કેટલીક વખત મૃત્યુ પામેલા જીવો પણ દહિંમાંથી નીકળેલા જોવામાં આવે છે. વગેરે અનેક દોષોના કારણથી ઘેર બનાવી વાપરવું યુક્ત જણાય છે.

કાંજી કે જે ચીજ કાચી અથવા ગરમ કરેલી છાશની છાશ-પરાશ કહેવાય છે, તે કાંજીનો કાળ સોળ પહોરનો કહ્યો છે.

**દહિં**, છાશ ને **કાંજી**નો સોળ પહોર ઉત્કૃષ્ટો કાળ કહ્યો, તે સોળ પહોર એટલે કે બે રાત્રિ ઉલ્લંઘન ન થવી જોઇએ, તે પહેલાં પણ જો વર્ણાદિક ફરે, તો તે અભક્ષ્યજ છે. **ચલિતરસ**માં જે જે કાળમાન કહ્યું છે, તે તે વસ્તુ ઉત્કૃષ્ટા કાળ સુધી આચરણીય, ત્યારપછી કદાચ નિશ્ચયથી ચલિત ન થઈ હોય, તો પણ તે વ્યવહારથી અનાચરણીય છે.

એટલે-કાળમાનનો અર્થ એવો થયો, કે જે મર્યાદા જે કાળની **આચાર્ય** મહારાજે બતાવી છે. તે પછી તો તે વસ્તુ નજ વપરાય, અને જો કદાચ કાળમાન પહેલાં પણ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, પલટાય, કે તે અભક્ષ્ય જાણી ત્યારથી જ વર્જવાનું ખાસ ધ્યાનમાં રાખવું.

૧૯. **દૂધ**-ચાર પ્રહર સુધી ભક્ષ્ય છે, પરંતુ સાંજનું દોહેલું દૂધ હોય તો તેનો ઉપયોગ **મધ્યરાત્રિ** અગાઉ થઈ જવો જોઇએ. કેટલીક વખત ગ્રીષ્મ ઋતુમાં દૂધ સખ્ત તાપને લીધે કે વધારે વખત રહેવાથી અથવા ઉપયોગ પૂર્વક શુદ્ધ વાસણમાં ન રાખવું વિગેરે કેટલાક કારણોથી બગડી જાય છે, અને કોઈવાર દહિંની માફક જામી જાય છે, તેને "દહિં-

થયું" સમજી વાપરવું નહિં, કારણ તે દૂધના વર્ણાદિક પલટાય, તેથી તે દૂધજ અભક્ષ્ય છે. કોઇવાર દૂધ ફાટી જાય છે, તોપણ તેના વર્ણાદિક ફરવાથી અભક્ષ્ય માનવું.

કેટલાક વેચનારાઓ વાશી દૂધનો ભેગ કરે છે, કલકત્તા તરફ રાત્રે દૂધ ખુબ ગરમ કરી, તેમાંથી મલાઇ કાઢી, તેમાં સીંગાપુરથી આવતા આરારુટ (એક જાતનો ઓટો) નો ભેગ કરી, સવારમાં તાજું દૂધ કહી વેચે છે. પોતાના તુચ્છ સ્વાર્થને માટે બંધુઓ! આ લોકો શું શું નથી કરતા? અર્થાત્ તેઓ પ્રાય: દરેક વસ્તુમાં કૂડકપટ કરે છે. તેનો બારીકીથી તપાસ કરવો તથા બનતો ઉપયોગ રાખવો.

બગડેલા વાશી દૂધનું દહિં, દૂધપાક, બાસુદી, મલાઇ, માવો વગેરે પદાર્થો પણ અભક્ષ્ય થાય.

દૂધ દહિં પ્રમુખ પ્રવાહિ પદાર્થના વેચવાવાળા લોકો તે વસ્તુના વાસણ ઉઘાડાં અને અજયણાથી કેટલીક વખત રાખે છે, તેથી થોડા વખત ઉપર કાઠિયાવાડમાં જુનાગઢ શહેરમાં એક દૂધના વેચનારાએ તેનું દૂધ એક દિવસ જ્યાં જ્યાં આપ્યું, ત્યાં ત્યાં જેઓએ તે દૂધ વાપર્યું તેઓને કલાકોના કલાકો સુધી ઝાડા, ઉલટી, તથા અત્યંત બેચેની ભોગવવી પડી હતી. તપાસ કરતાં માલૂમ પડયું કે-"તે દૂધમાં કોઈ જીવની લાળ વિગેરે ઝેરી પદાર્થ પડેલો હોવાથી તેઓને બિમારી ભોગવવી પડી હતી." કોઇવાર સર્પ વિગેરેની લાળ (વિષ) પડી હોય ને તે વપરાવાથી મૃત્યુ પામવાનો સંભવ છે.

તેટલાજ માટે શાસ્ત્રકારોએ દશ જગ્યાએ ચંદરવા રાખવા કહ્યું છે, વળી એક મીનીટ પણ પાણી, ભોજન વિગેરે વાસણ ઉઘાડાં ન રાખવા વગેરે પ્રકારની યતના આ ગ્રંથમાં કહી છે, તે શારીરિક તથા ધાર્મિક બન્ને લાભને માટે છે, જેથી અવશ્ય ઉપયોગ રાખવો. [ દિશાજંગલ માટે લઈ જવાના પાણીના વાસણ પણ ક્ષણવાર ઉઘાડા ન રહે, તેને માટે પણ વિવેકી શ્રાવકો ઢાંકણીની યોજના રાખે છે. ] બંધુઓ! આ ઉત્તમ જૈન ધર્મમાં પ્રકાશેલી યતના અથવા દયા ખરેખર તેના પાળનારને શીઘ્ર મુક્તિ આપે છે. ખરેખર જૈન ધર્મની બલિહારી છે!

દોહેલું દૂધ જેમ બને તેમ તુરત વેળાસર ગરમ કરી રાખવું જોઈએ. નહિતર, ઠંડુ દૂધ થોડા વખતમાં બગડી જવા સંભવ છે. મુનિ મહારાજાઓ પણ ઠંડુ દૂધ વહોરતા નથી. તથા દૂધ ગાળીને ગરમ કરવું જોઈએ [ ગાય વિગેરેનો વાળ પીવામાં આવી જાય, તો સડાના ભયંકર રોગનો સંભવ થાય છે.]

દૂધને ગળ્યા વિના ન ખાવાનું **અન્ય ધર્મમાં** પણ કહેલું છે. અને **જૈનશાસ્ત્રમાં** ગલણાં સાત કહ્યાં છેઃ—

૧ મીઠાપાણીનું, ૨ ખારાપાણીનું, ૩ ગરમપાણીનું, ૪ દૂધનું, ૫ ઘીનું, ૬ તેલનું અને ૭ આટોચાળવાનું

દૂધ વેચનારા દૂધમાં થોડું પાણી ભેળવે, તે અણગળેલું પાણી જંતુવાળું હોય.

ગાયનું, ભેંશનું, બકરીનું અને ગાડરીનું એ ૪ દૂધને **દૂધવિભાગમાં** શાસ્ત્રકારોએ ગણ્યું છે, તેથી બાકી બીજા

જનાવરોનું દૂધ ખાવામાં દોષ છે. જલદી અભક્ષ્ય થઈ જાય છે, ને રોગ પણ ઉપજાવે છે. [ શહેરોમાં દૂધમાં–સેપરેટના દૂધનો ભેગ થાય છે, તથા વિલાયતી પાવડરના પણ ભેગ થાય છે. ચોકૂખા દૂધને માટે મ્યુ૦ પ્રયાસ કરે છે. અને બીજી તરફ હજારો વર્ષના જાણકાર રબારી ભરવાડોના હાથમાંથી દૂધનો ધંધો છુટી જાય, તેવી ગોઠવણો ચાલતી જોવામાં આવે છે. અને વિલાયતની પદ્ધતિ ઉપર ચાલતી ડેરી કંપનીઓના હાથમાં દૂધનો ધંધો મૂકવાની ગોઠવણ ચાલે છે. તેથી આપણા દેશનાં ગરીબ માણસોને સસ્તું અને તરત દોહવાયેલું તાજું દૂધ મળવું મુશ્કેલ થવાનો સંભવ માની શકાય, અને ધંધારહિત થતાં–ભોળી, પ્રમાણિક અને આર્ય પ્રજાના એક ભાગ તરીકેની હજારો વર્ષની મજબૂત અને એ ધંધામાં પાવરધી કોમોના નાશને અંગે મોટી હિંસાનો પણ સંભવ ગણાય, અને ખાનપાનની આવી મહત્ત્વની વસ્તુની મુશ્કેલીને લીધે આપણી પ્રજાનું આરોગ્ય પણ જોખમમાં ગણાય, દૂધાળા ઢોરોના બચાવનો અનેક વિધ પ્રયાસ મુખ્ય તો ડેરીના ધંધાને ખીલવવા માટે જ છે, અને મૂળ ધંધાર્થીઓના માર્ગમાં વિઘ્નો મૂક્યા વિના ડેરીઓ પગભર થઇ શકે નહીં. સાદા, કુશળ અને મહેનતું સસ્તું દૂધ આપી શકે, એટલે હરીફાઇમાં પહોંચવા ન દે, તેથી તેઓના દૂધ ઘીની પરીક્ષા કરી અપ્રમાણિક્તા અને અજ્ઞાનતાથી તેને જનસમાજમાં હલકા પાડીને કાયદાથી વિઘ્નો ગોઠવાતા જાય છે, પ્રજાના આરોગ્યની તો વાતજ શી?] પરંતુ જ્યારથી ગોચરો ખેડાઇ ગયા. અને ડબા દંડનો કાયદો શરૂ થયો, ત્યારથી દૂધાળા ઢોર ઉચ્છેરનારની મુશ્કેલીની શરૂઆત થઈ, તેમાંથી અપ્રામાણિકતા, વેર, વિરોધ, તોફાન,

ખૂન, ખરાબી થયા. અને તેના બાળકોને ફરજીઆત કેળવણી લેવાની ફરજ પાડવાથી, તેઓને પશુ રક્ષણ વારસાથી આવડે નહીં, અને કેળવણી પૂરી લઈ શકે નહી, એટલે તેના નુકશાનનો પાર ન ગણાય. ]

૨૦ ઘી—ખોરૂં, કાલાતીત થયે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, ફર્યે અભક્ષ્ય થાય ઘીમાં કેટલાક દગાખોર લોકો ચરબીનો તથા બટેટાં, રતાળુ પ્રમુખ કંદનો ભેગ કરે છે. તેનો અવશ્ય ઉપયોગ રાખવો; પરીક્ષા વગર કોઈપણ માલ લેવો નહિ. [હાલમાં–વિલાયતથી વેજીટેબલ ઘીને નામે બનાવટી ઘી આવે છે. તે આખા દેશમાં લગભગ ફેલાઇ ગયું છે. અને ઘેર દુઝણા ઢોરવળા લોકોમાં પણ ઘણું ફેલાવો પામ્યું છે. તે સારા ઘી સાથે ભેળવીને મોટા પાયા ઉપર વેચે છે. ગમે તેટલી ખાત્રી કરવા છતાં જ્યાં ઘીની ઉત્પત્તિના મુખ્ય સ્થળોમાંજ આમ સેળભેળ ઘણે ભાગે થવા લાગેલ છે. એટલે હવે ઉપાય શો ? વિશેષ સાવચેત રહેવું, એજ. આ જમાનામાં કેળવણી, અખાડા અને આરોગ્ય માટે હો હા મચી રહી છે પરંતુ આ અને આવા પ્રજાના આરોગ્યના નાશના ઘણા તત્ત્વો આ જમાનેજ ખુબીથી ફેલાવ્યા છે. તેના ઉપર કોઈનું ધ્યાન જતું નથી. ખોટીખૂમો તથા ખર્ચ ચાલી રહ્યા છે. આ પણ જમાનાની જ બલીહારી છે ] વળી જે લોકો ઘી તાવીને વેચે છે, તે ઘણુંખરા સાત આઠ દિવસ કે બે ચાર દિવસનું માખણ એકઠું કરી તાવણ મૂકે છે, તે અભક્ષ્ય ગણાય. તેને માટે જેને ઘેર ગાય ભેંશ હોય તેજ ખરો ઉપયોગ રાખી શકે; થોડી છાશ સાથે જ કે છાશથી જુદું પાડતાં તુરતજ માખણ ચૂલા ઉપર

મૂકી દેવુ જોઈએ [ પોતાને ઘેર આ પ્રમાણેનું તૈયાર કરેલું ઘી આગ્રહ પૂર્વક વાપરનારા છે બહારગામ જવું પડે, તો પણ આ ઘી સાથે લઇ જઈ તેનો જ વપરાશ કરે છે નહીંતર ઘી વિના ચલાવે છે એવા કેટલાક શ્રાવક કુટુંબો આજે પણ જોવામા આવે છે ] પણ જો કોઈ શ્રાવકો સ્વઘેર અંતર્મુહૂર્ત્ત ઉપરાંત કે કલાકોના કલાકો વાસી માખણ રાખી મુકે, ત્યારે બીજાઓને તો શુ દરકાર હોય ? [અંતર્મુહૂર્ત્ત એટલે જઘન્ય નવ સમયથી માંડી ઉત્કૃષ્ટ બે ઘડીમા કાંઈક ન્યૂન કાળ તેને અંતર્મુહૂર્ત્ત કહેલ છે ] એક આંખનો પલકારો મારીએ તેટલા વખતમા અસંખ્ય સમય થઈ જાય છે

તેથીજ માખણની બાબતમા બહુ ઉપયોગ રાખવો ઉચિત છે

આપણા પ્રમાદમા અહાહા ! અસંખ્ય જીવોનો નાશ થઈ જાય છે હે બંધુઓ ! શ્રી જિનશાસનમા આપણે આવો અત્યુત્તમ અવસર પ્રાપ્ત થયો કે જેથી સૂક્ષ્મ બાબતોનું જાણપણું થાય છે અહો ! કેવળી ભગવત વગર બીજુ કોણ કહી શકે ? અર્થાત્ ત્રણકાળના ભાવ જેનાથી એક સમયમા જણાય, તે પ્રભુ કેવળજ્ઞાનથી જ આ બધુ પ્રકાશી શકે બંધુઓ ! ચાલો હવે આપણે પ્રમાદ ત્યજી આ ઉત્તમ અવસરને હર્ષ વડે વધાવી લઈએ, અને “ જીવદયા પ્રતિપાળ ” એ નામ સાર્થક કરી મંગળમાળા વરીએ [ ઘેર દુઝણા રાખી ઘી–દુધની ગોઠવણ શિવાય ચોકખા મળવાનો બીજો ઉપાય નથી પરંતુ ગોચરો ખેડાઈ જવાથી અને બાંધવા માટેની જગ્યાનો મ્યુ તરફથી કર લેવાતો હોવાથી આ સાદા અને ગરીબ દેશમા તે પોસાય

તેમ નથી. મ્યુ. ચોક્ખા દૂધ, ઘી માટે પ્રયાસ કરે છે. પરંતુ ઠખાના ઘી દૂધના ભાવિ વેપાર માટે કરે છે. પરંતુ તેથી તાજાં-તરતના ઘી દૂધ મળવા સંભવ ન ગણાય.]

૨૧ બળી—તરતમાં વીંયાએલી ગાય તથા ભેંશના તરતના દૂધની બળી બનાવે છે. ગાયને પ્રસૂતિ થઇ હોય, ત્યારથી તેનું દૂધ ૧૦ દશ દિવસ, ભેંશનું ૧૫ દિવસ, બકરીનું ૮ દિવસ, સુધી લેવું કલ્પે નહિ. ત્યારે તેની બળી તો ક્યાંથીજ વપરાય ? અર્થાત્ નજ ખવાય. [દૂધમાં સુવાવડીના અભક્ષ્ય દૂધનો ભેળસેળ ન થાય, તે પણ તપાસ કરીને લેવું.]

૨૨ ખાટાં ઢોકળાં—જે-ચોખાની કણકી સાથે, અડદની [1]દાળ તથા ચણાની કે તુવેરની દાળને[2] ભરડી છાશમાં આથો કરી બનાવે છે. જો ઉકાળેલી છાશનો પણ આથો રાત્રે કર્યો હોય, તો તે છે. માટે સૂર્યોદય પછી ઉકાળેલી છાશમાં આથીને કરવાં, અને અભક્ષ્ય સૂર્યાસ્ત પહેલાં વાપરવાં જોઇએ. બંધુઓ ! આવી વસ્તુઓના બીજા દિવસે શીરામણ થાય, તે ખરેખર શ્રાવક કુળને ન છાજે.

[શેકેલી, તળેલી, બાફેલી ચીજો પ્રાયઃ અપક્વજ રહે છે. તેથી આરોગ્ય બગાડે છે. તે પ્રમાણે ઢોકળાં બાફેલી ચીજમાં ગણાય છે. પાપડ શેકેલા ગણાય છે. પુરી વિગેરે તળેલ છે.]

ટાઢી રોટલી, રોટલા, થેપલા, નરમપુરી, ભજીયાં, ઢોકળાં અને છાશ છાંટયા વગરનો ભાત વિગેરે વાશી ચીજો રાખીને ખાવાથી, એકતો-અનેક જીવોનો વિનાશ થાય, પ્રભુની આજ્ઞા

૧-૨ કઠોળ કાચી છાશમાં નાંખે તો વધારામાં દ્વિદલ દોષપણ થાય.

લોપી કહેવાય, વળી શરીરમાં અનેક રોગની ઉત્પત્તિ થાય, માટે દરેક ચીજ તાજે તાજીજ ખાવી યુક્ત છે. નાનાં બચ્ચાંઓને કદાચે શીરામણ વગર ન ચાલે, તો જેમ **ગુજરાત** તરફ ઘઉંના તદ્દન પાતળા ખાખરા શેકી રાખી વાપરે છે, તે બાબત ખાસ કરીને **કાઠીયાવાડી, મારવાડી, કચ્છી** વિગેરે ભાઈઓએ, તથા તે શિવાય જેઓ વાશી વાપરતા હોય તેઓએ, અનુકરણ કરવું ઘટે છે. પણ અફસોસ તથા ખેદજનક એ છે કે-પ્રાયઃ ઘણી ખરી અજ્ઞાનરૂપ મિથ્યાત્વજાળમાં ફસાયેલી જૈન સ્ત્રીઓ પણ શીતળા માતાને પોતાના બચ્ચાંનું રક્ષણ કરનારી માની, શીળ સાતમને દિવસેજ, ખાસ આગલે દિવસે રાંધેલું હોય, તે વાશીજ વાપરે છે. અને તે દિવસે ચૂલાને (શીતળા) શાંત કરે છે. તે શીતળા સાતમનો મિથ્યાત્વ આચાર છંડી વાશી ચલિત રસ કદિ ન વાપરવો. એવી દૃઢ પ્રતિજ્ઞા કરો.[1]

---

૧ [ દાતણ વિગેરે લેવામાં, ધોબીને કપડા ધોવા પેટે આપવામાં કેટલાક દાળ, શાક, કે એવું રાંધેલું અનાજ આપે છે, પરંતુ તે લોકો રાત્રે વાશી રાખી બીજે દિવસે ખાનારા હોય છે. તો આપણે આપેલી ચીજનો એવી રીતે ઉપયોગ ન થાય, તે માટે શ્રાવકોએ ખાસ સાવચેત રહેવું જોઈએ. ]

ધોબી તથા વાઘરીને દેવા સારૂ ઘરમાં ખાતાં ખાતાં જે દાળ કઢી વગેરે એઠું કરેલું છતાં વધેલું રાખી મુકે, તેઓને ત્રસજીવ તથા સંમુર્ચ્છિમ પંચેંદ્રિય મનુષ્યોની, એમ અસંખ્ય જીવોની હત્યા લાગે છે. અને તે ઉપરાંત વાશીના ત્રસજીવનો વિનાશ જુદો.

ન રાંધેલું કાચું અનાજ દેવાની રીત રાખવાથી બન્ને કામ સરશે.

૨૩ ઘોલવડાં ( દહીંવડાં )—જો તે ઉકાળેલાં ગોરસમાં કરેલાં હોય, તોજ તે દિવસે ભક્ષ્ય છે. કાચા ગોરસમાં સર્વથા અભક્ષ્ય છે.

૨૪ ખાખરા—જે ઉપર જણાવ્યું છે કે-ગુજરાત તરફ ઘઉંના શેકેલા ખાખરા કરે છે. તે પાંચ સાત કે તેથી વધારે દિવસ સુધી રાખી મુકાય છે અને વપરાય છે તે ઠીક નથી. જુના ખાખરા ઉપર નવા પડતા જાય અને ઉપર ઉપરથી નવા વપરાય ને જુના પડયા રહે, તેમ થવા દેવુંયે યુક્ત નથી વળી તેની જે કોઠી કે વાસણમાં ભરાતા હોય, તે સાફ રાખવું. નહિંતર તેમાં ધનેડાં પ્રમુખ ત્રસ જીવોનો પેસારો થાય છે, ચોમાસામાં તો લીલફુગ પણ થઈ જાય છે. જેથી આ બાબત ખાસ ઉપયોગ રાખવા ધ્યાન દેવું ઉચિત છે. ઉનાળામાં પણ ગરમગરમ ભર્યા હોય, તો સારૂં. આ રીતે લીલફૂગ થઇ જાય. માટે ઠરવા દઇને ભરવા. તેમજ કડક બનાવવા. [ સવારે શિરામણમાં શ્રાવકોને વાશી ન ખાવાનો ઉપયોગ રાખવાના વિચારમાંથી વિવેકી શ્રાવક કુટુંબોમાં ખાખરાનો રીવાજ પ્રચલિત થતો આવેલો છે. ]

૨૫. પાપડના લુઆ, વડાં, પોળી—અડદ, મગ પ્રમુખના પાપડના લુઆ તથા અડદની વાટી દાળના વડાં અને પોળી એટલે નરમ પુરી કે રોટલી ( પુરણપોળી-વેઢમી ) સવારે કર્યાં હોય તેનો કાળ ચાર પ્રહરનો કહ્યો છે. પછી ઉતરી જાય છે.

૨૬. જુગલીરાબ—જુવારના લોટને છાશમાં રાંધી ઘેંશ ( વિદલ વિનાની ) કરે છે, તે જુગલી રાબનો કાળ

(૧૨) બાર પહોર જ છે, તે ઉપરાંત અભક્ષ્ય છે, ધાન્ય થોડું અને છાશ ઘણી હોય, તે જુગલી રાબ, અને જેમાં છાશ થોડી અને ધાન્ય વિશેષ હોય તે ઘેંસ કહેવાય છે. તેનો કાળ ૮ પહોર છે.

૨૭. રાયતું-કેળાં, દ્રાક્ષ, ખારેક વિગેરે અન્નના મિશ્રણ વગરનાં રાયતાં છે, તેનો કાળ ૧૬ સોળ પ્રહરનો કહ્યો છે. જો તે રાયતું વિદલ સાથે વાપરવું (જમવું) હોય, તો દહિં ખૂબ ગરમ કરીને રાયતું બનાવ્યું હોય, તોજ વપરાય. કળી (સેવ), ગાંઠીયા, બુંદી વિગેરે નાંખીને રાયતું કરવું હોય, તો અવશ્ય. દહિં પ્રથમ ગરમ કરીને પછીજ વિદલ મેળવવું જોઈએ, અને તે રાયતાં સાંજ સુધીજ ભક્ષ્ય છે.

૨૮. શેકેલું ધાન્ય-તે દાળીયા (ચણા), ધાણી, મમરા, પહુવા પ્રમુખ શેકેલાં ધાન્ય છે. તેનો કાળ કડાવિગઇ [1]પ્રમાણે છે. એટલે ચોમાસામાં ઉત્કૃષ્ટ ૧૫ દિવસ, શિયાળામાં એક માસ, તથા ઉન્હાળામાં ૨૦ દિવસ ગણવો.

૨૯. હુંદણીઆ-કે જે કાઠીયાવાડમાં કરે છે. તે જુવાર બાજરીને પાણી નાંખતા જાય અને ખાંડતા જાય. પછી સુકવી તેનાં ફોતરાં ઉખેડીને રાખે છે, તેનો કાળ શેકયા ધાન્ય પ્રમાણે-એટલે વર્ષાઋતુમાં ૧૫ દિવસ, શિયાળામાં એક માસ, તથા ઉન્હાળામાં ૨૦ દિવસનો છે. તેથી ઉપરાંત અભક્ષ્ય થાય છે, બરાબર સુકવવા જોઇએ.

---

૧ તળાઇને ઉપર આવે તેવાં પકવાન-ભજીયાં, પુરી, તળેલા સુંડીયાના ચુરમાના લાડુ વગેરે.

## પ્રકરણ ત્રીજું

### ૨૨. બત્રીશ અનંતકાય.

સર્વે અનંતકાય અભક્ષ્ય છે. કારણ કે-એક સોયના અગ્ર ભાગ ઉપર રહે તેટલી કંદમૂળની એક કણીમાં અનંતા જીવ રહે છે. તે માટે સર્વ અનંતકાય અભક્ષ્ય છે, તે શ્રાવકે અવશ્ય વર્જવાં જોઇએ. કારણ કે ફક્ત એક જીભ્હા ઇદ્રિયની લોલુપતા માટે અનંતા જીવની હાનિ કરવી, તે મહા અનર્થનું કારણ છે તેથી બત્રીશ અનંતકાયનો સર્વથા ત્યાગ જ કરવો જોઇએ કે જેથી અનંતા જીવને અભયદાન મળે કેટલાક લોકો જીભ્હા ઇંદ્રિયને વશ થઈ "મારે વર્ષમાં પાંચ શેર કે દશ શેર કદ, મૂળ વિગેરે ખપે" એવો નિયમ કરે છે. પણ હે સુજ્ઞો ! તે અભક્ષ્ય ચીજો વગર શું આપણો નિર્વાહ થવો અશક્ય છે ? દુનિયામાં કયાં બીજી વનસ્પતિનો કાળ આવી પડયો છે ? વળી પાંચ શેર કે દશ શેર એવી છુટ અભક્ષ્ય વસ્તુઓની રાખવી, તે આગારમાં કદિ રખાય નહિ; પૌદ્ગલિક સુખ માટે અભક્ષ્ય વસ્તુ ખાવાની છુટ રાખવી, તે કયા પ્રકારનો આગાર ? જુઓ-મરણાંત કષ્ટ પ્રાપ્ત થવા છતાં પણ વંકચૂલ કુમારે અભક્ષ્ય વસ્તુ મનથી પણ અંગીકાર કરી નહિ, તેવા સત્ત્વવત ઉત્તમ પ્રતિજ્ઞા પાળવાવાળાની ક્રોડોવાર બલિહારી છે ! અહોહો ! જેઓ કર્મને વશ થઇ આંખો મીંચી જાણવા છતાં પરભવનો લેશમાત્ર ભય રાખ્યા વગર આદુ, મૂલા, ગાજર આદિ ખાય છે, તેવા બિચારા (પામર) પ્રાણિઓની શી ગતિ થશે ? મનુષ્યપણું

સાથે જૈનધર્મ પામી આ ભવ સફળ કરો, કે જેથી સંસાર ભ્રમણ મટી જાય, અને અનુક્રમે શિવ સુખના ભોક્તા થાઓ! હે સજ્જનો! આપને નમ્રતા પૂર્વક વિનંતિ કરું છું, કે બાવીશ અભક્ષ્યનો શ્રી તીર્થંકર મહારાજાઓએ નિષેધ કર્યો છે, તેથી તેનો જલ્દી ત્યાગ કરો, અને શ્રાવક નામ સાર્થક કરી ચુસ્ત જૈન બનો.

## બત્રીશ અનંતકાયનાં નામ.

૧ ભૂમિ મધ્યે કંદ થાય એવી સર્વે કંદજાતિ.
૨ લીલી હળદર.
૩ શૃંગબેર-લીલું આદુ
૪ સુરણકંદ.
૫ વજ્રકંદ.
૬ લીલોકચુરો.
૭ સતાવળીવેલી ઔષધિ.
૮ વિરાલીલતાવિશેષ સોફાલી, ભોંયકોળું.
૯ કુંઆર [તેના શેલરાં પણ વર્જવાં[1]]
૧૦ થોહરીકંદ (થોર), તે સીજ તથા લંકાસીજની જાતિ.
૧૧ ગિલો-ગુલવેલ (ગળો)
૧૨ લસણ.
૧૩ વાંસકારેલા એટલે વાંસ સંબંધીની કારેલી,
૧૪ ગાજર.
૧૫ સ્લુણી એટલે સાજી[2] વનસ્પતિ.
૧૬ લોઢીપદ્મિની કંદ.
૧૭ ગરમર ( ગિરિકર્ણી ) [કચ્છ દેશમાં પ્રસિદ્ધ છે.

---

૧. શેલરાં જે કુંવારપાઠાનાં મધ્ય ભાગનો ગટ નીકળે છે, તેના થાય છે. તે કુંવારપાઠું અનંતકાય હોવાથી અભક્ષ્ય છે. માટે શેલરાં પણ અભક્ષ્ય જાણવા. કારણ શેલરાં તેની મધ્યની દાંડી છે. માટે તે સર્વથા વર્જવા યુક્ત છે. કાઠિયાવાડમાં વપરાય છે. તો ઉપયોગ રાખવો. ૨. લુણીની ભાજી કહે છે.

| | |
|---|---|
| કાઠીઆવાડમાં તેનું અથાણું કરે છે.] | ૨૫ મૂળા |
| | ૨૬ ભૂમિફોડા |
| ૧૮ કિસલય પત્ર | ૨૭ વથુલાની ભાજી |
| ૧૯ ખીરસુઆકંદ, | |
| ૨૦ થેગ, | ૨૮ વિરૂઢાહાર |
| ૨૧ હરિમોથ, | ૨૯ પલ્લંકાની ભાજી |
| ૨૨ લુણવૃક્ષની છાલ | ૩૦ સુઅરવલ્લી |
| ૨૩ ખીલોડાકંદ | ૩૧ કોમળ આંબલી |
| ૨૪ અમૃતવેલી | ૩૨ આલુ, રતાળુ, પિંડાળુ. |

૧૮. **કિસલય પત્ર**–કોમલ પાંદડાં. નવા ઉગતા સર્વ ગુચ્છાનાં પાંદડાં, તથા સર્વ વનસ્પતિના ઉગતી વખતના જે અંકૂર હોય, તે સઘળા અનંતકાય છે, એટલે સર્વ (પ્રત્યેક તથા સાધારણ ) વનસ્પતિના ઉગતાં પાદડાં અને અંકૂર પ્રથમ અનંતકાય હોય છે, પછી પ્રત્યેક વનસ્પતિના થડ, પત્ર, અંકૂરા, અંતર્મુહૂર્ત્ત પછી પ્રત્યેક રૂપે થઇ જાય. બીજા જીવો ચ્યવી જાય, અને સાધારણ વનસ્પતિના થડ પત્રાદિ સર્વ કાળ અનંતકાયપણેજ રહે. આ અનંતકાય પાંદડાંનો સર્વથા ત્યાગ કરનારે ( અથવા કર્યો હોય તેઓએ ) ભાજી પાંદડાં વાપરતાં ઉપયોગથી વર્તવું. નહિતર સહસા દોષ લાગી જવા સંભવ છે. કારણ કે–મેથી વગેરેની ભાજીના મૂળીયાં આગળ બે પાંદડાં જાડાં હોય છે. તે અનંતકાય હોય છે, તથા ભાજીના પાંદડાના મૂળમાં ઝીણાં અંકૂરા ફુટે છે, તે પણ અનંતકાય હોય છે. વળી થેગ વિગેરેની ભાજીનાં પાંદડાં પણ અંદર આવી જતા હોય છે, જેથી તેનો ઉપયોગ રહે

નહિ, તો દોષ લાગે. માટે પ્રથમથી કિસલય પત્ર ન ખવાય, તેનો ઉપયોગ રાખવો-ખપ કરવો.

૧૯. ખીરસુઆકંદ-કસેરૂ (ખરસઈયો); ૨૦ થેગ-કંદ-થેગી તથા થેગ નામની ભાજી, થેગીપોંક; ૨૧ હરિમોથ (લીલીમોથ); ૨૨ લુણ વૃક્ષની છાલ; ૨૩ ખિલોડાકંદ, ૨૪ અમૃતવેલી.

૨૫ મૂળા—દેશી તથા પરદેશી (રાતા ને ધોળા-સફેદ) મૂળાના પાંચેય અંગ અભક્ષ્ય છે.

(૧) મૂળાના કંદ (કાંદા,)

(૧) પાંદડાના મધ્યભાગમાં જે કંદલી થાય છે, જેને ડાંડલી કહે છે, તે પાંદડાં સહિત.

(૩) ફુલ,

(૪) ફળ, જેને મોગરા કહે છે, તે, તથા

(૫) તેમાંથી નીકળેલાં ઝીણાં બીજ.

એ પાંચેય અભક્ષ્ય છે. વળી ત્રસ જીવોત્પત્તિ પણ તેમને વિષે હોય છે. તેથી સર્વથા મૂળાનાં પંચાંગ વર્જવાં.

૨૬. ભૂમિફોડા—વર્ષાઋતુમાં છત્રને આકારે બિલાડીના ટોપને નામે ઉગે છે.

૨૭. વથુલાની ભાજી (પ્રથમ ઉગતી)

૨૮. વિરૂઢાહાર—એટલે વિદલ ધાન્ય, જેને અંકૂર આવ્યા હોય તે; રાત્રે મગ વિગેરે કઠોળ પાણીમાં પલાળે છે, તેમાં અંકૂરા ફુટેલા હોય છે, તે અનંતકાય હોવાથી અભક્ષ્ય છે. માટે સવારના પાંચ છ વાંગે પલાળવા. તે પણ થોડા જ

જખત પાણીમાં રાખવા. નહિંતર બેચાર કલાક લગભગમાં તો અંકુરા ફુટી જાય છે. મતલબ કે-અંકુરા સહેજ પણ ન જોઇએ. ખરી રીતે તો દરેક કઠોળ બાફીને કરાય, તો તેમાં અંકુરા ફુટવાનો ભય નથી. સ્વજન કુટુંબ કે નાતમાં જમવા જતાં ખાસ ઉપયોગ રાખવો, કદાચ ત્યાં રાત્રેજ કઠોળ પલાળી શાક બનાવ્યાં હોય. તેથી દરેક ચીજ ખાતાં પહેલાં પ્રથમથી જ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરવો ઉચિત છે. [ કોઈ કોઈ શોખીનો-મગ વિગેરેના અંકુરા ફૂટવા દઈને તેના અંકૂર સહિત છુટા મગ રાંધે છે. તે સર્વથા વર્જવા.]

૨૯. પલંકાની ભાજી.

૩૦. સુઅરવલ્લી—જે જંગલમાં મોટી વેલડીના જેવી થાય છે, તે.

૩૧. કોમળ આંબલી—જ્યાં સુધી માંહે બીજ સંક્રમે નહિ, ત્યાં સુધી તે અનંતકાય છે. કોમળ ફળમાં જ્યાં સૂધી અંદર બી ન થયાં હોય ત્યાં સુધી અનંતકાય છે, માટે અતિ કોમળ એવાં સઘળાં ફળ ખાવા નહીં

૩૧-૩૨. આલુકંદ-તે રતાળુ-બટેટાં, અને પિંડાળુ [1]-( ડુંગળી ) સકરકંદ. ઘોષાતકી અને કરીર—કેરડા, એ બે વનસ્પતિના અંકૂરોને અનંતકાય કહે છે.

તિંદુક વૃક્ષના અતિ કોમલ ફલ, જેમાં ગોટલી બંધાણી ન હોય, એવા આંબા વિગેરે, તથા વરૂણ જાતનો વૃક્ષ

---

૧ કોબી પણ પશ્ચિમ દેશની ડુંગળી કે મૂળાની જાત સંભવે છે. તે પત્રાત્મક ફળ શાક છે,

વિશેષ, તથા વડનું ઝાડ અને **નિંબાદી** જાતના વૃક્ષના અંકૂર તે સર્વ **અનંતકાય** જાણવા.

એ પ્રમાણે **અનંતકાય જાતિનાં** પ્રખ્યાત નામ બત્રીશ છે. અને વિશેષ નામ તો અનેક છે, તેમાંની કોઇ વનસ્પતિના પાંચ અંગ, કોઇનાં મૂળ, કોઇનાં પાન, ફુલ, છાલ, કાષ્ટ અનંતકાય છે. એમ કોઇનું એક અંગ, કોઇનાં બે-ત્રણ-ચાર અને કોઇનાં પાંચેય અંગ અનંતકાય હોય છે.

**અનંતકાય ઓળખવાની નિશાનીએઃ—**

જે વનસ્પતિના પત્ર (પાન), કે ફળ પ્રમુખની નસની તથા સંધિની માલૂમ ન પડે, ગાંઠ ગુપ્ત હોય, જે ભાંગવાથી બરોબર ભાંગે, ભાંગ્યેથી જેનો એકદમ ભૂકો થઇ જાય, કે ખુરખુર થઈ જાય, છેદ્યા પછી ફરી ઉગે, પત્ર મોટાં દલદાર અને ચીકણાં હોય. જેમાં ઘણાં ફલ, પાંદડાં, બહુ કોમળ હોય, તે સર્વે લક્ષણ **અનંતકાયનાં** છે.

ઉપર કહેલાં જેટલાં સાધારણના લક્ષણ છે, તે બધાંજ એકમાં હોય, એવો સંભવ નથી. કેઈકમાં કેટલાંક હોય, અગર બધા હોય, કે થોડા ન પણ હોય.

**પોઈ[પદ્મની]ની** ભાજીનાં પાન તથા **પિંડ** (એન્ડી-પેન્ડી) અનંતકાય સાંભળ્યાં છે.

**અનંતકાયને લગતી કેટલીક સૂચનાઓ.**

૧ દૂધના માવામાં તથા ઘીમાં **બટેટાં રતાળુ કે સકર-કંદનો** કેટલાક દગાખોરો ભેગ કરે છે, તેનો ખ્યાલ રાખવો.

૨. **લીલું આદુ** તથા **લીલી હલદરની** વેચાતી મળે તે સુકવણી (સુંઠ તથ હળદર રૂપે) જે ખાવાના ઉપયોગમાં આવે છે, તે ભક્ષ્ય છે. તે શિવાય કોઈ પણ અનંતકાયની સુકવણીનું શાક, અથાણું, વિગેરે વર્જવું. **ગાજરની** સુકવણી કે **અથાણાં**, કુંઆર, લીલી હળદર–આદુ ગરમર પ્રમુખ અનંતકાયનાં અથાણાં, સર્વથા અભક્ષ્ય છે.

૧. નિર્ધ્વંસ (નિર્દય એવું મન) પરિણામ. ૨. નિઃશુક [ શૂગ ન હોવી–સંકોચ ન હોવો ] વૃત્તિનો ચડસ, લોલુપતા ૩, ૪, ૫ પરંપરા વધે, જોનારા અધર્મ પામે, વગેરે હેતુઓ હોવાથી કંદ જેવી કોઇ પણ અનંતકાય ચીજના ભજીયાં વિગેરે પ્રાસુક છતાં **શાસ્ત્રમાં** વર્જવાનું સ્પષ્ટ ફરમાવ્યું છે. શ્રાવકે લીલી હળદર–આદુ ઘેર સુકવવું, પણ યુક્ત નથી. [ સીધી હિંસા ન કરવાના સિદ્ધાંત પ્રમાણે. ]

૩. **બટેટાં, ડુંગળી** વિગેરેનાં ભજીયાં કરે છે, તથા દુકાનદારો **ઢોકળામાં** અભક્ષ્ય ચીજો નાંખે છે, વાશી રાખી વેચવા સારૂ ફરી ઉના કરી દે છે. બજારૂ ચટણીમાં પણ **લસણનો** સ્પર્શ કે **આદુ** વગેરે સોંધી અને અભક્ષ્ય ચીજો નાંખેલી હોય છે. તે વાશી પણ રહેલું હોય, તેથી બેવડા દોષવાળી થાય છે. તેથી ત્રસ સંસક્ત [ મિશ્ર ] થાય, વગેરે કારણોથી પાપભીરુએ તેવી ચીજો ખાતાં પહેલાં ખ્યાલ રાખવો.

**બટેટાં** વિગેરેના ભજીયાં જે તાવડામાં તળ્યાં હોય, તેજ તેલમાં પછી બીજી ભક્ષ્ય જાતિનાં ભજીયાં તળે, તો તે પણ વાપરવા નહિ. **દાળમાં** કેટલાક **સૂરણ, આદુ** નાંખે છે, **ઉંધીયું** બનાવે છે, તેમાં પણ **ડુંગળી, બટેટાં** વિગેરે અભક્ષ્ય

વસ્તુઓ નાંખેલી, હોય તો તેનો અને ચટણી, દાળ, કઢી, વિગેરેમાં કોઈ જગ્યાએ કોમળ આંબલી નાંખવામાં આવે છે. તેનો, તથા ભેળસંભેળ, સ્પર્શાસ્પર્શનો, અવશ્ય ખ્યાલ રાખવો. અથવા તો ભેળસંભેળનો અજાણતાં, દાક્ષિણ્યતાએ આગાર રાખવો. આગારનો અર્થ એવો નથી કે જાણતા છતાં આંખ આડા કાન કરીને અમુક દોષ સેવવો.

૪ **મેથી, તાંજળીયા** પ્રમુખની ભાજીમાં **અનંતકાય, થેગ,** તથા લુણી**ની** ભાજીના ડાંખળાઓ આવેલ હોય, તે કાઢી નાંખવા, છતાં અજાણતાં આવી જાય, તેની જયણા રાખવી, વળી મેથી પ્રમુખની ભાજીનાં હેઠલાં બે પાન અનંતકાય કહેવામાં આવે છે, તેથી તે પ્રથમથીજ કાઢી નાંખવા.

## ૫. બાવીશ અભક્ષ્યના ત્યાગ વિષે ઉપસંહાર

પુસ્તકાંતરમાં બાવીશ અભક્ષ્ય નીચે મુજબ પણ છે.–

'पंचुंबरि चउ विगइ अणायफल–कुसुम हिम विस करे अ।
मट्टि अ राइभोयण घोलवडा रिंगणा चेव ॥ १ ॥
पंपुट्टय सिंघाडय वायंगण कायवाणिय तहेव ।
वावीस दव्वाइं अभक्खणिआइं सद्दहाणं ॥ २ ॥

અર્થ :—૧ ઉંબર, ૨ પ્લક્ષ, ૩ કાકોદુંબરી, ૪ વડ, અને ૫ પીપલ, એ પાંચ જાતિના ફળ, ૬ માંસ ૭ મદિરા ૮ માંખણ અને ૯ મધુ એ ચાર વિકૃતિ ( મહાવિગઇ )– વિકાર કરનારી વિગઈ, ૧૦ અજાણ્યું ફળ, ૧૧ અજાણ્યાં ફુલ, ૧૨ હિમ ( બરફ ), ૧૩ વિષ, ૧૪ કરા, ૧૫ સચિત્ત માટી, ૧૬ રાત્રિ ભોજન, ૧૭ ઘોલવડાં–કાચા દૂધ દહિં

છાશ સાથે મિશ્ર કરેલ વિદલ ( કઠોળ ), ૧૮ રીંગણા, ૧૯ પંપોટા–ખસખસના ડોડા ( ખસખસનો સર્વથા ત્યાગ કરવો ). ૨૦ સિંગોડા ( જો કે તે અનંતકાય નથી, તથાપિ કામ વૃદ્ધિજનક હોવાથી પાણીમાં થતા હોવાથી "જત્થજલં તત્થવણં" એ રીતે અનંતકાયના સંબંધવાળા હોવાનો સંભવ હોવાથી વર્જનીય છે ), ૨૧ વાયંગણુ (?) અને ૨૨ કાયંવાણિ (?).

" એટલે પ્રથમ કહેલ બાવીશ અભક્ષ્ય સાથે આ ગાથામાંનાં ૧૧, ૧૯, ૨૦, ૨૧, ૨૨ નામવાળા અભક્ષ્ય વિશેષ છે. તે પણ વર્જવાં

અભક્ષ્ય અનંતકાય પરઘેર અચિત્ત કરેલું હોય, તોપણ ન જ ખાવું. કારણકે–૧ નિઃશૂકતા. ૨ રસ લોલુપતા તથા ૩ પ્રસંગ દોષ થાય, તે માટે વર્જવું.

સુંઠ તથા હળદર નામ તથા સ્વાદ ફેર હોવાથી અભક્ષ્ય નથી.

આ અભક્ષ્યોમાં અફીણ, ભાંગ વિગેરે જેનું પ્રથમથીજ વ્યસન લાગેલું હોય, તો વ્રત–આધા–પચ્ચક્ખાણ લેતી વખતે તેની તોલ માપથી જયણા કરે.

તથા રાત્રિ ભોજનમાં ચઉવિહાર; તિવિહાર, દુવિહાર એક માસમાં આટલાં કરૂં, એવો નિયમ કરે.

રોગાદિક કારણે કોઈ ઔષધિમાંની કોઈ અભક્ષ્ય ખાવી પડે, તેના નામ, વખત, અને વજનથી જયણા રાખવી પડે. જૂઓ, બત્રીશ અનંતકાયનો સર્વથા નિષેધ છે, તો પણ રોગાદિક કારણે ઔષધમાં લેવું પડે તેની જયણા રાખે, તેથી અજાણપણે કોઈ વસ્તુ મિશ્ર થઇ ખાવામાં આવે, તો વ્રત ભંગ થાય નહિ, આગળ સર્વથા એટલે રોગાદિક કારણે પણ ન લેવું, તેમ લખ્યું.

છે. તે ઉત્કૃષ્ટી હદવાળા માટે છે. માટે જેનાથી જેમ પળાય, તેમ યથાશક્તિ કરવું ઉચિત છે.

"શ્રાવકે અન્ય દર્શનીને ઘેર કે નાતમાં જમવા જતાં ઘણો ઉપયોગ રાખવો જોઇએ, કારણ કે ત્યાં બાવીસ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયોમાંના કેટલાકનો દોષ અવશ્ય લાગવા સંભવ છે. તેથી બને ત્યાં સુધી થોડોજ પરિચય રાખવો, તેમાં પણ દ્વાદશ વ્રતધારી તથા વિરતિવાળાએ તો તેવે સ્થળે જમવા જવુંજ નહિ જોઈએ કદાચ જવું પડે તો પૂરતી સંભાળ રાખવી."

બાવીશ અભક્ષ્યનું જે વર્ણન આપ્યું છે. તે બરોબર સમજી મનન કરવું તથા તે ભગવતે નિષેધેલ છે, તેથી તેનો ત્યાગ કરી પ્રભુની અખંડ આજ્ઞા પાળવી.

બંધુઓ! આપણે નિત્ય પૂજા કરીએ છીએ, તે પહેલાં મસ્તકે આપણે પોતે જે તિલક કરીએ છીએ, તે એમજ ચિંતવવારૂપ છે, જે-"હે ભગવત! આપની આજ્ઞા હું શિરે ચડાવું છું," તેવી રીતે નિત્ય ભગવતની આણા મસ્તકે ચડાવવાના પ્રતીક તરીકે લલાટમાં તિલક કરીએ છીએ જેથી ભગવંતની આજ્ઞા કદિ લોપવી નહિ અને સાદરપણે પાળવી, તેજ ધર્મ છે.

આ અભક્ષ્યો સર્વથા પ્રકારે વર્જવાથી અસંખ્ય અને અનંત જીવોને અભયદાન આપ્યાનું ફળ મળે છે. શાસ્ત્રમાં કહ્યું છે, કે-" **એક જીવને અભયદાન આપો કે સુવર્ણના મેરુ જેટલું દાન આપો, તો તેમાં એક જીવને અભયદાન આપ્યાનું ફળ વધશે.**

ત્યારે અનંત જીવોને જે પુણ્યાત્મા અભયદાન આપે, તે શું ફળ ન પામે? અર્થાત્ તે સર્વસ્વ પામે. સુજ્ઞ શાણા બંધુઓ!

અજરામર સુખ પામવાનો શીઘ્ર ઉપાય ભગવંતના વચનોનો આદર કરવો તેજ છે. તે વિષે અજિતશાંતિસ્તવની છેલ્લી ગાથામાં કહ્યું છે, કે:—

*જઇ ઇચ્છહ પરમપયં અહવા કિત્તિં સુવિત્થડં ભુવણે।
તા તેલુક્કુદ્ધરણે જિણવયણે આયરં કુણહ. ૪૦

હવે, જે મૂઢ અને અજ્ઞાની પુરુષો કહે છે, કે—"ખાવું પીવું અને મોજ માણવી, તેજ ખરૂં સુખ છે, તો તે ભોગવી લ્યો! વળી મોક્ષ મળવાનો હશે, ત્યારે મળશે." તો તેવા જડ પ્રાણીના હિત અર્થે પદ્મવિજયજી મહારાજે તપપદની પૂજામાં કહ્યું છે, કે—

તપ કરીએ સમતા રાખી ઘટમાં ॥ તપ૦ ॥
ખાવત પીવત મોક્ષ જે માને,
એ સિરદાર છે બહુ જટમાં ॥ ૨ ॥

એટલે—"ખાવું પીવું તેજ મોક્ષ છે" એમ માનનાર પુરુષ ઘણા મુર્ખાઓનો સરદાર છે." તેથી હે ભવ્યો! જિનશાસનનું રહસ્ય સમજી "દેહે દુખં મહા ફલં" એ અનુસાર વર્તવાથી ક્ષેમકુશલ મોક્ષનગરે સત્વર પહોંચી જઈશું.

આ પ્રકારે ત્રણ પ્રકરણમાં બાવીશ અભક્ષ્યનો વિચાર પૂરો કરવામાં આવ્યો છે



---

*અર્થ:—"જો તમે મોક્ષની ઈચ્છા રાખતા હોવ. અને ત્રણ લોકમાં ફેલાયેલી કીર્તિની ઈચ્છા રાખતા હો, તો ત્રણલોકનો ઉદ્ધાર કરનાર શ્રી જિનેશ્વર ભગવંતના વચનોમાં ખૂબ આદર રાખો."૪૦

# પ્રકરણ ૪ થું, ૫ મું, ૬ ટ્ઠું,

## બાવીશ અભક્ષ્ય શિવાયની અભક્ષ્ય વસ્તુઓ વિષે.

૧. ફાગણ સુદિ ૧૫ થી કારતક સુદિ ૧૫ સુધી અભક્ષ્ય વસ્તુઓ:

૨. આર્દ્રા નક્ષત્રથી ત્યાગ કરવા યોગ્ય અભક્ષ્ય વસ્તુઓ:

૩. અશાડ શુદિ ૧૫ થી કારતક શુદિ ૧૫ સુધી ત્યાગ કરવા યોગ્ય અભક્ષ્ય વસ્તુઓ:

૪. હમ્મેશાં ત્યાગ કરવા યોગ્ય કેટલીક પરચુરણ ચીજો:

૫. બહુ આરંભથી ન વાપરવા લાયક ચીજો:

૬. લોકવિરુદ્ધ તથા જૈન દર્શન વિરુદ્ધ તજવા યોગ્ય ચીજો:

૭. ત્રસ જીવોની ઘણી હિંસા થવાને કારણે વર્જવા યોગ્ય વસ્તુઓ:

આ પ્રકરણના ઉપર પ્રમાણે સાત વિભાગ પાડવામાં આવ્યા છે, અને તે દરેકમાં સમાવેશ પામતી મુખ્ય ચીજોના લિસ્ટો આં સાથે આપવામાં આવ્યા છે,

## ૧ ફાગણ સુદિ ૧૫ થી કારતક સુદિ ૧૫ સુધીમાં અભક્ષ્ય ગણાતી ચીજો.

૧ ખજુર
૨ ખારેક
૩ કાજુ
૪ અગુર
૫ સુકાં અંજીર
૬ ચારોલી
૭ પિસ્તાં
૮ દ્રાક્ષ
૯ અખરોટ
૧૦ જરદાળુ
૧૧ સુકામખાઇ બોર
૧૨ મગફળી
૧૩ તેલ
૧૪ તલ
૧૫ તલ સાંકળી
૧૬ તલવટ
૧૭ તલના લાડુ
૧૮ તમામપ્રકારની ભાજી:—
૧૯ મેથીની ભાજી
૨૦ તાંદળજાની,,
૨૧ કોથમીરની,,
૨૨ ફોદીના
૨૩ ડાંભાની ભાજી
૨૪ ટાંકાની ,,
૨૫ ભીંડાની ,,
૨૬ કડલીની ,,
૨૭ ભોંપાથરીની,,
૨૮ લુણીનીભાજી (અનંતકાય)
૨૯ કલિમલિની ,,
૩૦ દરેક પ્રકારનાં પાન
૩૧ નાગરવેલના ,,
૩૨ આળવીના ,,
૩૩ અડના ,,
૩૪ કાંગના ,,
૩૫ મીઠા લીબડના ,,
૩૬ પોઇના ,,
૩૭ એલચીના ,,
૩૮ લીલામરીના,
૩૯ તુલસીના ,,
૪૦ અજમાના,,
૪૧ ફુલાવર
૪૨ ગુલાબનાં ફૂલ
૪૩ રાડારૂડીના ફૂલ
૪૪ સરગવાની સીંગ
૪૫ કોબીજ
૪૬ કોંકણી કેળાં
૪૭ સુકી રાયણ
૪૮ ખસખસ

## ૨. આર્દ્રા નક્ષત્રથી ત્યાગ કરવા યોગ્યઃ—

| | | |
|---|---|---|
| કેરી | અને | રાયણ |

## ૩. અશાડ શુ. ૧૫થી કારતક શુ. ૧૫ સુધી ત્યાગ કરવા યોગ્ય અભક્ષ્ય ચીજોઃ—

| | | |
|---|---|---|
| ૧ સુકવણી | ૬ ઘઉંની ઉંબી | ૧૧ પાપડી |
| ૨ ટોપરાં | ૭ બાજરીના ડુંડા | ૧૨ ચોળાનું શુડીયું |
| ૩ જુવારનો પોંક | ૮ જુવારના લોથા | ૧૩ ભિંડા |
| ૪ બાજરીનો ,, | ૯ ચણાના ઓળા | ૧૪ કંટોલા |
| ૫ ઘઉંનો ,, | ૧૦ મકાઇના શેકેલા ડોડા | ૧૫ કારેલાં |
| | | ૧૬ તુરીયાં |

## ૪. હમ્મેશ ત્યાગ કરવા યોગ્ય કેટલીક પરચુરણ ચીજોઃ—

| | | |
|---|---|---|
| ૧ ભડથો | ૧૨ જીંજર એલ લાઈમ | ૨૬ સીગારેટ |
| ૨ ઉંધીયું | ૧૬ લીથીઓ | ૨૭ ચીરૂટ |
| ૩ પરદેશી મેંદો | ૧૭ અમરીક | ૨૮ તમાકુ |
| ૪ ગળ્યા કાજું | ૧૮ ચેરીસીડર | ૨૯ ગાંજો |
| ૫ ડબાનું પેક દૂધ | ૧૯ ચેમ્પેઇન સીડર | ૩૦ ચડસ |
| ૬ સોડા | ૨૦ ક્વીનાઈન ટૅનીક | ૩૧ માજમ |
| ૭ લેમન | ૨૧ ક્રીમ સોડા | ૩૨ ભાંગ |
| ૮ જીંજર | ૨૨ બીડી | ૩૩ અફીણ |
| ૯ રોઝબરી | ૨૩ ચલમ | ૩૪ દારૂ |
| ૧૦ પિકમીઅપ | ૨૪ હોકો | ૩૫ કોકીન |
| ૧૧ બિલ્કાસ | ૨૫ ચુંગી. | ૩૬ સ્તંભક દવાઓ |
| ૧૨ એલટોનિક | | ૩૭ વિલાયતી દવાઓ |
| ૧૩ કોલ્ડડ્રીંક | | |
| ૧૪ કોલ્ડક્રીમ | | |

૩૮ ચુનાની દવાઓ
૩૯ દેશી સદાપ દવાઓ
૪૦ ભેળ સેળીયા ગોળ
૪૧ પરદેશી ખાંડ
૪૨ કેસર
૪૩ આખું કઠોળ
૪૪ કોઇપણ જાત ના બિસ્કીટ
૪૫ નાનખટાઈ
૪૬ દેશી કેક
૪૭ વિલાયતી કેક
૪૮ પાંઉં
૪૯ ડબલ રોટી
૫૦ દુધ પાઉડર
૫૧ શરબતો
૫૨ આઇસક્રીમ
૫૩ આઇસ ફ્રીટર
૫૪ હોટલની કોઈ પણ વસ્તુ
૫૫ ચાપાર્ટી
૫૬ ગાર્ડનપાર્ટી
૫૭ ઈવનીંગપાર્ટી
૫૮ અમુક પાણી

૫. બહુ આરંભથી ન વાપરવા લાયક વસ્તુઓઃ—

૧ શેરડી
૨ સીતાફળ
૩ રાયણ
૪ રામફળ
૫ ખલેલાં
૬ પાકા ગુંદા
૭ જાંબુ
૮ રાવણાં
૯ કરમદા
૧૦ બોર
૧૧ લીલા અંજીર
૧૨ સેતુર
૧૩ ફાલસાં
૧૪ શિંગોડા
૧૫ મગ વિગેરેની સીંગો
૧૬ વાલોળ

૬. લોક વિરુદ્ધ તથા જૈન દર્શન વિરુદ્ધ અભક્ષ્ય વસ્તુઓઃ—

૧ પંડોરા
૨ કુણસ
૩ ભૂરુ કોળું
૪ કોળું
૫ કડવું તુંબડ
૬ દુધી
૭ પાકાં કંટોલા
૮ પાકાં કાગેલાં
૯ પાકાં ટીંડોરાં
૧૦ પાકાં ટમેટા
૧૧ પાકાં કકોડા
૧૨ મધુક

૭ ત્રસજીવની બહુહિંસા થવાને લીધે તજવા યોગ્યઃ—

૧ ભીલી
૨ બીલાં
૩ લીલો માંસ

## ઉપર જણાવેલી દરેક વતુઓને લગતી વિશેષ સમજ.

૧.

૧ થી ૪૮ સુધીની દરેક ચીજમાં બગડવાનો અને જંતુ પડતા હોવાથી હિંસા થવાનો સંભવ છે. તેથી ફાગણ શુદ ૧૫ થી કારતક શુ. ૧૫ સુધી અભક્ષ્ય ગણુવામાં આવેલ છે. તેથી તેનો ત્યાગ કરવો જોઇએ.

૧. **ખજુર**—બન્નેય પ્રકારના. ઋતુ બદલાતાં ફાગણ શુ. ૧૫ થી અભક્ષ્ય થાય છે. હોળીનો હારડો લેવા દેવાનો રીવાજ ગામડામાં છે. પરંતુ આવેલો હારડાનો ખજુર આપણાથી ફાગણ શુ. ૧૪ પછી વાપરી શકાય નહીં. અને આપણે આપ્યો હોય, તેનો વપરાશ ફાગણ શુદ ૧૪ પછી થાય. માટે આમાં વિવેક જાળવવાની જરૂર છે.

૨. **ખારેક**—પણ એજપ્રમાણે અભક્ષ્ય હોવાથી અભક્ષ્યના ૮ માસમાં લગ્નાદિ પ્રસંગે વ્હેંચવી જૈન શ્રાવકને ઉચિત નથી.

**૩ થી ૧૦ કાજુથી માંડીને જરદાળુ સુધીની ચીજો**—સુકો મેવો છે. મેવામાં એક જાતની મીઠાશ હોય છે, જેથી તેમાં ખોરાશ થવા અને તેના જ રંગના જીવજંતુ પડવા માંડે છે. માટે તે અભક્ષ્ય ગણુવામાં આવેલ છે. તાજી ફોલેલી **બદામ** તથા તાજા ફોલેલા **પિસ્તા** તે જ દિવસે વાપરી શકાય. પરંતુ એ બન્નેયના તૈયારમીંજ આવે છે, તે ન વપરાય.

દ્રાક્ષમાં ઘણીવાર જંતુઓ પ્રત્યક્ષ જોવામાં આવે છે.

**પીસ્તા, ચારોળી**–કેટલાક વેપારીઓ પાછળના વર્ષનો પડતર માલ પણ વેચે છે. તે ખાસ લક્ષ્યમાં રાખવું તેથી ખરીદવામાં ખાસ હોશીયારી રાખવી જ પડે છે.

૩૫૪૭૭



**૧૩ થી ૧૭** તલ-તેલ વિગેરે-તેલ ફાગણ ચોમાસું બેઠા પહેલાં ભરી રાખવું જોઈએ અને તે પણ સાવચેતી રાખી સાચવવામાં ન આવે, તો તેમાં પણ વખતે જંતુઓ પડી જાય છે. **તલ સાંકળી, તલના લાડુ, રેવડી,** વિગેરેનો પણ ત્યાગ રાખવો જોઈએ.

ફાગણ માસ પછી તલની જરૂર હોય, તો અગાઉથી ગરમ પાણીમાં ખારી ઓસાવી સુકવીને રાખી શકાય છે. માત્ર તેમાં જંતુ ન પડવા જોઇએ.

**૧૮ થી ૪૦-ભાજી, પત્રશાક, પાન વિગેરે**—આઠ મહિના તેમાં જંતુઓ પડતા હોવાથી તેનો ત્યાગ જ કરવો. ભજીયાં, મુઠીયાં વિગેરેમાં પણ તેનો ઉપયોગ કરવાનો ત્યાગ કરવો.

**૩૧. નાગરવેલના પાન**—આઠ મહિના વાપરવા ન જોઇએ. તેમાં કુંથુનો સંભવ હોય છે, તેમજ કાયમ પાણીમાં રહેવાથી નીલ-સેવાળ અનંતકાયની હિંસા થાય. તેમાં તંબોળીઆ સર્પની સંભાવનાથી તેની અને આપણી હિંસા થવાનો પણ સંભવ છે. ૩૫૪

લાંબો વખત લીલા રહેતા હોવાથી સચિત્ત રહે છે. તેમજ વિલાસ અને કામવાસનામાં વૃદ્ધિ કરનાર હોવાથી પણ બ્રહ્મચારીએ સાદાઈની બુદ્ધિથી ત્યાગ કરવા લાયક છે. [ આજની પાન સોપારીની દુકાનો જ્યાં પહેલવહેલી પડે છે, ત્યાં બીડી શરૂ થાય છે, તેમાંથી ચાની હૉટેલો, તેમાંથી શરબત-પીણાની દુકાનો, અને તેમાંથી દેશી દારુના પીઠાની સ્થાપના, ને તેમાંથી વિલાયતી દારુની વપરાશની શરૂઆત થતી હોય, તેવો ક્રમ જોવામાં આવે છે એટલે ભવિષ્યની પ્રજાને દારુથી બચાવવા માટે, તેના પ્રાથમિક બીજરૂપ પાન સોપા-

રીની દુકાનને ઉત્તેજન ન આપવાની દૃષ્ટિથી પણ પાનનો ત્યાગ કરવો જોઈએ. વળી કેટલાક કાથા: જે લોકો વાંદરાનું માંસ ખાય છે, તેવા લોકો કાથો પણ તે જ રાંધવાના હાંડલાઓમાં ઉકાળેલા હોય છે, એવા આવે છે. ]

**૩૫. મીઠો લીંબડો**—કઢીમાં ૮ મહિના નાંખી શકાય નહીં.

શિયાળામાં પણ દરેક **ભાજી, પાન** ખૂબ ઉપયોગ પૂર્વક વાપરવા જોઇએ.

## ૨. આર્દ્રા નક્ષત્રથી ત્યાગ કરવા યોગ્ય વનસ્પતિ–

**પાકી કેરી અને પાકી રાયણ**—આર્દ્રા નક્ષત્રથી **પાકી કેરીનો** જરૂર ત્યાગ કરવો. આ વસ્તુ અતિપ્રિય હોવાથી કેટલા એક આર્દ્રા નક્ષત્ર પછી યે વાપરે છે. તેને વધારે શું કહેવું ? ભગવંતની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ સ્વકામનાઓ તૃપ્ત કરવી ? જાણે કે તે વસ્તુ જોઇજ નથી, માટે "ખાઓ, પીવો ને વાપરી લ્યો; ફરી આવી લ્હેજત નહિ આવે," એવું માની આપણા યુવાન બંધુઓ તો શું પણ જેઓને જરારૂપી પીશાચિણીએ વશ કરેલ છે, એવા કોઇ વૃદ્ધો પણ આ વસ્તુના સ્વાદમાં અંજાઈ જઇ ભોગવે છે અફસોસ ! અતિ ખેદજનક છે !–કે અસંખ્ય જીવોનો નાશ કરતાં લગારેય વિચાર આવતો નથી ? અને પોતાનું મનરંજન કરવા અર્થે મ્હા અનર્થનું કારણ સેવી દુર્ગતિનું ભાજન થવા રૂપ અકાર્ય સેવે છે. પણ હવે મમતા દાસીનો છેડો મૂકવો જોઈએ: નહિંતર, તેજ લ્હેજતના વિપાકો ભોગવતાં "હાય ! હાય ! કોઈ છોડાવો ! કોઈ બચાવો !" એવા ત્રાસજનક પોકારો પાડતાં પણ કોઈ

મુકાવવાને સમર્થ નહિ થાય. તેથી હવે વિનયપૂર્વક પ્રાર્થના કરીને કહેવાનું છે, કે "સ્વપરના હિતને અર્થે તે ચીજ આર્દ્રા નક્ષત્રથી વર્જવી, ને તેમાં કોઇ પણ પ્રકારનો આગાર રાખવો નહિ."

## ૩. અશાડ શુદિ ૧૫ થી કારતક શુદિ ૧૫ સુધી ત્યાગ કરવો.

૧. સુકવણી—સુકવણી એટલે શાક વિગેરેમાં ઉપયોગી વનસ્પતિઓને સુકવીને રાખવામાં આવે છે. તેનો ઉપયોગ પર્વતિથિને દિવસે તથા સચિત્ત ત્યાગીને માટે કે વ્રતધારી માટે કરવામાં આવે છે. આ પ્રચારનું કારણ-જૈનનો આહાર સીધી કે આડકતરી હિંસા વિનાનો હોય અને તે પણ સ્વકૃત, કારિત અને અનુમોદિત ન હોવો જોઇએ. પરંતુ જેનો ત્યાગ નહોય, તેટલી હિંસા તો અનિવાર્ય રીતે ખુલ્લી રહેલી જ હોય છે. તેથી સ્વાભાવિક રીતે મળતો અચિત્ત ખોરાક લેવો નિર્દોષ ગણાય છે. અને મુનિમહારાજાઓને તે દરેકનોજ ત્યાગ હોય છે. એટલે ખાસ જરૂરીઆત પડે ત્યારે ખોરાક જોઇએ. અને તે સ્વકૃત કારિત અનુમોદિત સચિત્ત નહોવો જોઈએ સ્વાભાવિક રીતે અચિત્ત હોય તેવો ખોરાક બીજા પણ દોષો વિનાનો હોય તો લેવાનો હોય છે. એટલે તેઓને તે ખોરાક લેવા જવા આવવા વાપરવાની તથા જેટલો અપવાદ સેવ્યો હોય, તેટલી જ ક્રિયા લાગે છે. વધારે હિંસા કે અસંયમ લાગતા નથી.

એટલે જૈનોમાં સુકવણીનો પ્રચાર સાક્ષાત્ હિંસા કરવાના ત્યાગમાંથી જન્મેલો છે. જેમ બને તેમ વધુ ત્યાગ રખાય, તેમ સારું. પરંતુ ઓચ્છા ત્યાગીને પણ જેમ બને તેમ ઓછી હિંસા લાગે, એ સિદ્ધાંત ઉપર સુકવણીનો વપરાશ પ્રચલિત છે

અને તે બરાબર છે. ત્યાગની બાબતમાં આરોગ્ય અનારોગ્યની ચર્ચા નકામી છે. આરોગ્ય દૃષ્ટિથી શું વાપરવું? અને શું ન વાપરવું? એ જુદો પ્રશ્ન છે. પરંતુ ત્યાગ અહિંસા અને સંયમ દૃષ્ટિથી શું વાપરવું? શું ન વાપરવું? તેનો અહિં વિચાર કરવાનો છે. આરોગ્યની દૃષ્ટિથી સુકવણીની વપરાશની ટીકા કરનારા બીજી અનારોગ્યકર અનેક વસ્તુઓ વાપરે છે. અને પ્રવૃત્તિ પણ એવી અનેક કરે છે. તેનો ત્યાગ કરતા નથી. એટલે આરોગ્યનું બ્હાનું આગળ કરીને તેઓનો ઉદ્દેશ આપણા પ્રચલિત ખાનપાનની શૈલિની ટીકા કરવાનો હોય છે. તેને ઉત્તેજન ન મળવું જોઈએ. બાકી દરેક કામ વિવેક રાખીને કરવામાં આગ્રહ હોવો ન જોઈએ, તેમજ શાસ્ત્રકારો એવો દુરાગ્રહ રાખવાનું કહેતા પણ નથી. પરંતુ પ્રચારકોના ખોટા પ્રચારને ટેકો ન મળે, તે ખાસ ખ્યાલમાં રાખવું જરૂરી છે.

ત્યાગ દૃષ્ટિ કરતાં સામાન્ય સભ્યતાની દૃષ્ટિથી પણ ન વાપરવા લાયક ચીજો અપવાદે રોગાદિક કારણે વાપરવી પડે છે. માટે જૈનોના સુકવણી વાપરવાના પ્રચાર સામેની ટીકાઓ વજુદ વગરની અને જૈન જીવનની મર્યાદાઓ અને સિદ્ધાંતો સમજ્યા વગરની છે.

ચોમાસામાં સુકવણીમાં નીલ–ફૂગ થવાનો તથા કુંથુ વિગેરે સૂક્ષ્મ ત્રસજીવો ભરાઈ રહેવાનો સંભવ છે. ઉનાળામાં પણ જો બરાબર સુરક્ષિત ન રાખવામાં આવે તો તેમાં જંતુઓ પડવા સંભવ છે. વળી વેપારીઓને ત્યાંથી સુકવણી લેવાથી હલકી ચીજો વાપરી હોય, વગર તપાસ્યે સુધારી–સમારી હોય, વિગેરે હિંસાના દોષો વિનાકારણ લાગવા સંભવ છે.

લીલોતરી ત્યાગવાળાને તિથિને કે ત્યાગના દિવસને

આગલે દિવસે લીલી વનસ્પતિ લાવી તેની ચટણી, અથાણા, સંભાર્યા કર્યા હોય, તો તે પણ ન કલ્પે. કેમકે તેમાં લીલોતરી વાપરવાનો ભાવ રહે છે. તેથી આવી યુક્તિ ન કરવી.

સુકવણીઓ બનતા સુધી ઘણા જ સજ્જડ વાસણમાં ભરવી જોઈએ કે જેથી કરીને તેમાં હવા કે બારીક જંતુઓ પણ ન પેસી શકે-તથા બીજી રીતે પણ અનેક રીતે તેને સાચવવી જોઈએ. ચોમાસામાં સુકવણીનો પણ ત્યાગ કરવો ઉચિત છે.

૨. ટોપરાં—ચોમાસામાં નાળીયેર ફોડીને સુકું કે લીલું ટોપરું કાઢયું હોય, તો તે, તે દિવસે જ ભક્ષ્ય છે, પરંતુ જો ખમણીને ઘીમાં તળી નાંખ્યું હોય, તો બીજે દિવસે વાપરવામાં બાધ નથી.

**૩ થી ૧૨. પોંક-પાપડી, ઘઉંની ઉંબી તથા બાજરાના હુંડા, જુવારનો પોંક, ચણાના ઓળા, મકાઈ** (આખા શેકેલા) તથા **ચોળાનું સુદીયું** (માટલામાં આખી ને આખી બાફેલીતું) વિગેરેનો અવશ્ય ત્યાગ કરવો જ જોઇએ, કેમકે આ પદાર્થો ઘણા ત્રસ જીવોના વિનાશથી બને છે.

## ૪. હંમેશ ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓ.

૧. કોઈ પણ વનસ્પતિનો ભડથો કરવો નહિ, તેમ કરેલ ખાવો નહિ.

૨. ઉંધીયું:—અનેક વનસ્પતિઓ માટલામાં ભરીને તેના ઉપર ખુલ્લામાં અગ્નિ સળગાવી વિવિધ વનસ્પતિઓના એકી સાથે સ્વાદનો અનુભવ કરવામાં આવે છે તેમાં આરંભ પણ મોટો થાય છે. અને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જળવાતો નથી. માટે તેનો ત્યાગ કરવો ઉચિત છે.

૩. **પરદેશી મેંદો**—જે કલકત્તા, અમદાવાદ, મુંબઈ વગેરે ઠેકાણે આટાની મીલો-સંચામાં બનાવે છે. અને પછી આપણા માટે જથ્થાબંધ માલ પૂરો પાડે છે. તે આવતાં પણ લાંબી મુદત થાય, વેપારીને ત્યાં પણ કેટલાક દિવસો કે અઠવાડીયાં તે માલ અકબંધ પડતર રહે છે. તે લોટમાં એકલી જીવાત, ઇંડાળ તથા ઈયળો હોય છે. કેટલાક તે જીવોનાં પુદ્ગલ રહ્યાં હોય, તેવા પરદેશી મેંદાનું આપણે ભક્ષણ કરીએ ? અફસોસ ! આ વાત માંસાહારિઓ જાણે, તો તેઓ પણ આપણી [1]હાંસી કરે, કે " ધન્ય છે ! શ્રાવક ભાઈઓ ! હિંદુઓ ! તમારી અહિંસા તે કેવી ?" અરે ભવ્યો ! આ આપણે શાનું ભક્ષણ કરીએ છીએ ? બાવીશ અભક્ષ્યના ત્યાગ કરવા સાથે ઉભય લોકની બીક રાખી પરદેશી મેંદાનો સર્વથા ત્યાગ કરવો યુક્ત છે. કંદોઇની દુકાનની તેવી મીઠાઈ લેવી નહિ, કે કરાવવી નહિ. તથા તેનો વ્યાપાર પણ કરવો નહિ. આવી ચીજ વાપરી હોય તેવે ઠેકાણે જમવા પણ જવું નહિ. તેમજ પરસુદીનો લોટ તથા રવો કે આટો પણ ખાવો યુક્ત નથી. ચલિત રસની આપેલી સૂચના મનન પૂર્વક વાંચવી કે કેટલા દિવસનો તથા કેવો આટો ભક્ષ્ય છે ? જ્યારે આપણે પ્રમાદી થઈ આવી વસ્તુને ઉત્તેજન આપવા લાગ્યા, ત્યારે જ તેને માટે મોટી મોટી મીલો-ફૅકટરીઓ ઉઘડી છે, કે જેથી અનેક જીવોની હાનિ થાય છે. પરદેશી મેંદાની મિઠાઈઓ:-

---

૧. જો કે માંસાહારીઓને તો આપણી હાંસી કરવાનો વાસ્તવિક રીતે અધિકાર છેજ નહીં. કેમકે-આપણા વિવેકને તો તેઓ કોઈ પણ રીતે પહોંચી શકે તેમ છેજ નહીં.

**પરસુદીની પુરી, ઘારી, ગળ્યાં મોળાં સાટાં, સુતરફેણી, ગણગણગાંઠીઆ, નાનખટાઇ, હીંદુ બીસ્કીટ, શેવ** વિગેરે.

૪. ગળ્યા કાજુ—કંદોઇ ગળ્યા કાજુ બનાવે છે, તે પ્રાયઃ તપાસ્યા વગર એમને એમ આખા બનાવે છે. જેમાં ત્રસ જીવ હોવા સંભવ છે, તેથી તે ન વાપરવા. કદાચ ખાવાની ઈચ્છા થઈ હોય, તો કાજુના બે પડ જુદાં કરી સાફ કરી જીવની યતના કર્યા પછી ઘેર બનાવી ઉપયોગમાં લેવા. વળી, સાદા કાજુ ખાવા તે પણ બે પડ જુદા કરી જોઇ તપાસીને જ વાપરવા, તે પણ જે ઋતુમાં અભક્ષ્ય હોય, ત્યારે તો કાજુ ન જ વપરાય તે ખ્યાલ રાખવો

**૫. વિલાયતી ડબામાં પેક કરેલ દૂધ-નેસલ્સ મીલ્ક, મીલ્કમેઈડ મીલ્ક** વગેરે દશ બાર કરતાંયે વધારે જાતનાં નામોથી વેચાય છે મુસાફરીમાં ચા બનાવવો હોય, તો દૂધને બદલે તે ડબામાંથી દૂધ વાપરે છે,

સીસામાં પેક કરેલ **કેરી, મુરબ્બા,** ગુલકંદ વિગેરે તથા **વિલાયતી બિસ્કીટ** વિગેરે અભક્ષ્ય છે તેથી અવશ્ય ત્યાગ કરવો

ઉપયોગ ન કરતાં હોઇએ તો પણ આવી **પરદેશી** કે **દેશી** અભક્ષ્ય ચીજોનો નિયમ કરવો, જેથી આશ્રવ ન આવે કારણ કે જ્યાં સુધી કોઈ પણ વસ્તુ ઉપરથી મૂર્છા ઉતરી ન હોય, ત્યા સુધી યથાર્થ ફળ ન મળે, તેથી જ **શાસ્ત્રકારોએ** કહ્યું છે કે-"મરુદેશમા જેમ પાન ન મળે, છતાં પણ નિયમ ન કરવાથી તેના ત્યાગનુ-ફળ ન પામીયે તેથી ખાસ નિયમ કરવો નેસલ્સમીલ્ક વિગેરે જે વિલાયતથી આવે

છે, તે પ્રત્યક્ષ અભક્ષ્ય છે. તેથી તેનું વિશેષ વિવેચન કરવા જરૂર નથી. બંધુઓ! આપણા શરીરમાં રોગ, સોગ, દારિદ્રય વગેરેને જે ઘણો જ વાસ થઈ ગયો છે, તેનાં કારણ આવી તુચ્છ ભ્રષ્ટ વસ્તુઓ વાપરવાનું જ ફળ છે. કેમકે "આહાર તેવો ઓડકાર" એ સૂક્તથી જ સમજી લેવું [હવે તો આપણા દેશમાંયે છુટક તાજું દૂધ વેચાતું મળવાનું ધીમે ધીમે બંધ થઇને ડબામાં પેક થયેલું દૂધ વેચાતું લેવું પડવાનો પ્રસંગ ઉભો થવાની તૈયારી થઈ રહી છે. કેમકે-પરદેશી મૂડીની ડેરી કંપનીઓ ઉભી થવાની શરૂઆત મોટા પાયા ઉપર થઇ રહી છે.]

**૬ થી ૨૧. સોડા, લેમોનેટ, જીન્જર, રોઝબરી, પીકમીઅપ, બીલ્કાસ, એલટોનીક, કોલ્ડડ્રીન્ક, કોલ્ડક્રીમ જીન્જરએલ લાઈમ, લીથીઓ, અમરીક, ચેરીસીડર, ચેમ્પેઈનસીડર, કવીનાઈનટોનીક, ક્રીમસોડા** વિગેરે કેટલીક જાતો શીશામાં પેક કરેલ હોય છે, તે અનાચરણીય છે. કારણ કે-શીશાઓ મુસલમાન, પારસી પ્રમુખ લોકોએ મુખે માંડયા હોય, તે શીશાઓ આપણે મુખે માંડવા, તેથી સાફ ધર્મભ્રષ્ટતા દેખાય છે. વળી, તે જીવાકુલ હોય, અણગળ પાણી વાપરેલ હોય, તથા ઘણા દિવસના વાશી હોય, હલકી વર્ણવાળાએ બનાવેલ હોય, વિગેરે અનેક દોષોથી આવી ચીજો અભક્ષ્ય છે. તેથી અવશ્ય ત્યાગ કરવો. તેમાં પણ "**Higher education**" ઉંચી કેળવણી મેળવી સુધરેલા ગણાતા જૈન યુવકો તો હવે હેઠે કાંઇક સાન રાખી હદમાં રહેવાય તો સારૂં. નહિતર તેના કડવાં ફલ ચાખવા પડશે, ત્યારે ઉપાય નહીં રહે. [આજે તો જૈન કુળમાં જન્મેલા યુવાનો એટલા બધા આગળ વધેલા છે કે-આરોગ્યના તત્ત્વો સમજ્યા

વિના પણ આરોગ્યના નામ નીચે જૈન ખાનપાન વિધિની મશ્કરી ઉડાવનારાયે અજ્ઞાની પડયા છે]

**૨૨ થી ૩૫. બીડી, હોકો, ચલમ, ચુંગી, સીગારેટ, ચીરૂટ, તમાકુ, ગાંજા, ચડસ, માજમ, અફીણ, કસુંબો, ભાંગ, કોકીન, દારૂ,** પ્રમુખ વ્યસનો અનાચરણીય છે જીવહિંસા, અનર્થનું કારણ, તથા પૈસાનો ગેરઉપયોગ શિવાય તેમા કાંઈ લાભ છેજ નહિ કદાચ તે ચીજ ન મળે તો ચેતના મુઝાય, અને તેથી ક્ષયાદિક મહારોગ થાય અને કોઈ વખત પ્રાણમુક્ત થવાનો સભવ છે વળી તેમા અગ્નિ વાયુ તથા બીજા ત્રસ-સ્થાવર જીવોની હિંસા થાય છે તેથી આવી વ્યસનવાળી ચીજો સર્વથા વર્જવી [સીગારેટના પ્રચાર માટે હોકા ચલમની મશ્કરી કરી પ્રજા પાસે ત્યાગ કરાવરાવી બીડીઓ મોટા પાયા ઉપર વપરાઇ, અને હવે તેના મોટા મોટા કારખાના ઉભા થવાનો પ્રસગ આવ્યો છે અને થઈ રહ્યા છે બીડીનો પ્રચાર અને હવે તેના ઉપર લાઇસન્સ દ્વારા અકુશ ખાસ સીગારેટના પ્રચારની પ્રાથમિક ભૂમિકા માટે હતો અને છે ]

[ ૩૬. સ્ત ભક દવાઓમા મોટે ભાગે ઝેરી, કેફી અને રાસાયણિક ઔષધોનું મિશ્રણ હોય છે જે ખોટી ઉશ્કેરણી અને ખોટા ટેકાઓથી પરિણામે નામર્દાઈ ઉત્પન્ન કરી આયુષ્યનો હ્રાસ કરે છે ધતુરો, આકડો, ઝેરકોચલુ, સોમલ વચ્છનાગ, ગધક, પારો વિગેરે વિષપ્રાય ઔષધોનો તેમા સભવ હોય છે માટે પુષ્કળ ફેલાવેલી જાહેરાતથી આકર્ષાઇ તેવી દવાઓ ન વાપરવી જોઇએ સ્ત્રીઓ માટે ગર્ભ ન રહેવાની તેવી જ જાહેરાતો થાય છે તે સર્વ હાનિકારક છે **વિષપ્રાય** હોવાથી અભક્ષ્ય અને આરોગ્ય બગાડનાર છે

૩૭. **વિલાયતી દવાઓ** અભક્ષ્ય છે. ઉત્કૃષ્ટ તો એજ છે કે રોગાદિક કારણે પણ તે લેવી નહિ; જો આત્મા બળીયો થાય તો શું ન કરી શકે ? અર્થાત્ આ આત્માજ વૈતરણી નદી (નારકી) મેળવનાર છે, અને આ આત્માજ સ્વર્ગાદિક સુખનો ભોગવનાર છે. છેવટે આજ આત્મા સિદ્ધિ–સૌધ પ્રત્યે જનારો છે. કેટલાક ઉછાંછળાં: સ્વચ્છંદી–શોખીનો: 'વિલાયતી દવાના ડોઝો ખુશીથી પીયે છે, તે પ્રત્યક્ષ અનાચરણીય તથા દુર્ગતિનું સબળ કારણ છે. તેવા પુરુષોને કોઇ હિતચિંતક ઉપદેશ કરવા જાય છે, તો તેનું પરિણામ કેટલીક વખત ઉલટું ખેદજનક આવે છે. નીતિશાસ્ત્રકારોએ કહ્યું છે કે—

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये।
पयःपानं भुजङ्गानां केवलं विषवर्द्धनम् ॥

એટલે "મૂર્ખાઓને ઉપદેશ કરવા જતાં તેમાંથી સાર લઈ શાન્ત થવાને બદલે તે ઉલટા ક્રોધાયમાન થાય છે, જેમ સર્પને દૂધનું પાન કરાવવાથી, ફક્ત વિષની વૃદ્ધિ કરનારૂં તે થાય છે" જેથી તેવા મૂર્ખાઓને પ્રતિબોધ કરવાથી પણ શું ?

૪૦. ગોળ—ગોળ (ગુડ)માં જીવની ઉત્પત્તિ થાય છે, કારણ–કેટલાક વધુ નફો મેળવવા ખાતર ગોળમાં **ચણાનો લોટ ખારો** તથા **માટી** એમ ત્રણ પ્રકારે અથવા બીજી વસ્તુઓનું મિશ્રણ કરી વેચે છે. ગોળમાં તદ્વર્ણા (લાલ રંગની) ઇયળો થાય છે. તેથી તેવો ગોળ અભક્ષ્ય છે તો તે ન વાપરવાનો ઉપયોગ રાખવો. પરદેશી ગોળમાં પ્રાય: ભેગ કરતા હશે, એમ અનુમાન થાય છે, ચણાનો લોટ તથા ખારો મેળવવાનું કારણ દેખાવમાં સરસ લાગે છે. માટીનો ભેગ કરવાથી સો મણ

ગોળમાં ચારેક મણ માટી મેળવવાથી તોલમાં વધે છે. એમ દગો થતો હોવાનું સાંભળ્યું છે. તેથી તેવો હલકો માલ મુદ્દલ લેવો નહિ. પણ દેશી શ્રીકાર માલ પરીક્ષા કરી લેવો. "સોંઘું તે મોંઘા માટે અને બાહ્યથી સુશોભિત તે અંતરથી દોષિત." આ શીખામણ ખાસ ઉપયોગી છે. માટે જે માલ ખરીદવો, તે સસ્તું જોઇ, કે તેની શોભામાં અંજાઇ જઇ, ખરીદવો, તે કરતાં તે વસ્તુના ગુણ દોષની પરીક્ષા કરી સારો ખરીદવો યોગ્ય છે.

૪૧. **પરદેશી ખાંડ**–તે શુદ્ધ કરવામાં જે અશુદ્ધ પદાર્થો પ્રમુખ વપરાય છે, જેનું સ્પષ્ટીકરણ અનેક જગ્યાએ થયેલું છે. જેથી વિશેષ ન લખતાં માત્ર એટલું જ કહેવું બસ છે, કે તેવી ખાંડ કે સાકર વાપરવાથી શારીરિક તન્દુરસ્તીનું બગડવું : તથા ધર્મભ્રષ્ટતા : એ બે મોટા દુર્ગુણ થાય છે, તેથી ત્યાગ કરવો. હવે કેટલાક તેનો ત્યાગ કરીને **કાશી પ્રમુખની દેશી ચીની** વાપરે છે. પણ આ કળિયુગમાં દગલબાજી બહુ થઈ છે, તેથી કેટલીક વખત દેશીને નામે પરદેશી માલ રકમબધ આકરા ભાવથી ખપે છે, અને જ્યાં દેશી બનાવે છે, ત્યાં પણ પરદેશી ચીનીનું મિશ્રણ થાય છે. માટે તેનો ખ્યાલ કરવો. અથવા તો તેવી રીતે જાણવામાં જે દગો થતો હોય, તેની પ્રથમથી જયણા રાખવી અને જ્યારથી ચોક્કસ કે શંકાપૂર્વક જાણવામાં આવે, ત્યારથી તે ચીજ વાપરવી જ નહિ; નહિતર નિયમ લઇને તેમાં દોષિત થવાય, માટે ઉપયોગ રાખવો.

૪૨. કેસર–આપણા દેશમાં કાશ્મીરમાં બહુ ઉત્તમ કેસર થાય છે. તેમજ પરદેશથી પણ કેસર સારૂં આવે છે. બની શકે

ત્યાં સુધી કાશ્મીરી કેસર વાપરવું દરેક રીતે સર્વોત્તમ છે. પરંતુ દેશી કેસરને નામે કોઈપણ જાતના કતરણને એવા કોઈ રંગનો પટ લગાવીને બનાવટી કેસર વેચનારા વેચે છે. અને તે રૂા. ૨) ના રતલથી માંડીને રૂા. ૧૦, ૧૫, ૨૦, સુધી રતલ મળે છે. માટે તે બાબત સાવચેત રહેવું. કેસરને સાચવવામાં ખ્યાલ રાખવો. કેમકે તેને હવા લાગવાથી તેમાં ઝીણા જંતુઓ પડી જાય છે ને ઈંડાળ થઈ જાય છે.

૪૩. આખું કઠોળ—કોઇ પણ જાતનું આખું કઠોળ ન ખાવું જોઈએ. દરેક કઠોળની દાળ કરીને ખાવી શ્રેષ્ઠ છે, કારણ કે–આખા કઠોળમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે તે સાફ કરવા છતાં તે જીવો નીકળે નહિ, અને આપણી દૃષ્ટિ પણ પડે નહિ, તેથી જીવ હિંસા થાય. માટે કઠોળની તુરત દાળ કરી નાંખવી, ને ખાવી. કઠોળ ઝાઝો વખત રહેવાથી તેમાં જીવોની ઊત્પત્તિ થાય, છેવટે આખું કઠોળ સર્વથા ત્યાગ ન થઇ શકે, તો ચોમાસામાં અને તિથિ, પર્વે આખું કઠોળ અવશ્ય વર્જવું. વટાણામાં મિઠાશને લીધે વિશેષ જીવોની ઉત્પત્તિ થાય છે. તેથી તે તો ખાસ કરી વર્જવા યોગ્ય છે.

૪૪ થી ૪૯. હિંદુ–દિલ્હી બીસ્કુટ–જે દિલ્હી, પુના, વડોદરા વિગેરે ઠેકાણે બનાવવામાં આવે છે. તે આપણામાંના કેટલાએક બંધુઓ વાપરે છે. પણ તે બનાવવામાં પ્રથમ તો પ્રાય: **પરદેશી મેંદો** વપરાય છે. અને વળી તેને પણ હલવાની માફક બે ત્રણ દિવસ પાણીમાં કોહડાવે છે, ત્યાર બાદ તેના બિસ્કીટ થાય છે. તેથી અસંખ્ય સંમૂર્છિમ, અનેક બેઇંદ્રિયાદિક જીવોની હાનિ

થાય છે વળી કોઇ બીસ્કીટ તૈયાર કરવામાં **ચરબી** પણ ચોપડવામાં આવે છે, તેથી તે સર્વથા વર્જનીય છે. **નાનખટાઈમાં** પણ પરદેશી મેદો વપરાય છે, તેથી તે ત્યાગ કરવા યોગ્ય છે વિલાયતી બિસ્કીટમાં ઈંડાનો રસ આવતો હોય, તેમ સાંભળવામાં આવેલ છે. કેટલાક મા બાપો શોખ અને લાડ, ખાતર નાનાં બાળકોને તદ્દન બાલ્યાવસ્થાથી આવી ચીજો ખવરાવવાની શરૂઆત કરી દે છે. પછી મોટી ઉમ્મરે તેવા બાળકો આવી ચીજો કેમ છોડી શકે? પરતુ આગળ વધીને ચોકલેટ વિગેરે ખાવાની ટેવનો ચેપ શરૂ થાય છે.

૫૦. દુથ પાઉડર (દતમંજન), દુથ બ્રશ [ દાંત સાફ કરવાનું બ્રશ, કૂચ્ચો ] વિલાયતી દંતમંજનો જે તૈયાર આવે છે, તે વાપરવા યુક્ત નથી કોણ જાણે તે કેવા ભક્ષ્ય કે અભક્ષ્ય પદાર્થના થતાં હશે? માટે તે ન વાપરતાં **બદામના** છોડીયાની **મસી** અથવા તો તે મસીની સાથે કપુર, બરાસ, ચાક (સચિત્તના ત્યાગીએ ચાક ગરમ પાણીમાં ઉકાળી સુકાવીને અચિત્ત કરેલ હોય તો વાપરી શકાય), હરડા, બેડાં, આમળાં, **મસ્કતી દાડમની છાલ, સોનાગેરૂ**, કાથો, મોચરસ, હીરાદખણ, હીંમજ, દાડમનાં સૂકાં ફૂલ, કાંટાળુ માયુ, ચણકબાબ, વિગેરે દાંતને ગુણકારી અનેક વસ્તુથી બનાવેલું દેશી મંજન વાપરવું યુક્ત છે.

વળી, દાંત કે હાડકાના અગર કોઇ બીજી જાતના હાથાવાળા કોઇ પણ જનાવરના કેશ કે રુવરના દુથ બ્રશો હિંદુઓએ અને ખાસ કરી જૈનોએ મુખમાં નાંખી બ્રશ થવું તે કેવું લજ્જાસ્પદ છે? વળી તે બ્રશો કેટલીક વાર દાંતમાં પોલ કરી બહુ ખરાબી કરે છે. જો કે તે એવું ગુણકારી નથી, પણ

કદાચ હોય, તોપણ આપણે કયાં સાધન રહિત થયા છીએ? અર્થાત્ અનેક રીતે દાંતની શુદ્ધિ, મજબુતીપણું તથા બીજા ગુણકારી ઉપાયો છે, માટે વિલાયતી ટુથ પાવડર અને ટુથ બ્રશનો ઉપયોગ થતો હોય, તો તે બંધ કરવો, અને ન હોય, તો તે ન વાપરવાનો નિશ્ચય કરવો. આવી વસ્તુઓનો પણ નિયમ કરવાથી લાભનું કારણ છે. [આખી પ્રજાને સસ્તામાં દંતશુદ્ધિ માટે સર્વેને મફત મળે તેવી સગવડ **દાતણ** જ છે. **દેશી વૈદકમાં આવળ, બાવળ, બોરડી,** અને **લીંમડાના** દાતણમાં કોહવાટ દૂર કરવાનો ગુણ કહેલ છે. કુદરતે ઉત્પન્ન કરેલા દાંતો પડાવી નાંખવાનો ઘણો ભયંકર ચાલ ચાલુ થયો છે. પેટની ખરાબીથી દાંતના રોગ થાય છે. અને પછી દાંતના રોગ પેટની ખરાબી કરે છે. પરંતુ સૌથી સારો રસ્તો એ છે, કે પેટની ખરાબી દૂર કરવી જોઇએ. તે ન કરી જાણનારા અણઘડ વૈદ્ય–ડૉકટરો દાંત પાડી નાંખવાની સહજ સહજમાં જ ભલામણ કરે છે. સહેજ દાંતમાં કે દાઢમાં કળતર થાય કે તુરત દર્દીને ફોસલાવીને અચાનક પાડી નાંખવાના પણ ઘણા દાખલા મળે છે. સામાન્ય ઉપચાર કરવાથી મટી જાય તેમ હોય, તો પણ પાડી નાંખે છે. અરે! કુદરતે ઉત્પન્ન કરેલી વસ્તુનો આવી રીતે સહજ કારણોથી નાશ કરવો, એ કેટલી મૂર્ખતા છે? પછી તે ઉત્પન્ન કરી શકાતા જ નથી. માટે ડાહ્યા માણસોએ–મૂળ કારણો દૂર કરી જેમ બને તેમ દાંતને સાફ પણ રાખવા. અત્રે સહજ યાદી આપવી જરૂરી છે કે–કેટલાક મુનિમહારાજાઓ પણ આવી રીતે વિષમાશનાદિક કારણોને લીધે દાંતના રોગના ભોગ થાય છે. ત્યારે દંત સંસ્કારના પ્રયોગમાં દોરાઇ રહ્યા છે. તેમાં પણ ડૉકટરોએ

ે

ફેલાવેલી ઉપરની મોટી ગેરસમ જ છે. જે મુનિધર્મને દૂષણ રૂપ ગણાય, અને દાંતની વાસ્તવિક શુદ્ધિ પણ ન થાય. માટે મૂળકારણો દૂર કરવા કાળજી રાખવી એ સર્વોત્તમ ઉપાય છે. જેનું પેટ બરાબર સાફ હોય, તેને દાતણ કરવાની પણ જરૂર નથી પડતી. એટલા સાફ દાંત અને જીભ રહે છે. જેથી ઉલ ઉતારવાની પણ જરૂર નથી પડતી. દાંત તથા જીભ સાફ કરવા પડે છે, તેટલી પેટની ખરાબી સમજવી. એવા કોઇ કોઇ મુનિઓ હોય છે, કે જેમના દાંત ચકચકિત અને મુખ શ્વાસ સુગંધિ હોય છે. કારણ માત્ર એક જ કે-તેમનું પેટ અને તેનું આખું શરીર યંત્ર તદ્દન વ્યવસ્થિ હોય છે. બીજાં પણ ઘાટી વિગેરે મજબૂત બાંધાના શરીરવાળા એવા જોવામાં આવે છે, કે વગર દાતણે પણ દાંત ચકચકિત હોય છે, કારણ માત્ર પાચક યંત્ર બરાબર વ્યવસ્થિત હોય છે. અને તે વ્યવસ્થિત કરવું એ સર્વ રોગો નાશ કરવાનો ઉપાય છે. ]

૫૪. હોટેલો-વિશ્રાન્તિ-આનંદી-ભોજનગૃહ અને તેમાં થતી દરેક ચીજ શુદ્ધ બ્રાહ્મણીઆ !! પ્રથમ તો આ વિશ્રાન્તિગૃહની મુલાકાત લેનારા બ્રાહ્મણ-વાણિયાથી માંડી લુવાણા, કડીઆ એમ ઉત્તરોત્તર ઉંચ નીચ હિંદુ સર્વ પ્રાયઃ હોય છે.[1] અને તેના માલેકો કેવી જ્ઞાતે હોય છે, તે તો તપાસ કર્યે માલુમ પડે. ત્યાં ચા, દૂધ, પુરી, દૂધપાક, બાસુદી, શીખંડ, બ્રાહ્મણીઆ નામે ગમે તે વખતે મળી શકે છે. વળી ભજીયાં, કચોરી,

૧. [અધૂરામાં પૂરૂ-ભારતની આર્ય જ્ઞાતિ અને ભોજન વ્યવસ્થાઓ તોડી નાંખવાના પ્રથમથી પરદેશીઓના પ્રયાસોનો કોન્ગ્રેસ મારફત પ્રચાર કરાવી તેની જેટલી મુખ્ય સ્પર્શાસ્પર્શની દિવાલ પણ અન્ત્યોજોનો હોટેલોમાં ફરજીઆત પ્રવેશનો કાયદો અમલમાં લાવી સરકારે પણ તોડી નાંખવાની શરૂઆત કરવામાં સાથ આપ્યો છે.]

આઇસક્રીમ, કુલફી, આઇસ વોટર, કંદમૂલ વિગેરેના શાક, ભાતભાતની ચટણીઓ પણ બ્રાહ્મણીયા થાય, તથા નાનખટાઈ, બીસ્કુટ સોડા વિગેરે જેની જે ઈચ્છા હોય તે બ્રાહ્મણીઆ તાજુ મળી શકે. કહો કેવી સુગમતા! પણ હે જૈનબંધુઓ! અને આર્યો! આ હૉટેલો પ્રમુખનું અનુકરણ થવાનું કારણ અનાર્યોનો પરિચય છે, અને તેના સહવાસથી આપણે પણ અનાર્ય જેવાજ થઈ જઇએ છીએ. ત્યાં બનતી સર્વે વસ્તુઓનો જો વિવેક પૂર્વક તપાસ કરવામાં આવે તો જ ખબર પડે, પણ એ તકલીફ કોણ લે? "હિંદુ ભોજનગૃહમાં થયું એટલે તો તે શુદ્ધ પવિત્રજ હોય." કારણ કે-જો વિવેકનો વિચાર-ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરે, તો ખવાય પીવાય કેમ? એવા આપણે વિવેક વિકલ અર્ધદગ્ધો જીંહાઇન્દ્રિયની રસ લંપટતામાં શું શું અકાર્ય નથી સેવતા? અર્થાત્ સ્પર્શાસ્પર્શ કે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર નહિ કરતાં ભોજન કરી આનંદ માનીએ છીએ. છેવટ મુસલમાન તો શું પણ યુરોપીયન હોટેલમાંથી માખણ પાંઉ (બિસ્કીટ) વગેરે પદાર્થો મંગાવી ખાનારાઓ પણ હોય છે. અફસોસ! આ સંસ્કાર ભ્રષ્ટતાનું વિવેચન કરતાં કંપારી છુટે, તેવા કાર્ય સેવનારાઓ આ કળિયુગમાં વ્યાપી રહ્યા છે. અમને તો આવા પ્રાણી પ્રત્યે દયાની લાગણી સ્ફુરે છે, કે "તેઓને કેવા કેવા વિપાક ભોગવવા પડશે? અને કેવા કેવા ત્રાસ તેઓ પામશે?" હજુ પણ હે બંધુઓ! સમજો અને આ ભ્રષ્ટતાથી વિરમો! હે જૈન યુવકો! આ શ્રમણ ભગવંત શ્રી મહાવીર પ્રભુના શાસનમાં મનુષ્ય જન્મ પામ્યાનો ફેરો સફળ કરો. દશ દૃષ્ટાંતે દુર્લભ એવો આ મનુષ્ય જન્મ ફરી મળવો દુર્લભ છે.

"કાગ ઉડાવણ કાજ પ્રિય જિમ ડાર મણિ પછતાયારે" એવો અવસર ન આવે, માટે પૂર્વોક્ત ત્રણ

અક્ષર (વિવેક)ની ખામી છે, તે રૂપી મિત્રને જગાડો, અને આત્મહિતાર્થે ભ્રષ્ટાચારને દેશવટો આપો!

[૫૫-૫૬-૫૭ વિવિધ પાર્ટીઓ—આ પાર્ટીઓ મોટે ભાગે રાતની લગભગમાં થાય છે. તેમાં જૈનોએ જવું ઉચિત હોતું નથી. એ તો સ્પષ્ટ જ છે. આ પાર્ટીઓમાં ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જાળવવા માટે ખાસ વ્યવસ્થા નથી હોતી. એ વિવેક જાળવવો એ અપવાદરૂપ અને અણગમાનો વિષય હોય છે. આ પાર્ટીઓના ખાણાં બહુ જ ખર્ચાળ હોય છે, રૂપિયાથી માંડીને બસો બસો રૂપિયાની એક એક ડીશ થાય છે. તેમાં એઠું ઘણું જ પડ્યું રહે છે. માત્ર જમાનાના મોહ શિવાય તેમાં કાંઈપણ લાભકારક તત્ત્વ જોવામાં આવતું નથી. જુના વખતના સાદા અને અલ્પ ખર્ચાળ માત્ર પ્રેમ ભાવના વિગેરે અનેક સુતત્ત્વોથી ગોઠવાયેલા ભોજનોની મોટા પાયા ઉપર નિંદા શરૂ કરવામાં આવી છે. તે નિંદા તેમાં સુધારાવધારા સૂચવવા ખાતર તો નથીજ. તે તો માત્ર નામનું ખાનું જ છે. પરંતુ ખરી રીતે એ સાદા ભોજન વ્યવહારને બદલે હાલની પાર્ટીઓના ભોજનોની શરૂઆતને ટેકો આપવા માટે જ એ [1]નિંદા છે. સાદા ભોજનમાં સર્વને સમાન ભાવે મળી શકે તેવા મિષ્ટાન્ન સાથે દરેક સગવડો માણસ દીઠ ચાર આનામાં પતી જાય છે. એટલે અમુક રકમમાં ઘણી સંખ્યા લાભ લઇ શકે છે. જ્યારે પાર્ટીઓમાં અમુક આમંત્રિત સંખ્યા જ લાભ લઈ શકે છે, અને તે પણ વ્યક્તિઓજ. ઘણી વખત બૈરાં, છોકરાંઓ તો ઘેર જ બેઠા હોય છે. એમને માટે પાર્ટીયે નહીં, અને સાદા દેશી જમણોનો પણ નિષેધ. એટલે બન્નેય તરફથી પૂરી કમબખ્તી.

---

૧. [નાના મેળાવડાઓમાં પણ અલ્પાહાર [પૂરતો આહાર મુશ્કેલ હોય છે.] ટીરીનને ઇન્સાફ આપવાની પ્રવૃત્તિ પણ પાર્ટી-પદ્ધતિના પ્રાથમિક પાકરૂપે સમજવાના છે.

ધર્મ, માર્ગાનુસારિતા, અને આર્ય સંસ્કૃતિને સમજનારા કે ચાહનારાઓએ આવી પાર્ટીઓ ગોઠવવી ન જોઈએ પરંતુ તેમાં સિદ્ધાંત ખાતર પણ નજ જવું જોઈએ. તેમાં ધાર્મિક વિવેક સાચવવાનું તો એક પણ સાધન નથીજ. બાકી સ્વચ્છંદી લોકોને આ જમાનામાં કોણ પૂછી શકે છે? તેઓને મતે તો તેને ટેકો આપવો, તે આ જમાનાનું ભૂષણ છે. ધર્મ અને સામાજીક કાયદાઓ અને નિયમનોથી સ્વતંત્ર થવા ઈચ્છનારાઓ ઉપર દર વર્ષે ધારાસભાની બેઠકોમાં નવા નવા કાયદાના બંધનોની બેડીઓ નંખાતી જાય છે. અને ભયંકર ગુલામીના ભાવિ કારાગૃહો ઉત્પન્ન થાય છે. તે પણ આ જમાનાનો જ વિલાસ છે. શહેરના આલીશાન માળાઓની ઓરડીઓમાં ગોંધાઈ રહેવાનું પણ આરોગ્યશાસ્ત્ર આ જમાનાએ જ આપ્યું છે. પરંતુ આજે આ વસ્તુ સમજાય તેમ નથી. બન્ધુઓ! આપણું હિત શામાં છે? તે વિચારો અને પરમ જ્ઞાનીઓનાસુમાર્ગમાં સ્થિર રહી, પોતાનું હિત સાધો.]

૫૮. **પાણી**—આ કળિકાળમાં કેટલાક મોટા શહેરોમાં, સ્ટેશનો ઉપર પાણીના **નળ-સંચા ટાંકીઓ** થઈ ગયેલ છે, તેથી મુસાફરી વખતે કે હવા ખાવા જતાં, અગર રસ્તામાં તૃષા લાગી હોય, ત્યારે અણગળ પાણી પીવાય છે, તે અનાચરણીય છે. અણગળ પાણી **દારૂ** સમાન કહ્યું છે. જેથી પીવામાં કે વાપરવામાં પણ અવશ્ય પાણી મજબૂત ગરણાવડે બરાબર ગળીને જ વાપરવું. તથા પાણીના વાસણમાં એઠા પ્યાલા કે જેને મુખની લાળ અડી હોય તેવા વાસણ બોળવાથી અસંખ્ય સમુર્છિમ જીવ ઉત્પન્ન થાય છે, માટે પાણી કાઢવા માટે જુદો ડોયો (લોટો) રાખવો જોઈએ. વળી જે પ્યાલે પાણી પીધું હોય તેને પણ મુખની લાળ અડી હોય, માટે લુગડાવડે

તુરત કોરો કરી નાંખવો. જ્યારે પીવું હોય ત્યારે દરેક વખતે તે પ્યાલો જોવો કે "તેમાં જીવ જંતુ કે કચરો નથીકે?" તે તપાસીને જ પીવું. ઉઘાડુ રહેલું પાણી પીવાથી બહુ દોષ છે. [પાણી ખુલ્લા અને છીછરા પ્યાલાવતી પીવું. કેમકે તેમાં બરાબર " પાણીમાં શું છે ? " તે જોઈ શકાય છે. ઉંડા પ્યાલામાં કાંઇ પણ જોઈ શકાય નહીં. તેમજ ઉકાળેલો પાણી પીવામાં ઉંડા પ્યાલા વાપરવા નહીં જોઇએ. કેમકે તેમ કરવાથી તે બરાબર લુંછીને સાફ કરી શકાતા નથી. સામાન્ય રીતે પણ ઉંડા પ્યાલા બરાબર જોઇ શકાતા નથી. તેમાં ધાર નીચે રાખ, મેલ કે કચરો ભરાઈ રહે છે તેમજ છીછરા પણ કાંઠે વાળેલા પ્યાલાના વળાંકમાં મેલ ભરાઇ રહે છે. તેથી કાંઠા વળેલા છીછરા પણ પ્યાલા બરાબર કામના નથી

શ્રાવકોએ અદ્ધરથી પાણી પીવાની વૈષ્ણવોની જેમ ટેવ રાખવી ઉચિત નથી. કેમકે ઉંચેથી મ્હોંમાં પાણી રેડતાં સંપાતિમ જીવો મોઢામાં આવી પડે, પાણીમાં કાંઈ જીવડું હોય, તો તે પણ મોઢામાં આવી પડે. પરંતુ મોઢે માંડી પીતાં પીતાં દાંત તથા ઓઠને સ્પર્શ થતાં તેને બચાવી શકાય છે, અને આપણે પણ ઝેરી જંતુથી બચી શકીયે છીએ.

હાલમાં નળો થવાથી પાણી ગળવાની બાબતમાં અને સંખારા સાચવવાની બાબતમાં ઘણી અરાજકતા ચાલે છે. પરંતુ દયાપ્રેમીઓએ જેમ બને તેમ આ બાબત જરા પણ બેપરવાઈ ન રાખવી જોઇએ. તેમજ ગટરો થવાથી પાણી ઢોળવામાં અને વાપરવામાં તથા તેમાં ગમે તે નાંખવામાં પણ વિવેક રાખવામાં આવતો નથી. આ ઘણું જ અયોગ્ય થયું છે.

દયાદષ્ટિથી ઉપેક્ષા કરવા જેવી આ બાબત નથી. ગટરોમાં ગમે તે ચીજો જવાથી સડો થતાં અનેક જીવોની ઉત્પત્તિ થાય જ. તે કોઇને કોઇ રીતે હવા બગાડે અને આરોગ્યને નુકશાન કરે જ છે. ગટરોના વિષ્ટા મિશ્રિત પાણીના શાકો, ફળો તદ્દન ફીક્કા અને બેસ્વાદ થાય છે. અને બહુ માર્મિક સુગંધ જાણનારને તો તેમાંથી વિષ્ટાની ગંધ પણ આવે છે. **ખરી મ્યુનિસીપાલિટી** સૂર્યનો તાપ, કુતરા, કાગડા, ગધેડા વિગેરે છે. તે કાંઈ પણ ગંદકી રહેવા દેતા નથી. પરંતુ નળો, ગટરો પરદેશી માલ ખપાવવા તથા પ્રજાના જીવનનો કાબુ હાથમાં રાખવા મોટા પાયા ઉપર મ્યુ. સ્થાપીને પરદેશી લોકોએ હિંસાના મોટા મથકો ખોલી દીધા છે. શ્રાવકોએ વિવેક રાખવો. સ્વચ્છતાને નામે મુનિરાજો માટે પણ આ કૃત્રિમ મ્યુ૦ઓએ મુશ્કેલી ઉભી કરી છે, અને કરશે. ]

અલ્પ પ્રમાદથી અસંખ્ય જીવનો ઘાત થાય તે કેવું અનર્થકારક છે? માટે દરેક ભાઇઓ અને બ્હેનોએ પાણી માટે ખાસ લક્ષ્ય રાખવું એવી પ્રાર્થના છે. **શ્રાવકે પહોરે પહોરે પાણી ગળીને પીવું જોઇએ,** તેમાં જેટલો પ્રમાદ તેટલો દોષ છે. નળો થવાથી આજે પાણી પીવા અને ઢોળવામાં ઘણી અરાજકતા ચાલે છે.

"**યત્ર યત્ર પ્રમાદઃ તત્ર તત્ર હિંસા.**" પ્રમાદ તજ્યા વગર ધર્મ પામવો ક્યાં સહેલ છે? જયણાએ ઉપયોગ પૂર્વક વર્તવું તેજ ધર્મ છે. ઉભય લોકનો ભય રાખી જે સજ્જનો **અષ્ટ પ્રવચન માતાને** હૃદયમાં રાખી વર્તે છે, તેઓનું જ કલ્યાણ તથા પૃથ્વીપર આવવું સાર૦

ભૂત છે, અને બાકી તો પૃથ્વીને ખરેખર ભારભૂત જ સમજવા. **ધન્ય છે! શ્રીકુમારપાળ રાજાને** કે જેણે **અઢાર દેશમાં અમારી (અહિંસા) પડહ** વજડાવ્યો કે જેના વખતમાં, ગાય, ભેંસ, બળદ, ઘોડાં વિગેરે ઢોરને પણ પાણી ગાળીને જ પાવામાં આવતું હતું. અને તે ધર્મિષ્ઠને **'પરમાર્હત'**એવું બિરુદ, **કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય મહારાજે** આપ્યું હતું, તે **કુમારપાળ** રાજા આવતી ચોવીશીના પ્રથમ **તીર્થંકર શ્રી પદ્મનાભ પ્રભુના ગણધર** થવાના છે; તેનો હાલ પણ યશવાદ વર્તે છે. તથા આગામીભવે પણ વર્તશે. સદા તેવા પુરુષો જયવંતા વર્તો! અરે આપણે ક્યારે પ્રમાદરૂપી પછેડી દૂર કરી પાપરૂપી મલિન શય્યામાંથી ઉઠી તેવા પરમાર્હત થવા અને શિવ વધૂ વરવા ઉજમાલ થઇશું? જેથી ભવરૂપી પ્રચંડ તાપ ઉપશમે.

---

## ૫. બહુ આરંભથી ન વાપરવા લાયક ચીજો. અને તે વર્જવાનાં કારણો.

**૧. શેરડી**-ઘણી ખાવા છતાં તૃપ્તિ ઓછી થાય છે. અને તેના છોતાં ઘણાં નીકળે છે. ચૂસવાથી મુખની લાળમાં સમુર્છિમ પંચેંદ્રિય મનુષ્યો ઉત્પન્ન થાય છે. તેમજ ગળપણને લીધે કીડાઓ વિગેરે ચડે છે. તેના ઉપર પગ પડવાથી કે ઢોર ચાવી જવાથી તેમાં કીડા વિગેરેની હિંસા થાય.

**૨ થી ૧૦. સીતાફળ, રાયણ, રામફળ, ખલેલાં, પાકાગુંદા, જાંબુ, કરમદાં, બોર,** વિગેરે—આ વસ્તુઓના ઠલીયા ફેંકી દેવા પડે છે. તે મોઢામાંથી

કાઢીને ફેંકી દેવાય છે, તેમાં પણ સંમુર્ચ્છિમ મનુષ્યોની તથા ઉપર પ્રમાણે બીજા ત્રસ જીવોની હિંસા થાય છે. બોરની જાતિમાં તો ઇયળ વિગેરે જંતુઓ નીકળે છે. તેથી પણ તે અભક્ષ્ય છેજ.

ખરી રીતે કોઇ પણ ચીજના કાઢેલા ઠળીયા ગોટલા રાખમાં લપેટીને કોરા થયે પરઠવવા જોઇએ.

લીલાં અંજીર, શેતુર, ફાલસાં–

બીજ વિશેષ હોવાથી વર્જવા લાયક છે. બહુ ખાવાથી તૃપ્તિ ન થવાના કારણે વર્જવા યોગ્ય છે.

શીંગોડા—કામ વૃદ્ધિજનક હોવાના કારણે વર્જવાં. તથા, તે તળાવમાં પાણીમાં વેલા ઉપર થાય છે, તેની આસ-પાસ બહુજ ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે, તેથી સીંગોડાં તોડતી વખતે ઘણા ત્રસ જીવની વિરાધના થાય છે. તેમજ પાણીમાં થતા હોવાથી તેની આજુબાજુ લીલ–ફૂગ સેવાળ બાઝેજ. માટે વર્જનીય છે

વાલોળ—શ્રાવકના અતિચારમાં પણ લખેલ છે કે "વાસી વાલોળ, પોંક, પાપડી ખાધાં." જે વાલોળ આજની ઉતારેલી હોય, તે રાત વાસી રહેવાથી તેમાં ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે, તેથી બીજે દિવસે અભક્ષ્ય થાય છે. તે દિવસની ઉતારેલીમાં પણ ઇયળો પ્રમુખ ત્રસ જીવ હોય છે. તેથી કદાચ તે દિવસની ખાવી હોય, તો પણ ઉપયોગપૂર્વક તપાસીને વાપરવી યુક્ત છે. પ્રથમ તો તે દિવસનીજ ઉતા-રેલી તાજીવાલોળ મળવી મુશ્કેલ હોય છે. ખરી રીતે આવી ચીજો વિના નજ ચાલે તેમ નથી, તેથી તેનો ત્યાગ કરવો

તેજ વધારે વ્યાજબી છે, છતાં મમતા ન છુટતી હોય, તો સંપૂર્ણ જયણા અને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જાળવીને વપરાશ કરવો. માટે બને તો સર્વથા વર્જવી શ્રેષ્ઠ છે.

## ૬. દર્શન વિરુદ્ધ તથા લોક વિરુદ્ધના કારણે વર્જવા, યોગ્ય વનસ્પતિઓ.

**પંડોરા**—લાંબાં સર્પાકારે હોવાથી અને અશુદ્ધ પરિણામના હેતુ હોવાથી વર્જવાં.

**કણુસ**—દર્શન વિરુદ્ધ હોવાથી (માંસ પેશીરૂપ દેખાય છે) અનાચરણીય છે.

**ભુરૂં કોળુ**—અન્યદર્શનીય વગેરે તેને દેવી પ્રમુખની પૂજામાં ઘેટાદિકની કલ્પના કરી ભોગ આપે છે, તેથી તે વર્જવું. (ઔષધ કારણે પ્રમાણ રાખે છે.)

**કોળું**—મોટું ફળ હોવાથી કેટલાક નથી વાપરતા

**કડવું તુંબડું-(કડવી દુધી)**—કદાચ ઝેરી નીકળે, તો આત્મઘાત થાય. તેથી તે અનાચરણીય છે.

**પાકાં-કંટોલા, કારેલાં, ટીંડોરાં, ટમેટાં, કંકોડા**—તેના મૂળ રંગ લીલા હોય છે, અને પાક્યેથી રાતાં થાય છે. તે તથા કંટોલા અને કારેલામાં જીવાત બહુ પડે છે. ટીંડોરામાં બીજ ઘણાં છે, માટે આ ચીજો અશુદ્ધ પરિણામ થવાના કારણથી અને ત્રસ જીવોની હિંસા થવાના કારણથી વર્જવી. આને માટે **શ્રાદ્ધવિધિમાં** ખુલાસો છે.

**મધુક**—તે મહુડાં વૃક્ષનાં ફળ. જેને મહુડાં કહે છે, તેનો દારૂ પ્રમુખ થાય છે. તે કેફકારી તથા અશુભ પરિણામના હેતુ હોવાથી વર્જનીય છે. વળી ત્રસ જીવથી વ્યાપ્ત હોય છે.

## ૭. ત્રસ જીવોની ઘણી હિંસા થવાને કારણે વર્જવા યોગ્ય વનસ્પતિઓ.

**૧-૨. બીલી, બીલાં**—આ વનસ્પતિઓમાં ઇયલો તથા ક્ષુદ્ર જીવો ઉત્પન્ન થવાનાં કારણે સર્વથા વર્જનીય છે. ત્યારે તેના બોળ અથાણાંઓ કરીને વાપરવાં, તે કેવું અઘોર-ત્રાસજનક કર્તવ્ય! સુવાવડ પ્રમુખ ગમે તેવાં રોગના કારણો હોય, તોપણ આ ચીજો તો સર્વથા દૃષ્ટિથી પણ દૂર રાખવા યોગ્ય છે. સ્ત્રીવર્ગ કે જેને જીભનો સ્વાદ વિશેષ હોય છે, તેઓએ આથી પાપનો ભય પામી વર્જવું જોઇએ.

**૩. સરગવાની શીંગ**—ફાગણ સુદ ૧૫ પછી તેનાં બીજમાં ત્રસ જીવ ઉત્પન્ન થાય છે, તેથી આઠ માસ સુધી તેનો ત્યાગ કરવો.

**૪. કોબીજ (કર્મકલો)**—તેનાં પાદડામાં તદ્દણાં ત્રસ જીવ હોય છે. તે માલૂમ પડતા નથી. તેથી તે આઠ માસ તો વર્જનીય છે. અને બાકી શિયાળામાં પણ યતનાપૂર્વક ખંખેરીને જ વાપરવી યુક્ત છે. તેની ગંધ અને પડ જોતાં તે ડુંગળીનું સ્મરણ કરાવે છે. તેથી તે તજવા યોગ્ય છે.

## ચોમાસામાં (અસાડ શુદ ૧૫ થી કાર્તિક શુદ ૧૫ સુધી) ત્રસ જીવો પડવાના કારણે ખાસ વર્જવા યોગ્ય વનસ્પતિઓ:-

**૧ થી ૪. ભીંડા, કંટોલા, કારેલાં, તુરીયાં—** બીજી ઋતુઓમાં તેમાં પણ જીવ તો થાય છે, ચોમાસામાં વિશેષે કરીને ઇયળો વિગેરે જીવોની ઉત્પત્તિ થાય છે. અને કારેલાં વિગેરે તો બાહ્યથી (ઉપરથી) જરાપણ સડેલું દેખાતું ન હોવા છતાં પણ સમારતાં કેટલીક વખત અંદર ઇયળો જોવામાં આવે છે. ઉપયોગ રાખીયે તો પણ આ જીવોની હિંસા થઇ જાય, તેથી ચોમાસામાં ખાસ વર્જવી.

**કારેલાં, તુરીયાં** વિગેરેનો ઉપરનો ભાગ ખડબાચડા ખાડા જેવો હોવાથી તેમાં કુંથુવા વિગેરે ઝીણાં ત્રસ જીવો ભરાઇ રહે છે. તેથી તેવી વનસ્પતિઓ પ્રથમ પુંજણીથી પુંજીને જ યતના પૂર્વક સમારવી જોઇએ. અને વનસ્પતિનું શાક શુદ્ધ કરીને વાપરવું યુક્ત છે.

શિયાળામાં પણ **ભાજી પાન** વિગેરે ઉપયોગ પૂર્વક ખંખેરી શુદ્ધ કરીને વાપરવા યોગ્ય છે. તેમાં પણ સર્વે જાતિની ભાજી ચારણી વડે ચાળીનેજ વાપરવી, કારણ તેમાં ઇયળ કુંથવાદિક ત્રસ જીવ નીકળે છે, તો તેની જયણા પળે. અને જો ત્રણ વાર ચાળતાં જીવ નીકળે, તો તે પરઠવવા યોગ્ય હોય છે. વાપરવી નહીં જોઇએ.

——:x:——

# પ્રકરણ ૭ મું.

## ચાલુ વાપરાવામાં આવતી વનસ્પતિઓ, અને તે વિષે રાખવો જોઇતો વિવેક.

| શાકમાં વપરાતી | કાચાંપાકાં ફળ તરીકે વપરાતી |
|---|---|
| ૧ કાકડી, મૂળ પાન વિના | તરબુચ |
| ૨ કારેલાં ,, | લીંબુ મીઠું |
| ૩ કંટોલાં ,, | પોપૈયું |
| ૪ ગલકાં | સફેરજન |
| ૫ ગુવારની ફળી | પીચીજ |
| ૬ [1]કાચાં ગુદાં | ચીકુ |
| ૭ લીલા ચણા | કેરીની જાત |
| ૮ ચીભડાં (આરીયાં) મૂળ પાન વિના | જમરુખ |
| ૯ ચોળા | અનેનાસ |
| ૧૦ [2]ટમેટાં [કાચાં] | કોઠ ફળ |
| ૧૧ ટીંડોરાં (ધોળા) | કેળાં |
| ૧૨ ડાળાં | દાડમ |
| ૧૩ ડોડી | |

૧ કાચાં ગુદાં ભાંગીને તેના ઠળીઆ તરતજ રાખમાં પરડવી દેવા. નહિંતર માખીઓ તેને ખાવાનો પદાર્થ સમજી તેના ઉપર બેસે છે. તેથી તેની પાંખો ચીકાશને લીધે ચોંટી જવાથી ઉડી શકતી નથી. ને મરી જાય છે. તેથી ખાસ ઉપયોગ રાખવો.

૨. કેટલાક મુનિ મહારાજાઓ કાચા ટમેટાં બહુ બીજ હોવાથી અભક્ષ્ય હોવાનું કહે છે. દેશી વૈદ્યકમાં તેને રીંગણાંની જાતિ ગણ્યાનું સાંભળવામાં આવેલ છે.બહુશ્રુતો પાસેથી નિર્ણય કરી લેવો.

| | |
|---|---|
| ૧૪ તળીયું-ભુજ્યું સક્કરટેટી | આમળાં<br>નારંગી (સંતરાં) |
| ૧૫ તુરીઆં | નાળીએર કાચાં-પાકાં |
| ૧૬ તુએરા | પપનસ |
| ૧૭ દાતણ (બાવળ, બોરડી, પીલ, આવળ) | દ્રાક્ષ (લીલી)<br>બીજોરાં |

૧૮ દૂધીયું [?]
૧૯ પરવર
૨૦ પાંદડી-પાપડી-પાપડા
૨૧ ફળશી
૨૨ ભીંડા
૨૩ મરચાં
૨૪ મરવા
૨૫ મોઘરી
૨૬ લીંબું ખાટું
૨૭ વટાણાં
૨૮ આલકુલ
[૨૯ પરવર
૩૦ મીઠી દૂધી.]

[ તથા બીજા દેશોમાં થતાં જાણીતાં અને અભક્ષ્ય ન હોય, તેવા શાકો અને ફળો ઉપલક્ષણથી વાપરવા લાયક સમજવા. પરંતુ તેની ભક્ષ્યાભક્ષ્યતા ગુરુ ગમથી નક્કી કરી લેવી. ]

આ ઉપર લખેલી વનસ્પતિમાંથી પણ યથાશક્તિ ત્યાગ કરવો. અને પ્રાયઃ જે બારે માસ મળી શક્તી હોય કે ઉપયોગમાં લેવાતી હોય. જેમકે-કેળાં. તે

શિવાય દરેક લીલોતરીઓ જે રાખવી હોય તે પણ અમુક કાળ રાખવી, બાકી ત્યાગ. જેમકે-કાર્તિક માસમાં અમુક અમુકજ ખાવી, તેમ બારે માસ આશ્રયી નિયમ રાખી લેવાથી બાકીના કાળમાં **વિરતિપણાનું** ફળ મળે છે. કારણ-કેરી શિયાળા પછી મળી શકે, તેથી ફાગણ કે **ચૈત્રથી આર્દ્રા** નક્ષત્ર સુધી ખપે, બાકી ત્યાગ. તે પ્રમાણે અતિ સંક્ષેપ પૂર્વક નિયમ લેવાથી બહુ લાભનુ કારણછે. તથા નિયમ લીધો હોય ત્યાંથી દર વર્ષે અમુક અમુક વનસ્પતિનો સર્વથા ત્યાગ કરવાનો પણ નિયમ કરવો જેમકે ૧૯૯૭ માં અમુક અમુક લીલોતરીનો નિયમ લીધો, ત્યારેજ એવો નિયમ લેવો કે ૧૯૯૮ થી મારે **નોલકોલ, મોઘરી, પપનસ, ચીકુ, પીચીજનો** સર્વથા ત્યાગ; ૧૯૯૯ થી **કાળાં, લીલાંમરી, મરવા** પ્રમુખનો સર્વથા ત્યાગ; તે પ્રમાણે આગળના વર્ષોનો પણ યથાશક્તિ નિયમ કરવો જેથી તેના તે વખતે અમુક વખત પછી ત્યાગ કર્યાના ભાવ થવાથી તેને તે વખતથી અભયદાન દીધાનું ફળ મળી ચૂકે છે આ પ્રમાણે નિયમ કરવાથી અનેક વનસ્પતિઓના જીવને અભયદાન આપ્યાનું ફળ મળે છે. અને જ્યાં સુધી નિયમ નથી કર્યો હોતો ત્યાં સુધી ન વાપરવા છતાં કાંઈ ફળ મળતું નથી. અને હિંસાનો દોષ લાગે છે.

વળી શ્રાવકે છ **અઠ્ઠાઈઓમાં**[1] વનસ્પતિનો જરૂર

---

૧ ચૈત્ર તથા આસોની બે અઠ્ઠાઈઓ શાશ્વતી છે, તે ચૈત્ર શુદ ૭ થી ૧૫ સુધી અને આસો શુદ ૭ થી ૧૫ સુધી જાણવી.

ત્રણ ચોમાસાની ત્રણ અઠ્ઠાઈ તે એક કાર્તિક શુદ ૭ થી ૧૫ સુધી, બીજી ફાગણ શુદ ૭ થી ૧૫ સુધી અને ત્રીજી અશાડ શુદ ૭ થી ૧૫ સુધી એમ અઠ્ઠાઇ જાણવી.

ત્યાગ કરવો; તથા જઘન્યથી પાંચ પર્વી તિથિઓમાં– શુક્લ પંચમી, બે અષ્ટમી અને બે ચતુર્દશીઓ–ઉત્કૃષ્ટ બારપર્વી તિથિઓમાં–બે બીજ, બે પાંચમ, બે અષ્ટમી, બે ચતુર્દશી, અમાવાસ્યા અને પુર્ણિમામાં તથા મધ્યમથી સાત આઠ કે દશ તિથિઓમાં અવશ્ય લીલોતરીનો ત્યાગ કરવોજ જોઈએ. તે તિથિઓને વિષે એક પાકાં કેળાં ઉપયોગમાં કેટલાએક લે છે, કારણ–તે અચિત્ત છે તો તે શિવાય અવશ્ય બાકીની સઘળી વનસ્પતિના ત્યાગનો નિયમ ગ્રહણ કરવો જોઈએ.

વળી સામાન્ય રીતે કહ્યું છે કે–અજાણ્યું ફળ, નહિ શોધેલું શાક, પત્ર, સોપારી વિગેરે આખાં ફળ, ગાંધીના હાટનાં ચૂર્ણો, ચટણી, મલીન ઘી, અને પરીક્ષા વગરના માણસે લાવેલા બીજા પદાર્થો ખાવાથી માંસભક્ષણ તુલ્ય દોષ પ્રાપ્ત થાય છે તેમાં પણ સોપારી ચોમાસામાં આજની ભાંગેલી આજેજ ખવાય, બીજે દિવસે લીલફુગ થવાના કારણથી તે ન ખવાય. તેમજ એલચી જ્યારે વાપરવી હોય, ત્યારે ફોલીને સમ્યક્ પ્રકારે તપાસીને જ વાપરવી યુક્ત છે. ચોમાસામાં પીપરીમૂળના ગંઠોડા, સૂંઠ વિગેરે લીલફુગ, કુંથુવાદિ-

---

પર્યુષણા પર્વની અઠ્ઠાઈ શ્રાવણ વદ ૧૨ થી ભાદ્રવા શુદ ૪ સુધી, એમ ૭ અઠ્ઠાઈ કહી છે. તે દિવસોમા સચિત્તનો ત્યાગ, વનસ્પતિનો ત્યાગ, બ્રહ્મચર્ય, અમારિ, તપ, જિનપૂજા, ગુરુવંદન, વ્યાખ્યાનશ્રવણ સામાયિક, પૌષધ, અતિથિસંવિભાગાદિક નિયમો અવશ્ય વિશેષે કરીને કરવાં જોઈએ.

ક્ની ઉત્પત્તિ થવાના કારણે ન ખાવા. ચુનાની ફાકમાં રાખવાથી સડતા નથી. દવા પ્રમુખમાં વાપરવું હોય, તો તે સમ્યક્ પ્રકારે શોધીને વાપરવું યુક્ત છે. બનતા સુધી શાક વિગેરે નોકરોને બદલે જાતે ખરીદવા અને જાતે સુધારવા સમારવા. તોજ જયણા જળવાય

—(:)—

## પ્રકરણ ૮મું.

### સચિત્ત ત્યાગી, દ્વાદશ વ્રતધારી તથા ચૌદ નિયમ ધારનારને સચિત્ત સંબંધી ધ્યાનમાં લેવા ચોગ્ય કેટલોક ખુલાસો.

સચિત્તનો સર્વથા ત્યાગ કર્યો હોય, તેણે કઇ કઈ ચીજો સર્વથા કે સચિત્ત હોય ત્યાં સુધી, તે વર્જવી? તથા ક્યો ક્યો–

| સચિત્ત પદાર્થો | ક્યારે અચિત્ત થાય ? |
|---|---|
| ઘઉં | આટો થવાથી, શેકવા તથા રંધાવાથી |
| બાજરી | " |
| જુવાર | " |
| મેથી | " |
| કઠોળો વિગેરે ધાન્યો | " ભરડવાથી |
| ચણા | દાળ કે આટો કરવાથી. રેતીમાં ભુજાય તો અચિત્ત થાય |
| શેકેલ ચણા | |
| જુવારની ધાણી | |

| કોઇપણ અભક્ષ્ય પદાર્થ : | મહા સચિત્ત છે. |
|---|---|
| ધાણી | ખાંડવાથી કે અગ્નિનું શસ્ત્ર લાગવાથી |
| જીરૂં | ” |
| સવા | ” |
| અજમો | ” |
| વરીયાળી | સુકીને પણ શેકવી જોઈએ. |
| મીઠું | કુંભારના નિભાડામાં કે સખત ભઠ્ઠીમાં પકવવાથી. |
| [1]લાલ સિંધવ | ” |
| [2]ચાક | પાણીમાં ઉકાળી સુકવવાથી |
| ખડી | ” |
| કેમ્ફર ચૉક | ” |
| [3]ચલિત રસમાં ગણાવેલી વસ્તુઓ | મહા સચિત્ત છે |

૧ છાશમાં કે કરબાદિકમા નાંખ્યુ હોય, તો પણ જીરૂ અચિત્ત થતું નથી (હીર પ્રશ્નમાં)

૧. સફેદ સિંધવ સચિત્ત છે.

૨. દન્તમંજનમાં વપરાય છે. પરન્તુ અચિત્ત કર્યા વિના વાપરવું સચિત્તના ત્યાગીને ન કલ્પે. કેમ્ફર ચૉકની બનાવટ પણ આપણે જાણતા નથી, એટલે સચિત્ત ત્યાગીએ વાપરવો નહીં,

૩. તેમાં બે ઈંદ્રિય જીવોની પણ ઉત્પત્તિ [illegible] માટે [illegible] ચિત્તમાં ગણાય. સચિત્તના ત્યાગીને તે સર્વનો [illegible]

| | |
|---|---|
| બોળ અથાણાં | મહા સચિત્ત છે. |
| ત્રણ ઉકાળા વગરનું પાણી. | [4]ત્રણ ઉકાળાથી બરાબર સચિત્ત થાય છે. અને ઋતુ પ્રમાણેના કાળ સુધી સચિત્ત રહે છે. |
| શરબતો | ન વાપરવા સચિત્ત હોય છે |
| સોડા | ” |
| ગુલાબ જળ | ” |
| કેવડા જળ | ” |
| વિલાયતી પ્રવાહી દવાઓ. | કોઈ પ્રવાહી વિનાની દવા અચિત્ત હોય, તો પણ અપવિત્રતાદિક કારણે ન વાપરવી. છતાં પવિત્ર વાપરવી પડે, તો અચિત્ત પાણીમાં નંખાવીને ભૂકી વિગેરે વાપરવી. સીધી પ્રવાહી દવા વાપરવી ન જોઈએ. |
| બરફ | અભક્ષ્ય હોવાથી મહા સચિત્ત છે |
| કરા | ” |
| લીલાં દાતણ | સુકાં થવાથી |
| નાગરવેલીનાં પાન | ઘી શુદ્ધ કરવામાં વાપરવાથી અચિત્ત થયું હોય, તો તે વપરાય. |
| લીંબડાનાં પાન | કઢીમાં રંધાયા હોય, તો વપરાય. |

૪. પાણી ઠારવાના વાસણ ઉપર ઢાંકવાનું ખાસ લક્ષ્યમાં રાખવું. નહીંતર તેમાં ગરમ વરાળથી માખી, મચ્છર તથા બીજા સંપાતિમ જીવો પડે, તેની હિંસા થાય છે. માટે ખાસ ખ્યાલ રાખવો.

**તુલસીનાં પાન, એલચીનાં પાન**-ગરમ ઉકાળા વિગેરેમાં બફાયા હોય તો વપરાય

**લીંબડાના મ્હોર, આંબાના મ્હોર**-ન વપરાય.

**ગુલાબના ફુલ**-મીઠાઈ વિગેરે ઉપર છાંટયા હોય, અને અચિત્ત થયા હોય, તો વપરાય

**ચટણી-કોંથમીરની, ફોદીનાની**-તેમાં મીઠું ચિત્ત પડે છે, એમ બન્નેય સચિત્ત હોવા છતાં ખુબ ઘુંટાયાથી પરસ્પર શસ્ત્ર લાગીને બન્નેય બેઘડી પછી અચિત્ત થઈ જાય છે

**સંભારા**-જે ત્રણ દિવસ સુધી વાપરી શકાય છે

**અથાણા**-કર્યા પછી પરસ્પરનું શસ્ત્ર લાગવાથી બેઘડી પછી વાપરી શકાય છે

**ગુવારનું અથાણું**-તેમાં બીજ હોય, તે બે ઘડી પછી અચિત્ત થતા નથી

**દાડમ**-બીજ હોવાથી બે ઘડી પછી પણ અચિત્ત થતા નથી રસ કાઢયો હોય તો તે બે ઘડી પછી અચિત્ત થાય છે

---

૧ સર્વથા ત્યાગના બે ભેદ છે એક સચિત્ત સર્વથા ત્યાગ, બીજો વસ્તુ સર્વથા ત્યાગ, એટલે જેને **સચિત્તનો સર્વથા ત્યાગ** છે, તેને અગ્નિ વિગેરે પ્રમુખથી અચિત્ત કરેલ હોય, તો વપરાય. પણ જેને **દાડમ, જમરૂખ** વસ્તુનો ત્યાગ છે, તેને તો **સચિત્ત કે અચિત્ત** કાંઈ ન વપરાય, આ સ્ફુટ કરવાનું કારણ એટલુ જ કે અર્થનો અનર્થ ન થાય, કેમકે આપણામા વક્રતા અને જડતાએ બહુ વાસ કર્યો છે, તેથી જ દરેક બાબત સ્વમતિએ ધારવાનો નિષેધ કરેલ છે-માટે **ગુરુગમથી** ધારવું, નહિતર અનેક પ્રકારે એવા અનર્થ થયા સંભળાય છે.

જાયફળ–તે પણ બે ઘડી પછીયે અચિત્ત થતું નથી. અગ્નિનું શસ્ત્ર લાગે તો જ અચિત્ત થાય છે–છતાં શાક વિગેરેમાં જાયફળના કઠણ બી ગળતા નથી ને સચિત્ત રહે છે, માટે તેનો સર્વથા ત્યાગ કરવો

**શેલડી**–માત્ર રસ કાઢયા પછી બે ઘડીએ અચિત્ત થાય છે.

**શેતુર**–સચિત્ત છે માટે સર્વથા ત્યાગવા જોઇએ

**સીતાફળ**–સચિત્ત જ રહે છે બીથી ગર એકાએક જુદો પડતો નથી.

**જાંબુ, રાયણ, બોર, ખલેલા, લીલી બદામ, લીલી દ્રાક્ષ**–ઠળીયા કાઢયા પછી બે ઘડી પછી અચિત્ત થાય છે.

**બીસહિત પાકાં કેળાં, સોનેરી કેળાં**–કલકત્તા તરફ થતાં પાકાં છતાં બીવાળા હોવાથી અચિત્ત હોવાનું ચોક્કસ કહી શકાય નહીં માટે સદિગ્ધ હોવાથી ન વાપરવા.

બી વગરનાં સોનેરી કે કોઇપણ પાકાં કેળાંછાલ ઉતાર્યા પછી તરત અચિત્ત થાય છે.

**પાકાં ચીભડાં, સકર-ટેટી**–એકે એક બી ખાત્રીપૂર્વક કાઢયા પછી બે ઘડી પછી અચિત્ત થાય છે.

**કોકડી**–બી જુદા પડી શક્તા નથી રાંધવાથી શાક વિગેરે અચિત્ત થાય છે.

**કેરીનો રસ**–ગોટલાથી જુદો પડયા પછી બે ઘડી પછી અચિત્ત થાય છે.

**શ્રીફળ (નાળીયેર)**–બી કાઢયા પછી પાણી અને ટોપરૂ અચિત્ત થાય છે

**પાકી આંબલી, ખારેક, ખજુર**–બી કાઢયા પછી બે ઘડી પછી અચિત્ત થાય છે.

**સોપારી**–ભાંગ્યા પછી બે ઘડી પછી અચિત્ત થાય છે.

**બદામ, અખરોટ**–બીજ કાઢયા પછી બે ઘડી પછી અથવા ઘણે દૂર દેશાવરથી આવ્યા હોય, તો અચિત્ત હોવાનો સંભવ છે. નજીકના દેશમાં થયેલા અચિત્ત હોવાનો સંભવ છે.

**પીસ્તાં, જાયફળ**–ઉપરના છોડામાંથી કાઢયા પછી બે ઘડી પછી અચિત્ત થાય છે

**કાળી દ્રાક્ષ, રાતી દ્રાક્ષ**–બી કાઢયા પછી બે ઘડીએ અચિત્ત થાય છે

**જરદાળુ**–ઠળીયો કાઢયા પછી બે ઘડી પછી અચિત્ત

**તેનીબદામ**–ઠળીયામાંથી કાઢયા પછી બે ઘડી પછી „

**ગુંદર**–ઝાડ ઉપરથી તુરતનો ઉતાર્યા પછી બે ઘડી પછી „

**સૂકાં અંજીર**–અચિત્ત થતા નથી, તેથી સર્વથા ત્યાગ રાખવો જોઈએ.

**સાકરનું પાણી, રાખનું પાણી**–બે ઘડી પછી અચિત્ત થાય. ઉકાળેલું પાણી ન મળ્યું હોય તો તેવી રીતે અચિત્ત કરીને વાપરી શકાય છે

**ત્રિફળાના ચૂર્ણનું પાણી**–અચિત્ત થયા પછી બે ઘડી સુધી અચિત્ત રહે છે.

**ધાન્યના ધોવણનું પાણી**–બે ઘડી સુધી અચિત્ત રહે છે.

**ફળના ધોવણનું પાણી**–એક પહોર સુધી અચિત્ત પણ રહે છે

સામાન્ય ધોઆણનું પાણી—બે ઘડી અચિત્ત રહે છે.
ત્રણ ઉકાળે ઉકાળેલું—ઉનાળામાં ૫ પહોર સુધી
શિયાળામાં ૪ પહોર સુધી.
શિયાળામાં ૩ પહોર સુધી.

પછી વાપરવા માટે રાખવું હોય, તો કળી ચૂનો નાંખીને હલાવી નાંખવાથી શિયાળામાં વાપરવાના કામમાં ૮ પહોર સુધી અચિત્ત રહે છે.

પાલીતાણાની તળેટી પર તથા વરઘોડા વિગેરે પ્રસંગે મૂકેલા પીવા માટેના પાણીના પીપમાં સર્વે એક જ પ્યાલા બોળીને પાણી પીએ છે તેમાં એકબીજાના એઠા પ્યાલામાં મોઢાની લાળને લીધે સમુર્છિમ પંચેંદ્રિય મનુષ્યો થાય છે. અને તેની હિંસા થાય છે. માટે તેમાં ખાસ એવી યોગ્ય ગોઠવણ કરવી જોઈએ કે જેથી એવી હિંસા થવા ન પામે. કેટલીક વખતે સામુદાયિક આવાપ્રસંગોમાં એવું બને પણ છે. સામાન્ય રીતે શ્રાવકોએ ઉપયોગ રાખવા જેવું છે. તો સચિત્તના ત્યાગી માટે તો કહેવું જ શું ?

આ પ્રમાણે સચિત્ત વસ્તુ કેવી રીતે અચિત્ત થાય ? તેની ટુંક નોંધ આપી છે, વિશેષ ગુરુગમથી જાણીને સમજવું. સચિત્તના ત્યાગી ઉપરાંત એકાસણા વિગેરે વ્રતોમાં પણ સચિત્ત લઈ શકાય નહિ. તેથી તેમાં વાપરવા માટે અચિત્ત જ ચીજ હોવી જોઈએ, એટલે અચિત્ત કેવી રીતે મેળવી શકાય ? તે, આ પ્રકરણથી જણાશે.

બાવીશ અભક્ષ્યોનો શ્રી જીનેશ્વર ભગવંતોએ નિષેધ કર્યો છે, તેથી તેનો તથા બીજી અભક્ષ્ય અને અનાચરણીયનો ત્યાગ કરવો.

તથા વનસ્પતિ પ્રમુખનો ખાસ નિયમ કરવો. નિયમ-પ્રતિજ્ઞા કરવાથી જ વિરતિપણું થાય છે. અને વિરતિનું ફળ ઘણું મોટું છે. વળી કહ્યું છે કે "ज्ञानस्य फलं विरति." જ્ઞાન [ ભણવા-જાણપણા ]નું ફળ વિરતિ છે; અને જો તેમ ન થાય, તો ફક્ત જ્ઞાન ( જાણવા ) માત્રથી શું? તે તો જ્યારે રહેણીમાં આવે ત્યારે સારભૂત છે. ચિદાનંદજી મહારાજે પણ કહ્યું છે કેઃ-

શુક રામકો નામ વખાણે, નવિ પરમારથ તસ જાણે;
યા વિધ ભણી વેદ સુણાવે, પણ અકલ કલા નહિં પાવે ॥
કથણી કથે સબકોઇ રહણી અતિ દુર્લભ હોઈ ॥ ૧ ॥

ષટ્ ત્રિંશ પ્રકારે રસોઇ, મુખ ગણતાં તુપ્તિ ન હોઇ;
શિશુ નામ નહિ તસ લેવે, રસ સ્વાદત સુખ અતિ લેવે
॥ કથણી૦ ॥ ૨ ॥

જબ રહણીકા ઘર પાવે, કથણી તબ ગિણતી આવે;
અબ ચિદાનંદ ઇમ જોઇ, રહણીકી સેજ રહે સોઇ ॥
॥ કથણી૦ ॥ ૧ ॥

ભાવાર્થ-(કથણી જ્યારે રહેણી રૂપે થાય, ત્યારે જ તેનો ઉત્તમ રસ પ્રાપ્ત થાય છે. અન્યથા છત્રીશ પ્રકારની રસોઈના નામ માત્ર ગણવાથી ક્ષુધા શાંત થતી નથી. તેવીજ રીતે જ્ઞાન સંપાદન કરીને તે યથાપ્રકારે અમલમાં મૂકવું જોઇએ તે વિરતિવંત ક્રિયારુચિ જીવ શુક્લપાક્ષિક કહેવાય. મન, વચન, કાયાના વ્યાપાર ચાલતા ન હોય, તો પણ અવિ-

રતિથી નિગોદિયા વિગેરે જીવોની માફક ઘણો કર્મબંધ થાય છે. કહ્યું છે કે "જે ભવ્ય પ્રાણિ ભાવથી વિરતિ [ દેશ અથવા સર્વથી ] અંગીકાર કરનારની, વિરતિ પાળવામાં અસમર્થ દેવો ઘણી પ્રશંસા કરે છે એકેંદ્રિય જીવો કવલાહાર બિલકુલ કરતા નથી તો પણ તેમને ઉપવાસનું ફળ મળતું નથી એ અવિરતિનું કારણ જાણવું એકેંદ્રિય જીવો મન વચન ને કાયાથી સાવદ્ય વ્યાપાર કરતા નથી, તોપણ તેમને ઉત્કૃષ્ટથી અનંત કાળ સુધી તે ગતિમાં રહેવું પડે છે. અને જો પરભવે વિરતિ કરી હોત, તો તિર્યંચ જીવો આ ભવમાં ચાબુક, અંકુશ, પરોણાની - તિક્ષ્ણ, આરો ઇત્યાદિથી સેંકડો દુ.ખ ન પામત. હે સુજ્ઞો! અવિરતિપણાથી મહાદુઃખો પરવશપણે તિર્યંચ નારકો વિગેરે ભવોમાં ભોગવવાં પડે છે, તેથી વિરતિને અંગીકાર કરો: નજીવા કષ્ટથી પાળી શકાય તેવા નિયમો અતિ ફળને આપનારાં થાય છે, અને તે કષ્ટ-દુ.ખ ( અજ્ઞાનીને બાહ્યથી ભાસે છે ) નથી, પણ પરિણામે સુખના હેતુ હોવાથી ( નિયમો ) મહા સુખરૂપ જ છે જેથી સકામ નિર્જરા થાય છે. અને જો તે નહિ અંગીકાર કરીએ તો પરભવે તિર્યંચ તથા નારકીઓમાં પરમાધામી વિગેરે ક્રૂર જનોથી પમાડાતી મહા આકરી વેદનાઓ પરવશપણે ભોગવવી પડશે! તેથી વિશેષ હવે શું ? પણ ટુકામાં પ્રાણાન્ત કષ્ટે પણ તીર્થંકર મહારાજે નિષેધેલી વસ્તુઓનું ભક્ષણ કરવું નહિ અને તેમાં પણ અમુક શેરની છુટ-આગાર વિગેરે રાખી શિથિલપણાનો ત્યાગ કરી બાવીશ અભક્ષ્યનો સર્વથા ત્યાગ કરવા ઉપરાંત, બીજા પણ અનાચરણીય-અભક્ષ્યના પણ ત્યાગનો અવશ્ય નિયમ કરવો.

## નિયમ (પ્રતિજ્ઞા-વ્રત) કેમ લેવો ? તથા પાળવો ?

વ્રતને અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર એ ચાર પ્રકારે દોષ લાગે છે

જેમ કે-કોઇએ ચોવિહાર (ચાર આહારનો ત્યાગ) કર્યો હોય.

અતિ તૃષા લાગે ત્યારે પાણી પીવાની માત્ર ઈચ્છા કરે, તે **અતિક્રમ,**

જે સ્થાનકે પાણી હોય તે સ્થાનકથી પાણી પીવાના સ્થળે જાય, તો **વ્યતિક્રમ** દોષ લાગે.

પાણી પીવા માટે પાણીના વાસણમાથી પ્યાલો ભરી મુખ આગળ ધરે, પણ પીએ નહિ ત્યાં સુધી **અતિચાર** લાગે.

અને જ્યારે તે નિડરપણે પાણી પીએ, ત્યારે તેણે **અનાચાર** [મહાદોષ પાપ] સેવ્યો કહેવાય ત્યારે તો તેને પરભવની પણ બીક ન રહી એમ સમજાય

[ કાયદામા અપકૃત્ય અને ગુન્હામા જે ભેદ છે, તે ભેદ ધાર્મિક જીવનમા અતિચાર અને અનાચાર વચ્ચે છે અપકૃત્ય દીવાની દાવો ગણાય છે અને ગુન્હો ફોજદારી દાવો ગણાય છે તે પ્રમાણે અતિચાર અને અનાચાર બન્નેય દોષો રૂપ છતા પણ અતિચારમા સુધારાના અવકાશની સભાવના છે, ત્યારે અનાચારમા અસંભાવના માનવામા આવી છે તેથી તે અધર્મ કૃત્ય ગણાય છે અને અતિચાર સુધી દોષવાળુ છતાં તે ધર્મકૃત્ય ગણાય છે ]

જ્યારે પરમાધામીઓ ઊના ધગધગતા સીસાના રસ બળાત્કારે તેને પાય છે, ત્યારે તે અત્યંત ત્રાસજનક વેદના ભોગવે છે, અને તેમાંથી છુટવા પ્રયાસ કરે છે. પણ કરેલાં કર્મ ભોગવ્યા વગર તે બિચારો ક્યાંથી છુટે ? 'એમ સમજી અતિક્રમ દોષ પણ ન લાગે, તેવા ભવભીરૂ થઈ વ્રત પાળવું. ધન્ય છે વ્રત પાળવામાં દૃઢ એવા સિંહ શ્રેષ્ઠિને કે-જેણે દિશિ નિયમનો સ્વીકાર કરેલો પરંતુ અતિ વિકટ સ્થિતિમાં પણ ભંગ નહિ કરતાં અનશન કરી એક માસમાં કેવળજ્ઞાન ઉપાર્જી મોક્ષગતિ મેળવી.

શરીર (પુદ્ગલ) કે જેનો સ્વભાવ સડન, પડન અને વિધ્વંસ પામવાનો છે, તેના ઉપર મોહ ન કરતાં ઉભયલોકમાં સુખનું ભાજન એવું જે વ્રત, તેને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય ગણવું અગ્નિમાં પ્રવેશ કરવો સારો પણ અંગીકાર કરેલા વ્રતનો કદિ ભંગ ન કરવો. Sacrifice money, even life rather than principle ) માટે સત્યપ્રતિજ્ઞાવંત થવું. સુજ્ઞેષ કિંબહુના ?

## પ્રકરણ ૯ મું.

### શ્રાવકના ઘરમાં તથા વર્તનમાં પાળવા જોઇતા કેટલાક નિયમો

### ૧. ઘરમાં દશ ઠેકાણે ચંદરવા અવશ્ય બાંધવા જોઇએ.

૧ ચૂલા ઉપર, ૨ પાણીયારા ઉપર, ૩ ભોજન કરવાના સ્થાન ઉપર, ૪ ઘંટી ઉપર, ૫ ખાંડણીયાપર, ૬ વલોવણા

(છાશ કરવાના સ્થાન) ઉપર, ૭ સુવાના બિછાનાપર, ૮ ન્હાવાને ઠેકાણે, ૯ સામાયિક પ્રમુખ ધર્મ ક્રિયા કરવાના સ્થાને (પૌષધશાળામાં) અને ૧૦ દેરાસરમાં.

આ રીતે દશ **ચંદરવા** બાંધવા. જેમાંના પ્રથમના છ ચંદરવા ભોજન આશ્રયી છે, તે જ કહી આપે છે, કે ભોજનના સંબંધમાં બહુ જયણા પૂર્વક વર્તવાની આવશ્યકતા છે. તથા શારીરિક તંદુરસ્તીનો ઘણો લાભ છે.

## ૨ સાત ગળણાં રાખવાં જોઇએ.

. ૧ પાણી ગળવાનું; ૨ ઘી ગરણી; ૩ તેલ ગરણી; ૪ દૂધ ગળવાનું; ૫ છાશ ગળવાનું, ૬ ઉકાળેલું અચિત્ત પાણી ગળવાનું; ૭ આટો ચાળવાનું (આંક).

એ મુજબ સાત ગળણાં જરૂર રાખવાં; તેથી કીડી, કંસારી, મચ્છર, માંખી વગેરે ત્રસ જીવના પુદ્દગલો હોય, તો ગળવાથી નીકળી જાય છે. પાણી ગળવાથી અને આટો ચાળવાથી ત્રસ જીવનું રક્ષણ થાય છે. પાણી માટે મજબૂત પાણકોરાનું કે તેવું ઘટ્ટ ગળણું રાખવું. આ પ્રમાણે કરનારા ભવ્ય પ્રાણિઓને પ્રત્યક્ષ તેનો લાભ અનુભવાય છે. પાણી પહોરે પહોરે ગળવું જોઈએ; તે સંબંધમાં **કુમારપાળ** મહારાજનું સુચરિત્ર વારંવાર મનન કરવું તથા તે અનુસાર જેટલું બને તેટલું વર્તન રાખવું યોગ્ય છે. એવા આત્માર્થી પરમાર્થી પુરુષોની બલિહારી છે! તેજ ધન્યવંત છે, તેજ પુણ્યવંત છે, તેજ મહંત છે, તેજ પરમ સુખી છે, વળી તેજ ઉત્તમ સાધ્ય-

-શાળી કે જેના હૃદયપટને વિશે દયા-જયણાનું ચિત્રામણ ચિત્રાઇ રહેલું છે. જૈનશાસન જયવંતુ વર્તો!

## ૩. વાસણ કેવાં વાપરવાં?

"હવે કેવા ભાજન [વાસણ]માં તથા કેવી રીતે ભોજન કરવું? તે સંક્ષેપથી કહીએ છીએ"—જે દોષો રાત્રી ભોજનમાં છે, તેવા જ દોષો અંધારાવાળી જગ્યામાં ખાવા પીવાથી અને સાંકડાં મોઢાના ભાજનમાં (જેમાં નજર પહોંચે નહિ એવા શીશોઇ, લોટાઆદિ) વાપરવાથી લાગે છે.

સમયને અનુસરીને કાંસાના અથવા કલઇવાળા તાંબા પીતળના વાસણ સામાન્ય પ્રકારે ઠીક ગણાય છે.

અત્યારે આ વિચિત્ર દુનિયાનો વેગ વિચિત્ર પ્રકારનો થતો જાય છે, કોણ જાણે કેવા પ્રકારનો પવન ભરાયો છે, તે સમજી શકાતું નથી, કે આપણા પૂજ્ય વડીલશ્રીઓની પદ્ધતિઓ ઉપર તિરસ્કારની દૃષ્ટિએ જોતાં; તે ઉવેખીને હવે ટીન-લોઢાના વાસણોનો આદર કરતા જાય છે. કે જે વાસણો કોઈ પણ જૈન અગર હિંદુ બંધુએ વાપરવા ઉચિત નથી; "**મુંબાઈ સમાચાર**" વગેરે ઉપરથી જાણવામાં આવેલ છે કે-તેને ગ્લેજ કરવામાં ઇંડાનો રસ વપરાય છે. અને જીવતા બળદોને મારી તેના આંતરડાઓનો પ્રવાહી ભાગ પણ વાપરે છે. તેથી તે ખરેખર ત્રાસજનક છે. માટે તે વાસણનો શીઘ્ર ત્યાગ કરવો જોઇએ. આવી પ્રથમ સસ્તી અને સુશોભિત ચીજો પરિણામે બહુ મોંઘી ને નકામી થઇ પડે છે, અને આ પ્રમાણે આપણે આવી ચીજો વાપરવાથી અલ્પ વખતમાં કેવી નિર્ધન અવસ્થાએ પણ પહોંચ્યા છીએ? કે જે

વસ્તુ ખરીદ કર્યા પછી વપરાયે તેની કાંઈ પણ કિંમત ઉપજી શકે નહિ. અને કાંસા કે ત્રાંબા પીતળના વાસણોની ફુટયાં પછી પણ ગમે ત્યારે તેના (મૂળ કિંમતના) અડધા ભાગના કે તેથી વિશેષ પણ નાણાં અવશ્ય ઉપજે છે.

અહો ! આપણા વડીલો-અગમ બુદ્ધિવાળા વ્યવહાર અને ધર્મ કાર્યમાં કેવા કુશળ હતા ? અને હવે આપણે કેવા થયા ? કે તેમના વચનોનો અનાદર કરી સ્વેચ્છાએ વર્તી પોતાને ડાહ્યા માની પૂર્વોપાર્જિત અગણિત મૂડી ગુમાવી બેઠા છીએ.

હવે તો આપણને "विनाशकाले विपरीत-बुद्धिः" અનુસાર, આપણું સારૂં સુવર્ણ જેવું, તેને લોઢું માનીને તે વેચી, જે લોઢું છે તેને સુવર્ણ સમ માની હર્ષથી (તેના કેટલાક મિથ્યા ફાયદાઓ કલ્પી) ગ્રહણ કરીએ છીએ. પણ કેવી દયાજનક સ્થિતિમાં આપણે પોતાને જોઈએ છીએ ? તે આપણાં જ કર્મનો દોષ છે, ખરે હજુ પણ આપણે ચેતીશું નહિ, તો તેથી પણ વધારે ખરાબ અવસ્થાએ પહોંચશું. માટે હે સુજ્ઞ બંધુઓ ! ચેતો, એવા મલિન વાસણોનો ત્યાગ કરીને **કાંસા** અથવા **પીત્તળના** ભાજનમાં જ આહાર કરો. **પીત્તળના** રસોઈ તથા ભોજન કરવાના સર્વ વાસણને અવશ્ય કલાઈ હોવી જ જોઈએ. તેમજ **પત્રાવળાં** તથા **પડીઆને** આશ્રયી ત્રસ સ્થાવર જીવો હોય છે, તેથી તેવા કે કેળ પ્રમુખના પાનમાં પણ ભોજન ન કરવું, અન્ય દર્શનીને ત્યાં ખાસ ઉપયોગ રાખવો.

દિવસ છતાં પણ અંધારામાં જમવું નહિ, માટે દિવસે જ્યાં સારૂં અજવાળું આવતું હોય, ત્યાં પહોળા સ્વચ્છ

વાસણમાં ભક્ષ્યાભક્ષ્યનો વિવેક પૂર્વક વિચાર કરી સ્થિર ચિત્તે તથા મૌનપણેજ ભોજન કરવું

એઠે મોઢે વાત કરવાથી એક તો જ્ઞાનાવરણીય કર્મનો બંધ થાય છે. બીજું વાતોમાં ધ્યાન જવાથી ભોજનમાં માખી પ્રમુખ ત્રસ જીવ પડવાથી તે જીવનો પ્રાણ જાય, માખી ખાવામાં આવી જાય તો **વમન** થાય, વળી અન્ન વખાણવું, વખોડવું નહી. માટે **મૌનપણે** જમવું; કદાચ બોલવાની જરૂર જણાય, તો પાણીથી મુખ શુદ્ધિ કરીને બોલવું

ભોજનમાં કોઇપણ સજીવ કે નિર્જીવનું કલેવર આવી ન જાય, તેમ સ્થિરચિત્ત રાખી ચક્ષુવડે બરાબર તપાસ કરી ઉપયોગ પૂર્વક હિતમિત્ત (પથ્યઃ અને પ્રમાણોપેતઃ) વખતસર જ ભોજન કરવું

[1] ભોજન કરતી વેળાનું પચીયું (ધોતીયું) જુદુ હોયું જોઇએ તથા હાથ પગની શુદ્ધિ કરવી યુક્ત છે તેમાં પણ જેઓ નીત્ય પ્રભુની પૂજા કરનારા છે, તેણે રાખવડે બરાબર હસ્તશુદ્ધિ કરવી, કારણ કે-કેસરના હાથ હોય કે ઘીવાળા હાથ હોય તેથી જો બરોબર શુદ્ધિ ન થાય તો કેસર કે ઘીનો સૂક્ષ્મ અંશ પેટમાં જવાથી દેવદ્રવ્યના [2] ભક્ષણનો

---

૧ આપણા દેશમા જે ભેગા બેસીને જમવાની પ્રવૃત્તિ છે, તે યુક્ત નથી કેમકે-કોઇને ખસ, ખરજ, ગુંમડાદિ રોગ હોય તેથી ભેગા જમનારને ચેપ લાગે. વળી એક બીજાનું એઠું ખાવુ તે પણ ઠીક નથી એઠવાડ ઘણો વધી પડે, જીવોત્પત્તિ બહુ થાય વગેરે ઘણા દોષો છે.

૨ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, પ્રમુખનું ભક્ષણ કરનાર, દેવગુરુ ધર્મની નિંદા કરનારનું અન્ન પાણી કદી લેવુ નહિ.

મહા દોષ લાગે. માટે શુદ્ધિ બરાબર કરવી. ( પ્રસંગોપાત્ત લખવાનું કે–કોઇ વખતે હાથ ધોવામાં સચિત્ત માટી વપરાય છે, તેથી બહુ દોષ લાગે, માટે રાખ પ્રમુખ સાધનોથી હસ્તશુદ્ધિ કરવી સારી છે. )

અગાશીમાં કે માથે ઢાંકણુ ન હોય તેવા ઉઘાડા સ્થાનમાં પણ આહાર કરવો નહિ. ઘી, ગોળ, દૂધ, દહિં, છાશ, દાળ, શાક, પાણી વિગેરેના વાસણ મુદ્દલ ક્ષણવાર પણ ઉઘાડા ન મૂકવાં.

શ્રાવકે પ્રથમ તો જોઇએ તે કરતાં ઓછુંજ ભોજન લેવું અથવા જરૂર જેટલુંજ લેવું, અને એઠું મુદ્દલ ન મૂકતાં થાળી વાટકા વિગેરે ધોઇને પીઈ જવાં જોઇએ. થાળી ધોઈને પીવાથી આયંબીલનું ફળ મળે છે.

આવી રીતે નિત્ય પ્રથમ શુદ્ધમાન આહાર[1] નિર્ગ્રંથ

---

૧ શુદ્ધમાન આહારમાં પ્રથમ તો ન્યાયોપાર્જિત દ્રવ્યનુ ભોજન કરવું જોઇએ. અન્યાયથી મેળવેલ ધનનો આહાર તુચ્છ છે, તેથી નીતિ, અને ન્યાય પૂર્વક વ્યાપારાદિકમાંથી મેળવેલુ ધન હોય તેનુજ ઉત્તમ અને શુદ્ધ ભોજન છે, તેવો તથા શ્રાવકથી લાગતા દોષો ટાળીને જે નિર્દોષ આહાર વહોરાવવો તે શુદ્ધ માન આહાર છે. તેવી જ રીતે ન્યાયોપાર્જિત અલ્પ મૂડીમાં પુણિયા શ્રાવક એક દિવસ પોતે ઉપવાસ કરતા હતા, અને બીજે દિવસ તેની સ્ત્રી ઉપવાસ કરતા હતા અને તેમ કરીને દરરોજ એક સાધર્મિક ભાઇની ભક્તિ કરતા હતા. આપણે પણ તેવી જ રીતે ન્યાયપૂર્વક દ્રવ્ય મેળવવું ઉચિત છે. નહિંતર કૂડ-કપટ કરી અન્યાય માર્ગેથી મેળવેલ દ્રવ્ય અહીં મૂકી જઈ " હાય ! દ્રવ્ય ! હાય દ્રવ્ય ! " કરતાં મૃત્યુ પામી તેના ફળ ભોગવવાં પડશે. અન્યાય–અનીતિ. ત્યાં ત્યાં સર્વત્ર પ્રસરી રહી છે. કોઈ વિરલા

મુનિમહારાજને વહોરાવ્યા બાદ ઉપયોગ પૂર્વક ભોજન કરવાથી તે અમૃત સમાન ફળ આપે છે. નહિતર તેના વિષસમાન ફળો અવશ્ય ચાખવાં પડે, તે નિ:સંદેહ જાણવું. એમ સદ્દહિ ભવ્ય બંધુઓ! **અષ્ટપ્રવચન માતાને** હૃદયમાં સ્થાન આપી આ મનુષ્ય જન્મ સાર્થક કરો! જેથી અષ્ટકર્મનું વિદારણ કરી અલ્પ ભવોમાં શિવ-સંપદ-સુખ પામીએ!

જમેલાં એંઠાં તથા રસોઈનાં વાસણો કલાકોના કલાકો સુધી પડયા રહેવાથી તેમાં ત્રસ જીવો પડી તેના પ્રિય પ્રાણ ખુવે છે. તથા એઠાં વાસણોમાં બે ઘડી લગભગમાં સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ થાય છે. જેથી તુરતજ ઉટકી નાંખવા કે નોકર પાસે ઉટકાવવાં.

પાણી ગળાવવું, ચૂલો સંધુકવો, શાકપાન સમારવું, ઇંધણ (લાકડાં) છાણાં પુંજવા વગેરે કામ નોકર કે રસોયાને વિશ્વાસે મૂકવાથી અનેક જીવોની નિત્ય હાનિ થઇ જાય, તેથી ગૃહિણી (સ્ત્રી) એ જાતે જે કરવા જેવું હોય, તે બની શકે તો પ્રમાદ મૂકી પોતે કરવું. અને જે નોકર પાસે કરાવવું હોય તે પણ બને ત્યાં સુધી પાસે ઉભા રહી જયણા પૂર્વક કરાવવું, અને નોકરોને પણ શિખામણ આપી, જેમ યતનાથી પ્રવર્તાય તેમજ વર્તવું ઉચિત છે. **સુજ્ઞેષુ કિં બહુના?**

---

માર્ગે ચાલનારા હશે. તેનું અનુકરણ થાય, તો ઉત્તમ છે. [ બહારના દેશોના ધંધાદારી હરીફોની સામે ટકી રહેવામાં ઘણી મુશ્કેલીઓ ઉભી થઈ છે. આપણા ધંધામાં વચ્ચે પડવાનો ભયંકર અન્યાય તેઓ કરી રહ્યા છે. તે સ્થિતિમાં આપણા દેશી વેપારીઓને કરવી પડતી અનીતિ વિગેરેમાં અન્યાય કેટલો ગણાય! તે વિચારવા જેવું છે. ]'

# પ્રકરણ ૧૦ મું.

## " સુજ્ઞ શ્રાવિકા બ્હેનોને ખાસ ધ્યાનમાં લેવા જોગ સૂચનાઓ. "

જેમ રાજ્યમાં મંત્રીનું પ્રધાનપણું છે, તેમ ઘરમાં સ્ત્રીનું પ્રધાનપણું છે; અને તેથી સ્ત્રીઓએ આ " અભક્ષ્ય અનંતકાય," વર્ણન મનનપૂર્વક ખાસ વાંચી, તે મુજબ–વર્તવાની આવશ્યકતા છે.

**સુજ્ઞ શ્રાવિકા બ્હેનો !** તમેજ ઘરરુપી રાજ્ય સુધારવાનું ધારી શકો, તો બને. નહિતર પુરુષોથી બનવું મુશ્કેલ છે, કેમકે પુરુષ આખો દિવસ તેના વ્યાપાર ધંધાથી વીંટાયેલોજ પ્રાયઃ હોય, તેથી નીચે લખેલી સૂચનાઓ ધ્યાનમાં લઇ, તે પ્રમાણે વર્તન રાખશો, તો તમે **સ્વ** તથા **પરના** કલ્યાણના કારણિક થશો.

૧. સૂર્યના કિરણ ફુટયાં પહેલાં ચૂલાનો આરંભ કરવો નહિ.

૨. પ્રથમ સર્વ જગ્યાએથી કાજો લીધા બાદ તમામ કામનો આરંભ કરવો.

૩. સવારમાં પહેલાં પુંજણીથી દરરોજ દરેક ઠામ–વાસણ ચૂલા વગેરે યતનાથી પુંજવાં અને તે જીવોને કોરી જગ્યાએ મૂકવા કે જ્યાં મનુષ્ય કે જનાવર પ્રમુખની હાલચાલ ન હોય

૪. લાકડાં, [1]છાણાં, કોયલા, સગડી વગેરે રસોઇનાં

---

[1] છાણા ભાંગી નાખીને વાપરવા, ચોમાસામાં છાણાં કે નાળીયેરનાં છાલાં બાળવા નહિ. કેમકે તેમાં ત્રસ જીવો થઈ જાય છે, ને તેમાં ભરાઈ પણ રહે છે.

સાધનો બરોબર પુંજ્યા પછી ઉપયોગમાં લેવા, તેમાં પણ ચોમાસાની ઋતુમાં બે ત્રણ વખત ખૂબ સંભાળથી પુંજવાં, કારણ કે–ચોમાસામાં જીવની ઉત્પત્તિ બહુ થાય છે.

૫. લાકડામાં કોઇ જાતનાં અંદર મોટા જીવ થાય છે, જે અંદરથી લાકડું કોરી કોરીને લોટ જેવો ભુકો કાઢે છે, તો તે ઉપરથી લાકડામાં તેવા જીવની ઉત્પત્તિ છે, એમ ખાત્રી થાય છે. વળી તે ખંખેરતાં પણ નીકળી શકતા નથી. તેથી તે જીવો અગ્નિમાં બળી ભસ્મ થાય છે. તો તેવાં લાકડાં એકકોરે મુકીદેવા અને તે બાબત બહુ ઉપયોગ રાખવો.

૬. બળતણમાં જીવજંતુ ઓછા ભરાય તેવું ખરીદવું અને તેવી રીતે મૂકવું, તથા પૂરતી જયણાથી વાપરવું.

૭. રસોડાનાં ઠામ વાસણ તથા મશાલો, ઘી, તેલ, દૂધ, દહિં, રોટલા, રોટલીના તથા પાણી એંઠવાડ વગેરેનાં વાસણો ઉઘાડાં મુદ્દલ રાખવાં નહિ.

૮. એંઠવાડ બે ઘડી પહેલાં જાનવરને પાઇ દેવો કે તાપ પડતો હોય તેવી જગ્યામાં છાંટી દેવો. વગેરે યોગ્ય વ્યવસ્થા કરવી, નહિતર તેમાં અસંખ્ય સંમૂર્છિમ જીવ ઉપજે.

૯. મીઠું, મરચું, વગેરે મશાલો રાખવાના વાટલા ( લાકડાના ખાનાં વાળા ) બહુ સ્વચ્છ રાખવા.

૧૦. વાટલાઓમાં રાખવા કરતાં પણ મજબૂત બુચ-વાળી શીશીઓમાં રાખવા યુક્ત છે. કારણ કે–ચોમાસામાં હવા લાગવાથી મરચામાં તદ્દર્ણી લાલ સૂક્ષ્મ ઇયળો પડે છે, તથા કુંથુવા, લીલફુગ થાય છે. અને વાટલાઓમાં પણ ત્રસ

જીવ ચડી જાય છે; જે પછી રસોઈમાં ઉતાવળે જોયા તપાસ્યા વગર વાપરવાથી આવા પ્રાણીઓનો વિનાશ થઈ જાય છે.

૧૧. મશાલાઃ દાળ શાકમાં, સાકર ચીની પ્રમુખ ચા દૂધમાં, ઘી તેલ પ્રમુખ દાળ શાક કે રોટલીમાં વાપરતાં પહેલાં ખૂબ બારિકાઇથી તપાસ કરવો, કે તેમાં સજીવ કે નિર્જીવનું કલેવર તો નથી ને? નહિંતર અલ્પ પ્રમાદે મોટો અનર્થ અહર્નિશ થશે.

૧૨. સાંજે સુર્યાસ્ત પહેલાં ચૂલો ઠારી નાંખવો.

૧૩. તે પણ સચિત્ત (કાચું) પાણી છાંટીને ઠારવો નહિ; કારણ કે–તેથી અગ્નિ તથા પાણીના જીવોને અતિ તીવ્ર કિલામણા થઈ તેનો નાશ થાય છે.

૧૪. વાશી સુદ્દલ ન રાખવું; નાનાં છોકરાંઓ હોય તો સવારમાં તાજું કરી આપવું, જેથી શારીરિક અને ધાર્મિક એમ બે મોટા લાભ છે.

૧૫. નાનાં બચ્ચાંઓને પ્રથમથીજ અભક્ષ્ય–અનંતકાય માટે ઉપદેશ કરતાં રહેવું, જેથી તેઓ મોટી ઉમ્મરે તેવી ચીજોથી દૂર રહે. કુમળી ડાળી જેમ વાળવી હોય તેમ વળી શકે છે, પણ તે જડ થઇ ગયા પછી વળે નહિ, તેથી શિશુ-વયના બાળકોનો સ્વાર્થ સુધારવો કે બગાડવો, તે તેની માતા ઉપર વિશેષ આધાર રાખે છે.

૧૬. જો તમે શ્રીમંત હશો તો તે પણ પૂર્વ પુણ્યના ઉદયથી જ છો, તો નોકરને હુકમ કરી કામ કરાવવું, તેમાં વિશેષ વિચાર કરવો.

૧૭. જે કાચ પોતાથી જયણાથી થાય તે નોકર કદિ પણ ન કરી શકે.

૧૮. નોકરને શાક સમારવા આપ્યું હોય, તો શાકની સાથે બીજા જીવોનું પણ છેદન કરી નાંખે, પાણી ગળે તે પણ ધડા વિનાનું, તથા તેનો સંખારો નીચે નાંખી દે, કે ખારા પાણીનો સંખારો મીઠા પાણીમાં નાંખી આવે, પાણીના એઠા વાસણ ગોળામાં બોળે.

૧૯. તમે નોકર ઉપર વિશ્વાસ મુકી તમારા જમેલા એઠા વાસણો એમને એમ મૂકી હીંડોળા ઉપર કે સુખ-શય્યામાં આરામ કરો, પછવાડે બે કલાક સુધી તે વાસણો પડયા રહે, અને તેમાં ટપોટપ માંખી વિગેરે જીવ પડી તરફડીયાં મારી પ્રાણ છોડે.

૨૦ ખરી રીતે શ્રાવકનો એજ ધર્મ છે કે થાળી વગેરે ધોઇને પીઈ જવું જોઈએ, કારણ કે તેમાં બે ઘડીમાં અસંખ્ય જીવ ઉપજે.

૨૧. પ્રમાદને લીધે પાણીયારા આગળ ગોળાની આસપાસ લીલ પણ થઇ જાય આવા અનેક દોષો આપણા પ્રમાદથી થાય છે.

૨૧. જો તમારાથી આવું કામ થવું અશકય હોય, તો પાસે ઉભા રહી નોકર પાસે યતનાથી કરાવવું, તે પણ યોગ્ય છે.

નહિંતર પુણ્યરૂપી મૂડી વ્યાજ સુદ્ધાં ખાઈ જવાશે. ત્યારે પરભવે કયાંથી સુખો મળશે? અજરામર સુખ લેવાનો અવસર આવ્યો છે, છતાં શા માટે વિષય-કષાય અને વિકથામાં ગરકાવ થઈ જાઓ છો? પ્રમાદ મૂકો અને મનુ-

ષ્યજન્મ સાર્થક કરો ! દુષ્ટ પ્રમાદ જ દુર્ગતિને વિષે લઇ જવામાં મોટા તસ્કર સમાન છે, તેથી ચેતો !

૨૨. ચાર મહા વિગઈનો અવશ્ય ત્યાગ કરો.

૨૨. આઇસક્રીમ બરફ વિગેરે ઉપરથી મમતા છોડો.

૨૪ તમારા બાળકોને અફીણુ ( બાળા બોળી ) વિગેરેના વ્યસન છોડાવો;

૨૫ કાચી માટી, કાચા મીઠાનો ત્યાગ કરો.

૨૬ પ્રમાદ મૂકી અચિત્ત મીઠું તૈયાર કરી વાપરો;

૨૭ રાત્રિભોજનનો તમે ત્યાગ કરો જેથી તમારા પુત્ર વગેરે તમારૂં અનુકરણુ કરે.

૨૮ તલ, ખસખસનો ત્યાગ કરો.

૨૯ બોળ અથાણું વગેરેનાં સ્વાદ મૂકો-મૂકાવો ( ખરી રીતે જોતાં સ્ત્રીઓજ આવી અનેક ચીજો વિચિત્ર પ્રકારે બનાવી પુરુષોને રસઇંદ્રિયને આધીન કરે છે);

૩૦ વિદલનો ખાસ ઉપયોગ રાખો કારણુ કે-તેમાં તમારી જ સાવચેતી કામ આવી શકે છે. એ તમારા હાથની બાબત છે. કદાચ પુરુષ વિરતિવંત ન હોય, તો પણુ તમે તેને આવા દોષમાંથી અટકાવી શકો છો

૩૧ વેંગણુ (રીંગણું) પ્રમુખ શાકનો તથા ભડથો કરવાનો ત્યાગ કરો,

૩૨ બોર ખાવાનો ત્યાગ કરો,

૩૩ વિકથાનો પણુ ત્યાગ કરો "ક્ષણુ લાખેણી જાય" જરા વિચારો; ધર્મકાર્યમ ત્ત થાવ.

૩૪ ચલિત રસ, વાશી વિગેરે ન વપરાય માટે બહુ ઉપયોગ રાખો;

૩૫ લોટ, મુરબ્બો, અથાણાં, મેવ, વડી, પાપડ પ્રમુખ, વિગેરે માટે લખેલી હકીકત ખાસ ધ્યાનમાં લ્યો ને તે પ્રમાણે વર્તો, તથા જેને ઉપયોગ ન હોય તેને નમ્રતાથી કહો-શીખવો,

૩૬ અનંતકાયનો ત્યાગ કરો.

૩૭ આ મનુષ્ય જન્મ સફળ કરવા માટે લીલી હળદર-આદુ, લસણ વગેરે ગમે તે રોગ છતાં પણ મૂકો. આપણો અનાદિનો કર્મરૂપી રોગ ટળશે ત્યારેજ ખરૂં શાશ્વત સુખ પામીશું.

૩૮ ફાગણ ચોમાસું બેઠા પહેલાં તેલ આઠ માસ માટે સારા ઠામમાં ભરાવી રાખો.

૩૯ અશાડ ચોમાસામાં ખાંડ, કાજુ, બદામ, પિસ્તા, દ્રાક્ષ વગેરેનો ઉપયોગ બંધ કરો.

૪૦ સુકવણી અશાડ ચોમાસા પહેલાં વાપરી નાંખો અને ત્યારથી કાર્તિક ચોમાસા પર્યંત તેનો ત્યાગ કરો.

૪૧ લીલો વાંસ, ખીલી, ખીલાં, કેરડાં અને નાગરવેલના પાનને જલાંજલિ આપો.

૪૨ પરદેશી મેંદો, પરસુદીનો લોટ કે રવો બજારમાંથી મંગાવવો બંધ કરો; ભલે જરા તસ્દી લેજો પણ તેથી અનેક જીવોનો આશીર્વાદ મળશે.

૪૩ પાણી ઘીની માફક વાપરો.

૪૪ મજબુત ગળણાં વતી દિવસમાં બે ત્રણ વખત ગાળવા શ્રમ ઉઠાવશો તો પરભવે દુઃખ ભોગવવું પડશે નહીં.

અર્થાત્ સુખી થશો. અને અનુક્રમે શિવ સંપદાને પણ પામશો.

૪૫ વિશેષ તો તમારા ગૃહના પ્રધાનપણામાં તમેજ વાકેફ હો, તેથી દરેક કાર્ય ઉપયોગ, વિવેક, જયણા પૂર્વક કરો.

૪૬ તિથિને દિવસે દળવું, ખાંડવું, ભરડવું, ધોવું, માથું ગુથવું, ન્હાવું, છાણ લેવા જવું, ગાર કરવી વિગેરે કરવું કરાવવું અનુમોદવું નહિ.

૪૭ તથા ત્રણ ચોમાસાની, બે આંબેલની ઓળીની તથા પર્યુષણ પર્વની, એમ છ અઠ્ઠાઈમાં ઉપર મુજબના કોઇ પણ આરંભ ત્રિયોગે (મન, વચન, કાયાએ) કરવા નહિ.

૪૮. **મિથ્યાત્વિ લૌકિક પર્વ**–જેમકે દિવાસો, રક્ષાબંધન, શ્રાદ્ધ, નોરતાં, હુતાશની, સંક્રાંત, ગણેશચોથ, નાગપાંચમ, રાંધણછઠ, શીલસાતમ (વાશી ખાવું), ગોકળઆઠમ નોલીનવમી, અહવાદશમી, ભીમ અગીઆરશી, ધનતેરશી, અનંતચૌદશ, અમાવાસ્યા, સોમપ્રદેશ, સોમવતી, બુદ્ધાષ્ટમી, દશેરા, તાબૂત, બકરી ઈદ, [રેંટીયાબારશ, રાષ્ટ્રીય સપ્તાહ, જયંતીઓ, જીવદયાદીનઃ નાતાલઃ] વિગેરે પર્વો મિથ્યાત્વના હેતુ તથા અનર્થ કારક છે, તેથી તેનો ત્યાગ કરો;

૪૯ આપણે દુધપાક, બાસુદી, લાડુ વિગેરે કરીને ખાવાના કયાં બીજા દિવસો નથી? કે તેજ દિવસે ખાવું કે ઉત્તેજન આપવું? આવા મિથ્યા આચરણનો ત્યાગ કરી, આપણો આચાર જાણવા-પાળવા ઉજમાળ થાઓ! ધન્ય છે સુલસા શ્રાવિકાને કે જેનું સમ્યકત્વ અત્યંત દૃઢ

હતું, તેથી તે શ્રાવિકા આવતી ચોવીસીમાં આ ભારત ક્ષેત્રમાં પંદરમા **શ્રી નિર્મમ** નામના તીર્થંકર થશે.

[૫૦. વ્હેલા ઉઠવાની ટેવ રાખો.

૫૧ વ્હેલા ઉઠી, પ્રતિક્રમણાદિક કરી દેવ દર્શન ગુરુ-વંદન તથા સ્નાન પૂજા કરી, ઘરના કામમાં પરોવાવું.

૫૨. ઘરના માણસો–બાળકો વિગેરેને પણ વ્હેલા ઉઠવાની ટેવ પાડવી અને ધર્મ ધ્યાનમાં લાગુ રહે, તેવી સગવડ આપવી.

૫૩ વ્હેલા ઉઠી દરેક કામ શાંતિપૂર્વક ખખડાટ વિના કરવું.

૫૪. અવાજ કરવાથી ગરોળી વિગેરે અધર્મી જીવો માચ્છી માર વિગેરે અધર્મી માણસો જાગી ઉઠી અધર્મમાં પ્રવર્તે છે.

૫૫ ઘરમાં ઠામ ઠામ જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં ત્યાં છૂટથી પુંજણીઓ મૂકી રાખો.

૫૬. રસોઇ વિગેરે જાતેજ ઉતાવળ કે બેદરકારી વિનાજ યોગ્ય પાકથી અને સ્વાદિષ્ઠ બનાવો

૫૭ મુનિ મહારાજાઓને વ્હોરવા તેડવા મોકલવાનો ઘરમાં કાયમ રીવાજ રાખવો

૫૮ બાળકો અને પુરુષો પૂજા સેવામાં પ્રમાદ ન કરે, તેમને જમવા બેસતાં પહેલા સાવચેત રાખવા

૫૯ વહુઓ દીકરીઓ વિગેરે પણ દર્શન વંદન પ્રત્યાખ્યાન વિગેરેમાં પ્રમાદી ન થાય, તેની ખબરદારી રાખવી.

૬૦. તિથિએ લીલોતરી શાકો વિગેરેને બદલે બીજી યોગ્ય સગવડથી સંતોષ મળે તેવી ગોઠવણ રાખ્યે જવી.

૬૧. દરેક પુરુષ જમનારા એકી સાથે પંક્તિબંધ જમવા બેસે, અને દરેકને દરેક પ્રગરની સગવડ સચવાય તેવી કાળજી રાખો.

૬૨. રસોઈ તથા જમવાનો કાર્યક્રમ રોજના ઠરેલા વખતે પતાવો.

૬૩. અભક્ષ્ય કે અનારોગ્યકર ચીજો ખાસ કરીને ન બનાવો.

૬૪. દરેકના આરોગ્યની કાળજી રાખો.

૬૫. ઘરમાં પ્રકાશ, સ્વચ્છતા, નિયમિતતા, વ્યવસ્થા, સાચવી જે ચીજ જ્યાં રહે ત્યાંજ મૂકવી વિગેરેની કાળજી રાખો.

૬૬. ઘરમાં કરકસર પૂરતી રાખો.

૬૭. જે વખતે જે ચીજની જરૂર પડે, તે ઘરમાંથી જ મલી શકે, તેવી રીતે વસાવી રાખવાની ગોઠવણ અને સમજણ રાખો.

૬૮. અનાજ વિગેરે ખાદ્ય પદાર્થોની ખરીદી, સાચવણી અને વપરાશમાં યતના, કરકસર, સારી પસંદગી, યોગ્ય વખતે ખરીદી, જરૂરી વપરાશ વિગેરે માટે પૂરતી કાળજી રાખો.

૬૯. રાત્રે ઘરમાં દરેક ઠેકાણે યોગ્ય અજવાળું પડે તેવી રીતે દીવાની ગોઠવણ રાખવી, વગર જરૂરી અને વધારે વખત દીવા રાખવા નહીં.

૭૦, સાંજે દેરાસર પરવારી પ્રતિક્રમણાદિક માટે તૈયાર થઈ તેમાં ભાગ લ્યો. (ગૂજરાતમાં આ રીવાજ બહુ જ

વ્યાપક છે.) સ્ત્રીઓ, પુરુષો દરેકને મોટે ભાગે ૯ વાગ્યાની આસપાસ નવરાશ મળી જાય છે. ધાર્મિક ક્રિયાઓ કરી રાત્રે શાંતિ અનુભવે છે.

૭૧. ઘરમાં શાંતિ રહે તેવી ટેવ પાડો.

૭૨. નાના ધાવણાં બાળકોને ઉનાળામાં બપોરે પાણી પાવા ચૂકતા નહી.

૭૩ જીવોને જીવાંતખાને મોકલવામાં પ્રમાદ ન કરવો.

૭૪ વાસણ થોડી રાખ માટી અને પાણીથી સાફ કરવાની ટેવ પાડવી.

૭૫. જેમ બને તેમ કામ સ્વચ્છ વ્યવસ્થિત અને યોગ્ય વખતમાંજ પતાવવાની ટેવ પાડો.

૭૬. રસાઇમાં વિદળનો ખાસ ઉપયોગ રાખો.

૭૭. ખાળ, મોરી, ચોકડીયો વિગેરે સ્વચ્છ રાખવા.

૭૮. રાત્રે વખતસર સુવાની ટેવ પાડો.

૭૯. બપોરે સામાયક કરવાની ટેવ ચાલુ રાખો.

૮૦. ધાર્મિક પર્વો અને તિથિઓની આરાધના ઘરમાં બરાબર આગ્રહપૂર્વક ચાલુ રાખો.

૮૧. પતિવ્રતાપણામાં સ્ત્રીની સમસ્ત કેળવણીનો સમાવેશ થાય છે. તે બરાબર જાળવો. અને પુત્રીને તેમાં દૃઢ કરશો, તો તેનું આખું જીવન સંસ્કારી બનશે જ.

૮૨. અને તે શિખવનાર તથા તેનું રહસ્ય સમજાવનાર દેવ: ગુરુ: તથા ધર્મ.ની ભક્તિ દરરોજ યથા શક્તિ કરવાનું ચકશો નહી.

૮૩. રજસ્વલાપણું બરાબર પાળવું. ગૂમડું ફૂટયા બરાબર ન ગણશો. શરૂઆતનું રજસૂ ઘણો મલિન પદાર્થ છે, એમ સૂક્ષ્મ સમજનારા જ્ઞાનીઓએ અને પૂર્વના મહાન વૈદ્યોએ કહેલ છે. તેથી આશાતના થાય, અને પવિત્રતા જળવાય તેમ વર્તવામાં બેદરકારી રાખશો નહીં

અનાર્ય વિચારની પ્રજાઓની સમજમાં આપણી આવી સૂક્ષ્મ વાતોનું રહસ્ય હજુ ઉતર્યું નથી. તેથી તેઓ રજસ્વલાપણું પાળતા નથી, અને આપણી મશ્કરી ઉડાવે છે. પરંતુ તેમાં મૂર્ખાઈ છે. માટે એવી વાતો ઉપર ધ્યાન ન આપવું.

૮૪. ભણવામાં, ટ્રામમાં, રેલ્વેમાં, વિગેરે પ્રસંગમાં પુરુષોના સ્પર્શાસ્પર્શથી દૂર રહેવામાં નવવાડો જળવાય છે. અને શિયળની રક્ષા માટે એ ખાસ આવશ્યક છે.

૮૫. પૂર્વાપરની સ્પર્શાસ્પર્શ જાતિઓ સાથેની સ્પર્શાસ્પર્શની વ્યવસ્થા જાળવવી. તે તોડવામાં પરિણામે આપણી પ્રજાનો નાશ છે. માટે દેખાદેખીથી કે અજ્ઞાનથી સ્પર્શાસ્પર્શ વ્યવસ્થા તોડવાની વાતનો અમલ કરી ટેકો ન આપવો.

૮૬. આપણા પૂજ્ય મુનિ મહારાજાઓ શિવાય બીજા કોઇનો ઉપદેશ સાંભળવો નહીં જોઇએ. આજ કાલ ભાષણો સાંભળવાનો ચેપ વધતો જાય છે, તે પરિણામે આડે માર્ગે દોરવી ધર્મથી ભ્રષ્ટ કરનાર છે.

સુજ્ઞ બ્હેનો! ઉપરની સૂચનાઓ વાંચી વિચારી તે મુજબ વર્તવા ઉજમાળ થશો તો અવશ્ય આપણને ઓછામાં ઓછું નુકશાન થશે જ.

——:x:——

# પ્રકરણ ૧૧ મું

## સમુર્છિમ પંચેન્દ્રિય જીવોની દયા.

### મનુષ્યોને સમુર્છિમ પંચેન્દ્રિય જીવો ઉત્પન્ન-થવાના નિમિત્તભૂત ૧૪ સ્થાનોઃ—

| | | |
|---|---|---|
| ૨ આંખ | | |
| ૨ કાન | ૧ મૂત્રદ્વાર | |
| ૧ નાકનું મુખ્ય છિદ્ર | ૧ મળદ્વાર | |
| ૧ નાભિ | ૧ જન્મદ્વાર | સ્ત્રીઓને વધારે |
| ૧ મોઢું | ૨ સ્તન | સ્ત્રીઓને વધારે |

આ ચૌદ સ્થાનકોથી નીકળતા વિવિધ રસો, ધાતુઓ, પિત્તો, શ્લેષ્મો, વીર્ય, ઋતુ, ઝાડા, પેશાબ, ગર્ભના મળો અને રસો, લોહી, પરુ, મળો, થુંક, લીંટ, બળખા વિગેરે લીલા કે સૂકાં જે જે બહાર આવે છે. તે દરેકમાં બેઘડી (અન્ત-મુંહૂર્ત) પછી સમુર્છિમ જીવો ઉત્પન્ન થઈ જાય છે. અને તેટલા વખતમાં મરી જાય છે. આ હિંસાથી બચવા માટે શ્રાવકોએ કેમ અને કેવો વર્તાવ રાખવો? તેની કેટલીક સૂચનાઓ અત્રે આપવામાં આવે છેઃ—

૧. જેઓ નાના ગામડામાં રહે છે, અથવા જેઓને નજીકમાં નદી, તળાવ, દરીયા કિનારો, જંગલ, ક્ષેત્ર છુટી જગ્યાહ, વિગેરે ભૂમિઓ હોય, તેઓએ બને ત્યાં સુધી તેવા સ્થાનકોને વિષે ઝાડા (વડીનીતિ) અર્થે જવું.

કેમકે-બંધીયાર પાયખાનામાં-પ્રકાશની ખામી, હવાનો

અભાવ, દુર્ગંધીના રજરણો વિગેરેથી શારીરિક આરોગ્યતાને નુકશાન થાય છે.

ધાર્મિક રીતે તપાસતાં–તેમાં કીડા વગેરે અગણિત જીવોની ઉત્પત્તિ તથા વિનાશ થાય છે. અસંખ્ય સંમૂર્છિમ મનુષ્ય પંચેંદ્રિયજીવોના પણ ઉત્પત્તિ અને વિનાશ થાય છે. કોઇ તેવા રોગીના ઝાડા પેશાબ પર લઘુનીતિ, વડીનીતિ કરવાથી ભયંકર રોગો પણ અવશ્ય લાગુ પડી જાય છે. સાથળના મૂળ વગેરેમાં દરાજના રોગ ઘણાને લાગુ પડે છે. તે વગેરે અનેક શારીરિક અને ધાર્મિક નુકશાન ન થવાને અર્થે છુટમાં જવું, તે સારું છે, તે પણ કોરી જગ્યાએ, જ્યાં કીડી પ્રમુખનાં દર ન હોય લીલોતરી, કાદવ, ભેજવાળી જગ્યા ન હોય. તેવી ભૂમિને વિષે જવું. તેથી શારીરિક તંદુરસ્તી સારી રહે છે, તથા અનેક જીવોની દયા પળે છે, માટે તે બાબત ખાસ ઉપયોગ રાખવો.[1]

---

૧. ભારતમાં પ્રાચીન મોટા શહેરોના વર્ણનમાં શહેરની મોટી ખાળો અને તેની સાથે જોડાયેલી શેરીઓની નીકો તથા ઘરોની નાની નીકોના બાંધકામોના વર્ણનો આવે છે. તે ઉપરથી એટલું તો સમજી શકાય છે કે મોટા શહેરોમાં ગટરોની વ્યવસ્થા હતી. પરંતુ તે ગટરો મારફત મુખ્યપણે વરસાદનું પાણી સુલભતાથી વહી જાય, તેમજ સામાન્ય રીતે ન્હાવા ધોવાના પાણીને વહી જવા માટે તેનો ઉપયોગ થતો હોવો જોઈએ. મળ–મૂત્ર એઠવાડ વિગેરેનો નિકાલ તે દ્વારા થતો હોવાનું અસંભવિત લાગે છે. કેમકે હિંદની સંસ્કૃતિ, દેશી વૈદ્યક અને ધર્મશાસ્ત્રો તેથી કાયમ વિરુદ્ધ રહ્યા છે. એટલે ખાસ કરીને લોકો મળમૂત્ર એઠવાડ વિગેરેનો ત્યાગ ખુલ્લામાં હવા પ્રકાશ અને માટીવાળા સ્થાનમાં વિશેષતઃ કરતા હોવા જોઈએ. પાટણ

અમદાવાદ જેવા ગુજરાતના મોટા અને સમૃદ્ધ શહેરોમાં પણ પહેલેથી ખાસ એવી ગટરો ન હોવામાં તો જૈન ભાવનાના ફળરૂપ અહિંસાની દૃષ્ટિ કારણ જણાય છે. સમુર્છિમ પંચિન્દ્રિયના બચાવ માટે જૈનો કેવી કેવી રીતે દયા પાળવા હજાર્ગે વર્ષથી સાવચેત રહેતા આવ્યા છે? તે આ પ્રકરણ વાંચવાથી સમાશે. અને દીવાનો, નગરશેઠો, શહેરના અને ગામડાના આગેવાનો તરીકે જૈનો ખાસ મુખ્ય હોવાથી સાધારણ પ્રજા ઉપર પણ તેની અસર પડી જ છે. બહુ વિચાર કરતાં પણ એ વ્યવસ્થા વધારે ઉંચી વ્યવસ્થા લાગે છે.

આજની સ્યુઠ કે જે પરદેશી સત્તા, વ્યાપાર સંસ્કાર અને પ્રજા જીવન, અહીંની પ્રજામાં ઉતારવા માટે પ્રજાકીય સ્વાર્થનું એક પદ્ધતિસરનું સાધન છે, છતાં અહીંની પ્રજાને જીવનની સગવડો પૂરી પાડવાનો ફાયદો બતાવવામાં આવે છે. મનુષ્યોના શરીર નિમિત્તક ઉત્પન્ન થતાં તમામ મળો અને મેલા તત્ત્વો બહાર દેખાતા નથી. જમીનની અંદરની ગટરો મારફત વહીને બહાર ચાલ્યા જાય છે. પરંતુ તેમાં અહિંસાની દૃષ્ટિને લેશમાત્ર સ્થાન નથીજ. પાણીના વધારે પડતો દુરુપયોગ, અંદર અંદર રહીને સડતા પદાર્થો, તેમાં ઉત્પન્ન થતા અનેક રોગના જંતુઓ, સમુર્છિમ જીવોનો તો હિસાબ જ કોણ ગણે? વળી મળમૂત્રના મેલા પાણીનો શાકો, ફળો વિગેરે ઉગાડવામાં મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે. તેમાં વધારે પડતા એ ગંદા પાણીના તત્ત્વો દાખલ થઈને બે સ્વાદ અને દુર્ગંધવાળા શાકો અને ફળો પ્રજાના આરોગ્યને અવશ્ય નુકશાન કરે છે. આમ પાપનો સંગ્રહ ગુપ્તપણે એકઠો થાય છે.

ત્યારે ખુલ્લા મળમૂત્ર ખુલ્લાં દેખાય ખરાં. પરંતુ હવા, પ્રકાશ, તાપ વિગેરેથી તેનો નાશ થઈ જાય, જેથી તેનો સંગ્રહ ન થતાં તેથી ઉત્પન્ન થતા ખરાબ તત્ત્વો ફેલાવાનો પ્રસંગ [illegible] આજના ગટરના સડામાંથી બીજા બારીક જંતુ [illegible] તા હોય છે.
જે પોષક અને બીજી જં[illegible] શરીરમાં
દાખલ થઈ શારીરિક આરો[illegible].

દવાઓ, આકરા મશીનો મારફત જતુ સહારક ગોઠવણો વિગેરેની મદદથી તેને નાબુદ કરવા, તે વળી બીજી હિંસા ગટરો દ્વાગ ગમે તેટલુ બધુ દૂર લઈ જવામા આવે, પરતુ અમુક જત્થાના મેલાના સગ્રહથી ઉત્પન્ન થતા જતુઓ અને તેની સાથે સબધ ધરાવતા બીજા નાના જતુઓ માન વોને ઘેરી લીધા વિના રહેજ નહી પ્રજાને આજની ગટરોથી શારીરિક નુકશાન અવશ્ય થયુ છે પ્રથમના જેટલી શક્તિ શરીરમા રહી નથી આનુ પરિણામ સતાનો ઉપર થાય પરતુ આજે યુરોપના અનુકર ણની આપણા ઉપર અને આપણામાના ઘણાના ઉપર એવી અજબ છાપ પડી છે કે—આજે આ વાતનો આપણે વિચાર સરખો કરીયે તેમ નથી પરતુ કોઈ કહે તો હસી કાઢના તૈયાર છીએ આર્થિક નુકશાનની તો વાતજ શી ? આવી મસ્યાની ચુટણીમા વધુ મત મેળવ્યા એટલે કેમ જાણે મોટુ રાજ મેળવી લીધુ એવી બડા [ હાકવાની હાસ્યાસ્પદ મનોદશા આપણા ભાઈઓની થઇ ગઇ છે એક તસુ પણ જમીન મેળવવાની તો તાકાત નથી, તો પછી નવુ ગામ કે દેશ મેળવવાની તો વાત શી ? આપણા પૂર્વજો રાજ્યોના રાજ્યો જીતતા હતા તોપણ આટનો પોરસ નહોતો ચડતો એટલે આજે આપણને આવા મતો જીતવામા પોરસ ચડે છે ખરેખર આપણી ઉતરતી મનોદશાનો આ પૂરાવો છ—

આજકાલની મ્યુનિસીપાલીટીઓની સત્તાઓમા વધારો થવાથી જૈન ભાવના અનુસાર જીવન જીવવાને ઈચ્છતા મુનિઓ તથા ધાર્મિકોની મુશ્કેલી વધતી જાય છે મ્યુ૦ કતલખાના ચલાવે છે અને શહેરોમા ખાનગીને બદલે હવે જાહેર મારફીટો ઉઘડાવે છે જેમા કેટલાક અણસમજુ જૈનોને પણ આકસ્તરોયે સાથ આપવો પડે છે અને તેની પાસે થઇને પસાર થવુ પડે છે આવી વસ્તુઓને ટેકો આપવામા આપણા જ ભાઈઓ વગર વિચાર્યે આગળ આવી રહ્યા છે ખરેખર આશ્ચર્ય થાય છે દરેકે અવશ્ય સમજવુ જોઈએ કે—ભલે, આના તાત્કાલીક પરીણામો જોવામા કદાચ ન આવે, પરંતુ વખત જતા ચોક્કસ અને ભારોભાર પરિણામો આવવાના જ તેમા જરાપણ ફેરફાર થશે નહી

૨. લઘુનીતિ ( પેશાબ ) કરવી. તે પણ છુટમાં, કોરી જગ્યામાં કે જ્યાં તુરતમાં સુકાઇ જાય, ત્યાં કરવો યુક્ત છે. પેશાબ ઉપર પેશાબ કરવાથી શારીરિક પ્રત્યક્ષ નુકશાન છે. મોરી, ગટર વગેરેમાં પેશાબ કરવાથી અસંખ્ય સંમૂર્છિમ મનુષ્ય પચેંદ્રિય જીવો તથા કીડા પ્રમુખ ત્રસ જીવોની ઉત્પત્તિ-વિનાશ થાય છે, તેથી તેવાં સ્થાનો વર્જ્યાં. શાસ્ત્રમાં મોરી વગેરે સ્થાનકે પેશાબ કરનારને છઠ્ઠ એટલે બે ઉપવાસનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. ત્યારે પાયખાનામાં ઝાડો પ્રમુખ કરનારને કેટલો બધો દોષ લાગે ? જેથી લઘુનીતિ ( પેશાબ ) વડીનીતિ ( ઝાડો ) છુટમાં કોરી જગ્યાએ જ્યાં સૂર્યનો પ્રકાશ પડે, ત્યાં કરવા ઉચિત છે.

૩. મુખમાંથી બળખો નાંખતાં, નાકમાંથી લીંટ કાઢતાં. થુંકતાં, વમન ( ઉલટી ) થતાં, કાનનો મેલ, પરૂ પરઠવાતાં હોય, શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી, રસી, પ્રમુખ પરઠવાતાં હોય નિર્જીવ સ્થાનકે જ્યાં તરત સુકાઇ જાય, દિવસ હોય તો સૂર્યનો પ્રકાશ પડે, તેવા સ્થાને ઘરથી દુર જઇ પરઠવીને તેના ઉપર રાખ બરાબર નાંખવી. આ બાબતનો ઉપયોગ વિવેકી ધર્માત્માઓએ જરૂર કરવા યુક્ત છે. વળી આ પ્રમાણે ધારે તો દરેક સમજુ માણસ ઉપયોગ રાખી શકે તેમ છે.

તેમ ન વર્તતાં અજયણાએ પરઠવવાથી તેમાં અસંખ્ય સંમૂર્છિમ પંચેંદ્રિય જીવોની ઉત્પત્તિ તથા વિનાશ થાય છે. વળી માંખી, કીડી, મકોડા પ્રમુખ જીવો તેને ખાવાનો અર્થ સમજી ચોંટે છે, અને તેનો સ્પર્શ થતાં તેની પાંખ,

અંગ પ્રમુખ બળખા, લીંટ પ્રમુખની ચીકાશને લીધે ચોંટી જવાથી આવા અનેક ત્રસ જીવો પ્રાણ ખુવે છે એ વગેરે ઘણા દોષો થાય છે. તેથી કોરી જગ્યાએ પરઠવીને તુરત જ રાખથી ઢાંકી દેવું. નહીંતર ફક્ત અંતર્મુહૂર્તના કાળમાં (કાચી બે ઘડીની અંદર) તેમાં સંમૂર્છિમ પંચેન્દ્રિય જીવો ઉપજે છે. જેથી આ બાબત વિવેકી શ્રાવકે દયાના કોમળ પરિણામ રાખી ઉપયોગ રાખવો જોઇએ.

૪. શરીરે અભ્યંગ (તેલ મર્દન–પીઠી ચોળવી) કરીને સ્નાન કરવું. અથવા તેલ ચોળ્યા વિના સ્નાન કરવું હોય તો પણ મોરી, ખાળ વગેરેમાં સ્નાન ન કરવું. કેમકે તે પાણીમાં શરીરના મેલ વગેરેને લીધે તે પાણી જેમને તેમ રહેવાથી અસંખ્ય સંમુર્છિમ જીવો ઉત્પન્ન થાય, તથા ઘણો વખત યા દીવસો સુધી તે પાણી એક જગ્યામાં રહેવાથી તેમાં બીજા પણ અનેક ત્રસ જીવાદિની ઉત્પત્તિ અને વિનાશ થાય છે તેથી જ્યારે સ્નાન કરવું હોય ત્યારે નિર્જીવ જગ્યાએ રેતી પ્રમુખ હોય તેવા સ્થાને, જ્યાં સૂર્યના પ્રકાશથી તુરતમાં સુકાઇ જાય તેમ હોય, ત્યાં સ્નાન કરવું ઉચિત છે.

અથવા કોઇ તેવા સ્થાનમાં પગ પ્રમુખ ખુંચી જવાથી પ્રાણ જાય છે. અનેક દોષો હોવાથી તેવા જળાશયોમાં સ્નાન કરવું નહિં.

સ્મશાનાદિ જવાના કારણે ઉપયોગી શ્રાવક ધારે તો પાણી ગળીને સ્નાન કરી શકે છે. શ્રાવક અણગલ પાણીથી સ્નાનાદિ કાંઇ કરી શકે નહીં, ત્યારે જળાશયમાં સ્નાન કરવું-ક્રીડા કરવી તે કેટલા દોષનું કારણ છે? આ બાબત વિશેષ વિવેચન ન કરતાં જે વિષય પર આ લખવું છે, તે માટે એટલે સ્નાન, મોરી-ખાળ, જળાશયોમાં ન કરતાં ઉપર કહ્યા મુજબ જયણાપૂર્વક કરવું ઉચિત છે.

એટલું ખાસ ધ્યાન રાખવું જે લઘુનીતિ (પેશાબ) વડીનીતિ (ઝાડો) જિનમંદિરથી જઘન્યપણે સો હાથ દૂર કરવું જોઇએ તેમજ નાકનું લીંટ, બળખો પ્રમુખ જિનમંદિરના ચોકમાં નજ નાખવાં જોઇએ ઘણી જગ્યાએ જિનમંદિર પાસે ઓરડી પ્રમુખમાં સ્નાન કરવાની જગ્યાઓ રાખવામાં આવે છે. જે પાણી એકદર ગટર-મોરીમાં જાય છે, વળી ત્યાં સ્નાન કરવાની જગ્યાએ કોગળા કરવા, મોં સાફ કરવું, બળખા, લીંટ કાઢવા, સાબુ પ્રમુખથી ન્હાવું, વગેરે અનેક દોષો સેવાય છે. તેથી કરીને તે પ્રમાણે આચરણ કરનારાઓને જાણવા છતાં જેઓ આંખઆડા કાન કરી ચલાવે છે, તેઓ પણ તેના જોખમદાર છે. આ માટે જેઓથી બને તેઓએ યથાશક્તિ ઉપાય શોધી તે તે દોષો દૂર કરવા, કરાવવા પ્રયાસ કરવો યુક્ત છે.

૫. શાસ્ત્રમાં કહેલ છે, કે-ભોજન એઠું મુકવું નહીં,

કેમકે–તેથી તેમાં અંતર્મુહૂર્તમાં અસંખ્ય સમૂર્છિમ જીવની ઉત્પત્તિ થાય છે તેથી ખાવાની થાળી ધોઇ પીઇ જવી જોઇએ આ બાબત મોટા જમણવારોમાં બહુ અણુ-ઉપયોગ જોવામાં આવે છે વિરતિવંત તથા બીજા પણ વિવેકી શ્રાવક બંધુઓએ એવે પ્રસંગે ઉપયોગ પૂર્વક જરૂર જોઇતું ખાવાપીવાનું લેવું જેથી એઠું વધવાનો પ્રસંગ ન આવે.

૬ તેવીજ રીતે પાણીના સંબંધમાં પણ સમજવાનું છે પાણી કાઢવાને માટે જુદોજ ડોયો રાખવો જોઇએ એઠાં ભાજનો પાણીના ગોળામાં બોળવાથી પણ પૂર્વોક્ત દોષ લાગે છે તેથી આ બાબત ખાસ ઉપયોગ રાખવો જોઈએ, કાઠીયાવાડ, ગુજરાત પ્રમુખ દેશોમાં આ દોષ વધારે પ્રચલિત છે તેથી તેઓ વધારે ટીકાપાત્ર થાય છે હવે તો ત્યાંના ભાઈઓએ અને બહેનોએ કંઈક કડવી ટીકાના પાત્ર ન થવાય, તેમ ચેતી લેવાની પૂરી જરૂર છે

છેવટે સમાપ્તિમાં આ ગ્રંથમા જે કોઈ મતિ મંદતાથી ઉત્સૂત્રતા આદિ દોષ લાગ્યા હોય, તેની ક્ષમા ચાહીએ છીએ ઇતિશમ્.

सर्वमङ्गलमाङ्गल्यं सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां जैनं जयति शासनम् ॥ १ ॥



# પ્રકરણ ૧૨ મું.

## પરમાર્હંત શ્રીકુમારપાળ ભૂમિપાળના બારે વ્રતની સંક્ષિપ્ત નોંધ ×

મહારાજા કુમારપાળની ગુજરાત દેશમાં આવેલી અણહિલ્લપુર પાટણ શહેરે રાજધાની હતી. તેમના તાબામાં તે વખતે ચારેય તરફ વધારેમાં વધારે દેશો હતા. તે વખતે ગુજરાતની સત્તા આખા ભારતમાં સર્વોપરિ હતી. અને તેમ છતાં "પરામર્હંત મહારાજા ધર્મ પાળવામાં કેટલા ચુસ્ત હતા ? અને જૈન ધર્મ કેવી રીતે પાળતા હતા ? તે આજે પણ જાણવાથી ઘણા જીવોને તેથી લાભ થવાનો ખાસ સંભવ છે. આવા મોટા મહારાજા પણ અનેક જવાબદારીઓ સાથે આવી રીતે ધર્મનું પાલન કરતા હતા, તો આપણે તો તેના હિસાબમાં કાંઈ પણ નથી; તો પ્રમાદનો ત્યાગ કરીને આપણે શા માટે ધર્મનું સારી રીતે આરાધન ન કરવું ? આપણને તેના જેટલી ઉપાધિ અને પ્રવૃત્તિ કયાં છે ? તેમજ તેમના જેવી ઋદ્ધિ અને સગવડ પણ કયાં છે ? તો પછી શા માટે પ્રમાદમાં પડવું ? " આવા વિચારથી આદર્શ પુરુષોના જીવનનું અનુકરણ કરવાની ઇચ્છા હાલના શ્રાવક ભાઈઓની થાય, અને આત્મકલ્યાણના માર્ગમાં પ્રવર્તે, તે

---

× આ નોંધ અને આ અભક્ષ્ય-અનંતકાયના મૂળ લેખક જુનાગઢ નિવાસી શા. પ્રાણલાલ મંગળજી છે. દીક્ષા લીધા બાદ તેમનું નામ મુનિ પુણ્યવિજયજી હતું. આ નોંધ તેઓએ મુનિ અવસ્થામાં લખી હતી. તેમાં ફેરફાર કરીને અમોએ જરૂર પૂરતીજ અત્રે આપી છે.

ભાવનાથી પરમાર્હત રાજર્ષિના ધાર્મિક વ્રતો સંક્ષેપમાં અત્રે આપવામાં આવે છે.

૧ સમ્યક્ત્વ વ્રત—

શ્રીકુમારપાળ મહારાજા સમક્તિ મૂળ બાર વ્રતોને ધરનાર હતા, સમ્યક્ત્વ એ એક અપૂર્વ વસ્તુ છે જ, સંસારમાં ભ્રમણ કરતા પ્રાણિને ઘણે પ્રયાસે અને ઘણે કાળે પ્રાપ્ત થઈ શકે છે. એવા સમ્યક્ત્વ વગરની કરણી લુણ વગરના ધાન્યની જેમ છે.

૧ અઢાર દૂષણ રહિત વીતરાગ જિનેશ્વર પ્રભુ, તેજ સુદેવ.

૨ પંચમહાવ્રતે યુક્ત, સંવેગ રંગરૂપી તરંગમાં ઝીલવાવાળા શુદ્ધ પ્રરૂપણાના કરનાર, તેજ સુગુરુ.

૩ તથા તીર્થંકર મહારાજાઓએ ફરમાવેલ આજ્ઞા પૂર્વક અહિંસામય ધર્મ તેજ સુધર્મ; એ ત્રણ તત્ત્વને સદ્દહી પ્રાણાન્તે પણ ચલાયમાન નહિં થવું.

એવા સમ્યક્ત્વધારી કુમારપાલ મહારાજા ત્રિકાલ જિન પૂજા.

અષ્ટમી ચતુર્દશીએ પૌષધોપવાસ.

પારણાને દિવસે દૃષ્ટિએ પડેલા સેંકડો ગમે મનુષ્યોને યથાયોગ્ય આજીવિકા બાંધી આપવી.

સાથે પૌષધ કરનારાઓને પોતાને ઘેર પારણાં.

ધનહીન થયેલ દરેક સાધર્મિકને હજાર હજાર સોના મહોરો આપવી.

એક વર્ષમાં સાધર્મિકોને ક્રોડ સોના મહોરનું દાન, એ પ્રમાણે—

ચૌદ વર્ષોમાં ચૌદ ક્રોડ સોના મહોરોનું સાધર્મિકોને દાન આપ્યું.

અઠાણું લાખ દ્રવ્ય ઉચિત દાનમાં આપ્યું.

બહોંતેર લાખ દ્રવ્ય આપી કરજદારોના લખત ફડાવ્યાં.

એકવીશ જ્ઞાનભંડાર લખાવ્યા,

નિત્ય શ્રી ત્રિભુવનપાલવિહારમાં સ્નાત્રોત્સવ કરાવ્યો. શ્રી હેમચંદ્રાચાર્યના ચરણકમલોમાં દ્વાદશાવર્ત્ત વંદન પછી અનુક્રમે સર્વ સાધુઓને વંદન.

પહેલવહેલો પૌષધાદિવ્રત લેનાર યોગ્ય શ્રાવકને વંદન તથા માનાદિક આપ્યું.

અઢાર દેશોમાં અમારી પડહ વજડાવ્યો.

ન્યાય ઘંટા વગડાવી, બીજા ચૌદ દેશોમાં ધનને બળે તથા મિત્રતાને બળે જીવ રક્ષા કરાવી.

ચારસો ચુંમાલીશ નવા જિન મંદિરો કરાવ્યા.

સોળસો જીર્ણોદ્ધાર કરાવ્યા.

સાત તીર્થયાત્રા કરી.

પ્રથમ વ્રત—[1] "મારી" એવો જો અક્ષર મુખથી બોલાય તોપણ ઉપવાસ કરવો.

---

[1] આપણે–"મર." "મરી જા." "મરતો કેમ નથી?" "મૂઓ!" વિગેરે શબ્દ બોલીએ છીએ. તેમાં સત્યતાયે નથી, અને સામાને મનમાં દુઃખ તો એટલાથી પણ થાય છે. અને હિંસાનું પાપ લાગે છે. જેથી પરિણામે ભયંકર કષ્ટ ભોગવવાં પડે છે.

**બીજું વ્રત**—ભૂલમાં કે બીજી રીતે અસત્ય બોલાઇ જાય, તો આયંબલાદિકનો તપ કરવો.

**ત્રીજું વ્રત**—મૃત્યુ પામેલા બિનવારસીનુંયે દ્રવ્ય લેવું નહિ.

**ચતુર્થ વ્રત**—કુમારપાળ મહારાજાએ ધર્મ પામ્યા પછી ન પરણવાનો નિયમ કર્યો હતો. ચાતુર્માસમાં મન વચન અને કાયાએ કરી શીલ-બ્રહ્મચર્ય પાળતા હતા મનથી **શીલ** ભાંગે તો ઉપવાસ, વચનથી ભાંગે તો આયબિલ અને કાયાથી ભાગે તો એકાસણું કરતા હતા. તેમને **પરસ્ત્રી સહોદરનું** બિરુદ હતું. **ભોપાલ દેવી** વિગેરે આઠેય રાણીઓના મૃત્યુ બાદ પ્રધાનાદિકોએ ઘણું કહ્યા છતાં, પણ પરણવા માટે નિયમનો તેમણે ભંગ કર્યો નહિ: આરાત્રિક (આરતિ) માટે સાથે રાખવા **ભોપાલદેવી** રાણીની સુવર્ણની મૂર્તિ કરાવી હતી. શ્રી ગુરુ મહારાજે વાસક્ષેપ પૂર્વક મહારાજાને **રાજર્ષિ**નું બિરુદ આપ્યું.

ઉપર મુજબ **કુમારપાળ** મહારાજા ચતુર્થ વ્રતને વિષે ત્રિવિધે ત્રિવિધે સખ્ત પ્રતિજ્ઞાપૂર્વક શિયલનું પાલન કરતા હતા. પરસ્ત્રી તો જેમને સદા મા-બ્હેન તુલ્ય જ હતી.

**પાંચમું વ્રત**—છ ક્રોડ સોના મહોર, આઠ ક્રોડ રૂપા મહોર, દશ સો (હજાર તોલા) મોટી કિંમતના મણિ-રત્નો વિગેરે, બત્રીશ હજાર મણ ઘી, બત્રીશ હજાર મણ તેલ, ત્રણ લાખ મણ ચોખા, તથા ચણા જુવાર અને મગ આદિક ધાન્યોના દરેકના પાંચ લાખ મુડા, ઘર, દ··

વહાણુ, ગાડી, પાલખી, ઇત્યાદિ, અગ્યારસો હસ્તિઓ, પચાસ હજાર રથો, અગ્યાર લાખ ઘોડા, અઢાર લાખ સુભટો, એવી રીતે સર્વ સૈન્યનો સંગ્રહ પરિગ્રહમાં છુટો રાખ્યો હતો.

**છઠ્ઠું વ્રત—વર્ષાકાળમાં તો શ્રી પાટણના સીમાડાનીચે બહાર ગમન કરવું નહીં.**

**સાતમું વ્રત—**કુમારપાલ મહારાજાને મદ્ય, માંસ, મધ, માંખણુ, બહુ બીજ, પાંચ જાતિના ઉદુંબર ફલ, અભક્ષ્ય, અનંતકાય, ઘેબર આદિકનો નિયમ હતો. દેવ પાસે નહિ ધરેલાં વસ્ત્ર, ફલ તથા આહાર આદિકનો ત્યાગ હતો. દેવ આગળ ધર્યા પછી બાકીનું વાપરતા હતા. એક પાન રૂપી સચિત્ત, અને તેના પણ એક દિવસમાં આઠ બીડા ખપતા; રાત્રિએ ચારે પ્રકારના આહારનો ત્યાગ રાખતા હતા. વર્ષાકાળમાં એક ઘીની વિગય છુટી હતી. શાહ્‌વલ (લીલોતરી) શાકનો ત્યાગ રહેતો હતો, નિત્ય એકાશન કરતા હતા. પર્વને દિવસે વિગય તથા સચિત્તનો ત્યાગ રાખતા હતા.

**આઠમું વ્રત—કુમારપાળ મહારાજાએ સાતેય વ્યસનોને દેશમાંથી દૂર કરાવ્યા હતા.**

**નવમું વ્રત—**કુમારપાળ ભૂપાળને બન્નેય વખત સામાયિક કરવું. તથા તે કરતી વખતે **શ્રીમદાચાર્ય હેમચંદ્રાચાર્ય** શિવાય બીજાઓ સાથે બોલવાનો ત્યાગ હતો. હમેશાં **યોગશાસ્ત્ર**ના બાર પ્રકાશ તથા **વીતરાગ સ્તવના** વીશ પ્રકાશનો પાઠ કરતા હતા.

**દશમું વ્રત—**ચોમાસામાં રણુસંગ્રામ ન કરવો.

**ગીઝની**નો સુલતાન આવ્યો, ત્યારે પણ નિયમથી ચલાયમાન થયા ન હોતા.

**અગ્યારમું વ્રત**—પૌષધોપવાસ કરતા હતા ત્યારે રાત્રિએ કાઉસ્સગ્ગ ધ્યાને રહેતા હતા, તે વખતે પગે મંકોડો ચોંટયો હતો, ત્યારે માણસો તેને ઉખેડવા લાગ્યા, પરંતુ તે તો ચોંટી જ રહ્યો. તે વખતે તે મંકોડો મરી જશે, એવી શંકાથી પોતાના પગની ચામડી કપાવીને તેને દૂર કર્યો; પારણાને દિવસે સઘળા પોસાતીઓને ભોજન કરાવતા હતા.

**બારમું વ્રત—અતિથિ સંવિભાગ**-દુઃખી એવા સાધર્મિક શ્રાવકોનો બહોંતેર લાખ દ્રવ્યનો કર મૂકી દીધો.

મુનિમહારાજાઓને (પ્રથમ તથા અંતિમ તીર્થંકર મહારાજના શાસનમાં) રાજ્યપિંડ કલ્પે નહિ, તેથી **ભરત** ચક્રવર્તિની માફક **કુમારપાળ મહારાજાએ** સીદાતા એવા અનેક સાધર્મિક બંધુઓનો ઉદ્ધાર કર્યો.

વળી, **શ્રી કુમારપાળ** મહારાજાએ **શ્રી હેમચંદ્રાચાર્ય** મહારાજની ધર્મશાળાની મુહપત્તિ પડિલેહનાર સાધર્મિકને પાંચસો ઘોડા તથા બાર ગામનું અધિપતિપણું આપ્યું હતું. તથા સઘળી મુહપત્તિ પડિલેહનારાઓને કુલ્લે પાંચસેં ગામનું દાન આપ્યું હતું.

એવી રીતે વિવેકીઓમાં શિરોમણિ સરખા તે **કુમારપાળ** મહારાજાના બીજા પણ અનેક પ્રકારના પુણ્ય માર્ગો હતા. તેમાંથી અહિં કેટલા લખી શકાય ? એવી રીતે ઉત્તમ ધર્મક્રિયાથી તેમણે—ફક્ત એ ભવોજ બાકી રહી શકયા તેટલું આત્મકાર્ય સિદ્ધ કર્યું. ( આવતી ઉત્સર્પિણીમાં **પદ્મ**-

**નાભ** મહારાજના ગણધર થઈ તે ભવે સિદ્ધિ પામશે ). તેથી જ સાધર્મિકોને યોગ્ય દાન, માન, ધર્મની સહાયતા, કર વેરા છોડી દેવા, દુઃખીઓના ઉદ્ધાર કરવા, તથા અઢાર દેશોમાં અમારી ( અહિંસા ) પ્રવર્તનાદિકથી તેનો પરોપકાર પ્રગટ જ દેખાય છે.

## ઉપસંહાર

અત્રે **કુમારપાળ** મહારાજાના સમ્યક્ત્વમૂલ બારવ્રતાદિકનું કિંચિત્ વર્ણન કર્યું છે, તેનો હેતુ માત્ર એજ છે, કે અઢાર દેશના રાજ્યોના વહીવટનો બોજો છતાં પણ શ્રાવકના વ્રતને વિષે તેઓશ્રીએ કેટલે દરજ્જે પાળી બતાવ્યું છે ? કે જેનું અનુકરણ કરવું તો દૂર રહ્યું, પણ તેની ભાવના વિચારી આપણે કેટલા પછાત છીએ ? અને હજુ આપણે કેટલા પ્રયાસની જરૂર છે ? તેવી શુભ ભાવના પ્રાપ્ત કરવા નિમિત્તે પ્રસંગોપાત્ત આ વિષય ઉમેર્યો છે. **આણંદ કામદેવાદિક** શ્રાવકો કે જેઓની સ્વયં **મહાવીર સ્વામિએ** પ્રશંસા કરી છે. વળી જેઓએ શ્રાવકની પડિમા વહન કરી હતી. કે જે પડિમાને વિષે નિરવદ્ય આહાર લેવો પડે છે, તે ઉત્સર્ગ માર્ગ સમજવો. જો તેવા પ્રકારની શક્તિ ન હોય, તો સચિત્ત ત્યાગી રહેવાય છે. આખર જો તે પણ ન કરી શકાય, તો **બાવીશ અભક્ષ્ય અનંતકાયનો** તો જરૂર ત્યાગ કરવો. અત્રે લક્ષ્યમાં રાખવું જોઈએ કે-અભક્ષ્યાદિનો અમુક નિયમ કર્યો તેથી સંતોષ પામવાનો નથી. પણ **આણંદ કામદેવ** તથા **કુમારપાળ** મહારાજ વગેરેની જેમ શ્રાવકના દ્વાદશવ્રત અંગીકાર કરી અનુક્રમે પંચમહાવ્રતની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરવો યુક્ત

છે. શાસ્ત્રકાર મહારાજા પ્રથમ તો સર્વ વિરતિપણાનો જ ઉપદેશ કરે છે. પણ જ્યારે શ્રાવક અસમર્થ તથા ઉત્સાહ રહિત જણાય છે, ત્યાર પછી દેશવિરતિ પ્રમુખનો ઉપ-દેશ આપે છે.

## સૂચના

૧ પૃષ્ટ ૯૪ ની ૨૧ મી કલમમાં શેરડીનો રસ બે ઘડી પછી અચિત્ત છે, એમ લખ્યું છે. પણ તેનો કાળ જણાવ્યો નથી. તો શ્રી **લઘુપ્રવચનસારોદ્ધાર**માં તેનો કાળ બે પહોરનો કહેલો છે, તે પછી અભક્ષ્ય છે. આ બાબત સ્ફુટ કરવાનું કારણ એ છે કે-વરસી તપને પારણે કેટલાક અજાણ લોકો આવો કાળાતીત રસ વાપરે છે, તો તેમણે ઉપયોગ રાખવા જરૂર છે.

૨. બદામ, પિસ્તાં ચારોળી, કાળી, રાતી, ધોળી કીસ-મીસ [દ્રાક્ષની જાતિઓ] અખરોટ, કોકણી કેળાં, જરદાળુ, અંજીર, મગફળી, સૂકું, ટોપરું સૂકી રાયણ, કાચી ખાંડ, સૂકા લખાઈ બોર, વિગેરેને ૯૭ અને ૧૦૦ મા પૃષ્ઠ ઉપર ફાગણ ચોમાસાથી અભક્ષ્ય ગણાવ્યા છે. પ્રથમની આવૃત્તિમાં -ઉપર ગણાવેલી ચીજોને અષાડ ચોમાસાથી ત્યાગ કરવાની લખીને, ફાગણ ચોમાસાથી સુકો મેવો અભક્ષ્ય હોવાનો મતા-ન્તર નોંધ્યો છે. તે ઉપરથી જ આ આવૃત્તિમાં ફાગણથી અભક્ષ્ય ગણાવ્યા છે.

## શ્રી લક્ષ્મીરત્ન સૂરિકૃત અભક્ષ્ય અનંતકાયની સજ્ઝાય.

ઢાળ—જીનસાસન રે સૂધી સદ્દહણા ધરે,
સુણી ગુરુ મુખ રે નવે તત્ત્વ નિરતા કરે;
મિથ્યામતિ રે કપટ કદાગ્રહ પરિહરે,
સહી પાળે રે તે નર સમકિત મન ખરે.

ત્રુટક—મન ખરે સમકિત શુદ્ધ પાળે, ટાળે દોષ દયા પરો,
ધુર પંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચ્યાર શિક્ષાવ્રત ધરો;
ઇમ દેશ વિરતિ ક્રિયા નિરતિ, કરો ભવિયણ મન રૂલી,
દાખવી નિયગુણ પરહ કેરા, દોષ મમ કાઢો વલી. ૧

ઢાળ—મમ કાઢો રે લોભી નર કૂડો કરો,
જાણી સાવદ્ય રે અભક્ષ્ય બાવીસે પરહરો;
વડ પીંપળ રે પીપરીન કઠુંબરો,
ઊંબર ફળ રે રખે તુમે ભક્ષણ કરો.

ત્રુટક–રખે ભક્ષણ કરો માંખણ, મદ્ય, મધુ, આમિષ તણું,
વિષ, હેમ, કરહા છાંડી પરહા, દોષ મૂલ માટી ઘણું,
પરિહરો સજ્જન રયણી ભોજન, પ્રથમ દૂરગતિ બારણું,
મમકરો બ્યાળુ [1]અતિ અસુરું, રવિ ઉદય વિણ પારણું. ૨

ઢાળ—અથાણું રે અનંતકાય સવિ નિમીયે,
કાચું ગોરસ રે માંહિ કઠોળ ન જીમીયે;
વળી વેંગણ રે તુચ્છ ફળ સવિ છંડીયે,
આપણપું[2] રે વ્રત લીધું નવિ ખંડીયે.

---

૧ વાળું ૨ આપણું.

ત્રુટક—નવિ ખડીયે સવિ નીમ લેઈ, દેઈ ફળ મત ભંગનું,
અજ્ઞાત ફળ, બહુ બીજ, ભક્ષણ ચલિત રસ હુયે જેહનું;
સંવર આણી અભક્ષ્ય જાણી, તજો એ બાવીસ એ,
ગુરુ વયણ વિગતે વળીય પ્રીછો, અનંતકાય બત્રીશ એ. ૩

ઢાળ—અનંતી રે કંદ જાતિ જાણો સહુ,
જસ ભક્ષણ રે પાતિક બોલ્યા છે બહુ;
કચૂરો રે હળદર, નીલી આદુ વળી,
વજ, સૂરણ રે કંદ બેહુ કુમળી ફળી

ત્રુટક—જે ફળીઅ કુમળી બીજ પાખે,
ચાખે ચતુર ન આંબલી,
આલુ, પિંડાલુ, થેગ, થુહર, સતાવરી, લસણ કળી;
ગાજર,મૂળા,ગળો,ગિરણી,વિરહાલી, ટંક,વથ્થુલ્લો,
પલ્લંક, સૂરણ, બોલ, બીલી, મોથ, નીલી, આંબળો.

ઢાળ—વંસ કરેલાં રે કુંપલ કુંઆલા તરુ તણાં,
અંકૂરા, રે લોઢા, તે જળ પોયણા;
કુંઆરી ગે, ભમર વૃક્ષની છાલડી,
જે કહિયેં રે લોકે અમૃત વેલડી.

ત્રુટક—વેલડી કેરા તંતુ તાજા, ખીલોડાને, ખરસૂઆ.
ભૂંઇ ફોડી છત્રાકાર જાણો, નીલ ફૂલ તે અવિ જૂઆ
બત્રીશ લોક પ્રસિદ્ધ બોલ્યા, લક્ષ્મીરત્ન સૂરિ ઇમ કહે,
પરિહરે જે બહુ દોષ જાણી, પ્રાણી તે શિવ સુખ લહે

ઇતિ અભક્ષ્ય અનંતકાયની સજ્ઝાય.

# સચિત્ત અચિત્ત વિચાર સઝાય.

**પ્રવચન અમરી** સમરી સદા, ગુરુપય પંકજ પ્રણમી મુદા;
વસ્તુ તણું કહું કાળ પ્રમાણ,**સચિત્તઅચિત્ત** વિધિ જીમલીયો જાણ
બેહુ ઋતુ મળી **ચોમાસામાન**, ષટ્ ઋતુ મળી **વર્ષ** પ્રમાણ
વર્ષા શીત ઉષ્ણ ત્રિહું કાળ, ત્રિહું ચોમાસે વર્ષ રસાળ. ૨
શ્રાવણ ભાદ્રવો આસો માસ, કાર્તિકે વરસાળો વાસ; (?)
માગશીર પોષ માહાને ફાગ, એ ચારે શીયાળા લાગ. (?) ૩
ચૈત્ર વૈશાખ ને જેઠ, આષાઢ, ઉષ્ણકાળ એ ચારે ગાઢ; (?)
વર્ષા શરદ શિશિર હેમંત, વસંત ગ્રીષ્મ ષટ્ ઋતુ એમ તંત. ૪
વર્ષા પનર દિવસ **પકવાન્ન**, ત્રીસ દિવસ શીયાળે માન;
વીસ દિવસ ઉનાળે રહે, પછી અભક્ષ્ય શ્રી જીનવર કહે.
રાંધ્યું **વિદલ** રહે ચિંહુ જામ[1],**ઓદન** આઠ પ્રહર અભિરામ
સોળ પ્રહર **દહિં, કાંજી, છાસ,** પછી રહે તો જીવ નિવાસ.
**પાપડ લોઇયા, વટક** પ્રમાણ-ચાર પ્રહર **પોળીનું** માન,
માત્ર પ્રમુખ**નિવિગય પકવાન્નચલિતરસે** તસ કાળનું માન
**ધાન ધોયણ** છ ઘડી પરમાણ, દોય ઘડી **જળવાણી** જાણ;
**ફળ ધોયણ** એક પ્રહર પ્રમાણ,ત્રિફલા જળ બે ઘડીને માન ૮
ત્રણવાર ઉકાળે જેહ, શુદ્ધ ઉષ્ણજળ કહિયે તેહ;
પ્રહર તીન ચઉ પંચ પ્રમાણ, વર્ષા શીત ઉનાળે જાણ ૯
શ્રાવણ ભાદ્રવડે દિન પંચ, મિશ્ર **લોટ** અણચાલિત સંચ;
આસો કાર્તિક ચિહૂ દિન જાણ, માગશીર પોષ દિન તીન પ્રમાણ. ૧૦
માહ ફાગણે કહ્યા પણ જામ,[2] ચૈત્ર વૈશાખ ચિહૂ પોર અભિરામ;
જેઠ આષાઢ પ્રહર ત્રણ જોઈ, તદ ઉપરાંત અચિત્ત તે હોઈ. ૧૧

ગહું,શાલિ,ખડધાન,કપાસ,જવ ત્રિહું વરસેં અચિત્ત તે ખાસ;
સીત તાપ વર્ષાદિક જોઇ, સચિત્ત યોનિ અચિત્ત તે હોઈ. ૧૩
હરડે,પીંપર,મરિચ,બદામ,ખારેક,દ્રાખ,એલા[1]અભિરામ;
શત જોયણુ જલવટમાં વહે, સાઠ જોયણુ થલવટમાં કહે. ૧૪
ધૂમ અગ્નિ પરિયટ્ટણુ કરી, અચિત્ત યોનિ તસ થાયે ખરી;
સચિત્ત યોનિ પ્રહવણુની જેહ, થાયે અચિત્ત **પ્રવચન** કહે તેહ. ૧૫
**ગેરુ, મણુશિલ, લુણુ, હરિયાળ,** આપે જલવટ માંહે રસાળ;
તે અચિત્ત હોયે પ્રવચન સાખ, પણુ લેવાની નહિ તસ ભાખ. ૧૬
**ધોળો સિંધવ** કહ્યો અચિત્ત, **શ્રાદ્ધ વિધે** અક્ષર પરતીત;
**ઈલાદિક ઓલા** જે થાય, તેહ અચિત્ત થાપના નવિ થાય. ૧૭
**ખોરું ઘૃત** જે કાલાતીત, પલટાએ વરણાદિક રીત;
**કાચૂં દૂધ વિદલ** સંયોગ થાયે અભક્ષ્ય કહે મુનિ લોગ. ૧૮
બાર પ્રહર રહે **જુગલી રાખ**[2], સોલ પ્રહર **રાઈતું** અજાણ;
**દહિ રાઈ વિદલે** દેવાય, ઉષ્ણુ કરે તો શુદ્ધજ થાયા ૧૯
**કડા વિગય** પરિ **શેકયું ધાન,** મુહૂર્ત ચોવીશ **ગોમૂત્રનું** માન;
**ઢુંઢણીયાદિક વિદલની દાળ, શેકયાં ધાન** પરે તેસમકાળ.૨૦
ચાર પ્રહર **શીરો, લાપસી,** વિદલ પરે તે **પ્રવચન** વસી;
જીહાં જેહનો કાળ પૂરો થાય, તિહાં તે વસ્તુ અભક્ષ્ય કહેવાય. ૨૧
**અથાણાં** પ્રમુખ સહુ જાણુ, **ચલિત રસેં** તસકાળનું માન;
**અલવણાદિક** કેરો કાળ, શાસ્ત્ર માંહે છે તેહ વિશાળ ૨૨
તેહ ભણી ઇહાં નાણ્યો એહ, અલ્પ બુદ્ધિને પડે સંદેહ;
**આર્દ્રધાન અંકૂરા** નિકળે, તે સહુ વસ્તુ અભક્ષ્યમાં ભળે. ૨૩
એ બોલ્યો લવલેશ વિચાર, વિસ્તાર **પ્રવચનસારોદ્ધાર;**
**ધીરવિમલ પંડિત** સુપસાય, કવિ**નયવિમલ** કીધી સજ્ઝાય ૨૪

**ઇતિ શ્રી સચિત્ત અચિત્ત વિચાર સજ્ઝાય સમ્પૂર્ણ.**

---

૧. એલચી. ૨. જુવારની પાતળી ઘેંસ.

શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજશ્રી યશોવિજયજી મહારાજ વિરચિત–

## ચાર આહારમાં–આહારી–અણાહારીની સજ્ઝાય

( અરિહંત પદ ધ્યાતો થતો—એ દેશી )

સમરું ભગવતી ભારતી પ્રણમી ગુરુ ગુણવંતો રે !
સ્વાદિમ જેહ દુવિહારમાં સૂઝે તે કહું કતો રે ! શ્રીજિન૦ ૧
શ્રીજિન વચન વિચારીયે કીજીએ ધર્મ નિ: સંગો રે !
વ્રત પચ્ચક્ખાણ ન ખંડિયે ધરીયે સંવર રંગો રે ! શ્રીજિન૦ ૨
પીંપર, સૂંઠ, તીખા, ભલા હરડે, જીરું, તે સાર રે !
જાવંત્રી,જાયફળ,એલચી,સ્વાદિમ ઇમ નિર્ધાર રે! શ્રીજિન૦ ૩
કાઠ, કુલંજર, કુમઠા, ચણીક–બાવા, કચૂરો રે !
મોથ,ને કંટાશેળિયો, [1]પોહોકર–મૂલ કપૂરો રે! શ્રીજિન૦ ૪
હીંગલા અષ્ટક, બાવચી, બૂકી હીંગુ ત્રેવીશો રે !
બલવણ, સંચલ, સૂઝતાં સંભારો નિસદિસો રે શ્રીજિન૦ ૫
હરડાં, બહેડાં વખાણીયે, કાથો, પાન, સોપારી રે;
અજ,અજમોદ,અજમો ભલો ખેરવડી નિરધારો રે-શ્રીજિન૦ ૬
તજ ને તમાલ, લવીંગ શું જેઠીમધ ગણો ભેલા રે !
પાન વળી તુલસી તણાં દુવિહારે લે જ્યો હેલા રે ! શ્રીજિન૦ ૭
મૂલ જવાસના જાણીયે વાવડીંગ, કસેલો રે;
પીંપરીમૂળ જોઇ લીજીએ રાખજ્યો વ્રત વેલો રે! શ્રીજિન૦ ૮
બાવળ, ખેર ને ખેજડો, છાલી ધવાદિક જાણો રે !
કુસુમ સુગંધ સુવાસિયો વાસી પુ નિત[2]ચેં પાણી રે! શ્રીજિન૦ ૯
એહવા ભેદ અનેક છે; ખાદિમ નીતિ માંહે રે;
જીરું સ્વાદિમ કહ્યું ભાષ્યમાં, ખાદિમમાં બીજે ઠામ રે !
શ્રીજિન૦ ૧૦

---

૧ પુષ્કળ મૂળ (?) ૨ પૂ વિનીતસ્યો (પાઠાન્તર)

મધુ, ગોળ પ્રમુખ જે ગ્રન્થમા **સ્વાદિમ** જાતિમા ભાખ્યો રે ।
તે પણ તૃપ્તિને કારણે આવરણાએ નવિ રાખ્યો રે । શ્રીજિન૦ ૧૧
હવે **અણાહાર** તે વર્ણવુ જે **ચૌવિહારમાં** સૂઝે રે ।
**લાબ પચાંગ,ગળો,કડું** જહથી મતિ નવિ મૂઝે રે । શ્રીજિન૦ ૧૨
**રાખ, ધમાસો, ને રોહિણી, મુખડ, ત્રિફળાં** વખાણો રે ।
**કિરિયાતો,અતિવિષ,એળીયો,રિંગણી** પણ તિમ જાણો રે ।
શ્રીજિન૦ ૧૩
**આછી, આસ ધ, ચિતરો, ગૃગળ, હરડાં** દાલો રે,
**બોણ** કહી **અણુહારમાં** મળી **મજીઠ** નિહાળો ગે । શ્રીજિન ૧૪
**કણેરનાં મૂળ, પુંવાડીયા બોલ, બીયો** તે જાણ્યો રે,
હળદર સૂઝે **ચૌવિહારમાં** વળી ઉપલેટ વખાણ્યો રે । શ્રીજિન૧૫
**ચોપચિની, વજ** જાણીયે **બોરડી મૂળ કુથેરી** રે ।
**ગાય ગોમૂત્ર** વખાણીયે વળી **કુવાર** અનેરી રે । શ્રીજિન૦ ૧૬
**કે દરુ, વડકુડા** (શુદા) ભલા તે અણાહારમા કહિયે રે ।
એહવા ભેદ અનેક છે, **પ્રવચનથી** સવિ લહીએ રે । શ્રીજિન૦ ૧૭
વસ્તુ અનિષ્ટ ઇચ્છા વિના તે મુખમા ધરી જે રે ।
**ચાર આહારથી** બહિરો તે **અણુહાર** કહી જે રે । શ્રીજિન૦ ૧૮
એહ જુ ગત શુ જે લહી વ્રત પચ્ચક્ખાણ ન ખડે રે ।
તેહ શુ ગુણ અનુરાગિણી શિવ **લચ્છી** રતિ મડે રે । શ્રીજિન૦૧૯
શ્રી **નયવિજય** સુગુરુ તણા લેઈ પસાય ઉદાર રે ।
**વાચક જશવિજયે** કહ્યો એહ વિશેષ વિચાર રે । શ્રીજિન૦ ૨૦
(**તપગચ્છ** ગયણુ દિવા કરુ શ્રી **પરભ** (પ્રભ)**સૂરિ** રાજ્યે રે ।
એ સજ્ઝાય રચ્યો ભલો ભવિયણને હિત કાજે રે । શ્રીજિન૦ ૨૧)

---

૧ વાચક જશ સજ્ઝાય રચી, એ સેવ સુનિયાગ ।
૨ કોઇ પ્રતમા આ ગાથા વધારે છે